# બહેનોની મેહફિલ

## بہنوں کی محفل

સંપાદક

મૌલાના અહમદ મુહમ્મદ હથુરણી સાહબ

પ્રકાશક

નુરાની કુતુબખાના

મુ.પો. છાપી, જિ. બનાસકાંઠા, પીન - ૩૮૫૨૧૦

ફોન નં. : (૦૨૭૩૯) ૨૭૦૧૧૨

# બહેનો ની મેહફિલ

[ ભાગ પહેલો ]



: સંપાદક :

મોલાના અહમદ મુહંમદ હથુરણી



: પ્રકાશક :

નુરાની કુતુબખાના

છાપી. ડી. બનાસકાંઠા

# ખુદા તવક આપે તો

## આ દીની ગુજરાતી કિતાબો પણ આપના ઘરમાં વસાવો.

### સાસરે જતી દીકરીને

**લેખક: મૌલાના અહમદ મોહંમદ હથુરણી.**

આજના યુગમાં કે જ્યાં દરેક ઘર ઝઘડાઓની પરંપરા સર્જે છે, તેમાં આ 'સાસરે જતી દીકરીને' નામની કિતાબ આશ્ચર્યજનક પરિણામ લાવે છે. નવા વાતાવરણમાં જઈ પોતાનો ગૃહસંસાર શરૂ કરી પુરા ઘરની સત્તાના સુત્રો અપાવતી આ કિતાબમાં પિરસાયેલ સામગ્રી ખરેખર આકર્ષક શૈલીમાં રજુ કરી શંકાઓનું વાતાવરણ દૂર કરી અડગ વિશ્વાસ પ્રેરતી આ કિતાબ દરેક ઘરમાં વસાવવા જેવી છે.

### પ્યારે રસુલ કી પ્યારી બાતેં

**લેખક: મૌ. મોહંમદ આશિક ઇલાહી–બુલંદશેહરી**

ઈસ્લામના મહાન પયગમ્બર હઝરત મોહમદ મુસ્તુફા (સ.અવ) ની ઝુબાન મુબારકથી પ્રસંગોપાત નીકળેલા સુરાના વાતોથી ભરપુર આ કિતાબ કે જેમાં ૫૦૦ મોઅતબર હદીસોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. માનવીની સાચી સફળતા બતાવતી આ કિતાબ ઘણીજ ઉપયોગી છે.

### ખ્વાબ અને તાબીર–એટલે સ્વપ્ન અને તાબીર

**લેખક: અલ્લામા મોહંમદ ઈબ્ને સીરીન (રહ.)**

તાબીરના પ્રખ્યાત લેખકની સ્વપ્નની તાબીરના નિયમો, તેના સિદ્ધાંતો અને જુદા જુદા સ્વપ્નોની તાબીર દર્શાવતી આ પ્રથમ ગુજરાતી કિતાબ છે. વ્યક્તિ રાત્રે જુદી જુદી જાતના સ્વપ્નો જોઈ મુંજવણમાં મુકાઈ તેની તાબીર શોધવા પ્રયત્નો કરે છે. દરેક જાતના સ્વપ્નો જેવા કે પ્રાણીઓ, વસ્તુઓ, માનવીઓની સચોટ તાબીર બતાવતી આ કિતાબ ઘણીજ રસદાયક છે. દરેકે પોતાના ઘરમાં વસાવવા લાયક આ કિતાબ છે.

# બહેનોની મેહફિલ

## [ ભાગ પહેલો ]

## ની

## ફેહરિસ્ત

# ઇમાન અને અમલની સચોટ રાહ બતાવતી દીની ગુજરાતી કિતાબો

- મસનુન મકબુલ દુઆઓ અને નમાઝ
- સઝાએ બે નમાઝી
- તબ્લીગકા મકામી કામ
- તબ્લીગી જમાઆત કે લિયે રવાનગીકી હિદાયત
- મુસ્લિમ પતિ-પત્ની
- કબરની પહેલી રાત
- તબ્લીગી નિસાબ
- ફઝાઇલે સદકાત ભાગ ૧-૨
- સાસરે જતી દીકરીને
- સીરતે સરકારે મદીના
- હમારી દુઆ કયું કુબુલ નહી હોતી
- ઔરતોની નમાઝ અને ઝરૂરી મસઅલાઓ
- તબ્લીગી જમાઅતની બુન્યાદી છ બાતે
- મુસ્લિમ બાનુઓ માટે ૨૦ સબક
- ઈસ્લામનો ઈસ્લાહી પ્રોગ્રામ
- પ્યારે રસુલકી પ્યારી બાતે
- કયામત કયારે આવશે
- બેહીસ્તી ઝેવર ભાગ ૧૧
- કફન અને દફનના અહકામો
- મા-બાપના હક્કો

- સીરતે મોહમ્મદુર્રસુલુલ્લાહ
- ઇન્સાનિયતનો પયગામ
- મેરી નમાઝ
- મૌતકી યાદ
- આઇના-એ-નમાઝ
- તાલીમુલ ઇસ્લામ ભાગ-૪
- મૌતકા મનઝર
- ખસાઇલે નબવી (સ.)
- ખ્વાબ અને તાબીર (સ્વપ્ન અને તાબીર)
- ઈસ્લામ ક્યા હય
- ગરીબની હજ
- સહીહ બુખારી શરીફ ૧૯૪૨ હદીસોનો ઝખીરો
- ફઝાઇલે દુરૂદ શરીફ
- તબ્લીગી જમાઅત પર ચંદ ઉમુમી એઅતેરાઝાત ઔર ઉન્કે મુફસ્સલ જવાબાત
- મુસલમાન પરેશાન કયું
- ઇસ્લામમાં સ્ત્રીનું સ્થાન
- જન્નતકી કુંજી
- મૌતકા જટકા
- કુર્આન આપસે ક્યા કેહતા હય
- હઝરત મૌ. ઇલ્યાસ (રહ.) ની દીનીદઅવત
- ફઝાઈલે તિજારત (વેપારની ફઝીલતો)
- કબર કયા કેહતી હૈ
- બેહતરીન જહેઝ યાને—ઉત્તમ દહેજ
- ખુદાકા આખેરી પયગામ
- સફરે આખેરત






# ન અ ત

મોકલનાર :—મરયમ ઈબ્રાહીમ હાથા

ખાલિક હય તુ હમારા માલિક હય તુ હમારા !
તુને હમે બનાયા, તુને હમેં સંવારા !

તેરે સિવા કિસીકા સિજદહ કહાં રવા હય !
તેરે સિવા કિસી કા પૂજે તો યેહ ખતા હય !

અય હાકિમોં કે હાકિમ, તેરી હય બાદશાહી !
હર ચીઝ દે રહી હય, ઈસ બાતકી ગવાહી !

ફલ ફૂલ, પેળ પત્તે, મયદાં, પહાળ, દરયા !
કરતે હંય સિદક દિલસે તેરી સના ખુદા યા !

ખાલી કભી ન હોંગે યા રબ તેરે ખઝાને !
ગાફિલ હય જો ન સમજે, નાદાં હય જો ન માને !

—નઝર ઝયદી



# નાપાક કપડું અને પેશાબ

[ ગોરીબીબી અહમદ ]



★ નાપાક કપડું પાક પાણીથી જ પાક થઈ શકે.

★ કોઈ માણસ નાપાક કપડાંને પેશાબથી ધોવા લાગે તો આપ તેને પાગલ સમજો છો.

★ પરંતુ કેટલાક મુસલમાનો હરામ માલ ખુદાની રાહમાં આપે છે.

★ હરામ માલથી સદકો ખયરાત કરે છે ને હરામ માલથી ગરીબોની મદદ કરીને ખુદા પાસે સવાબ તથા જન્નતની આશા રાખે છે.

★ હરામ માલથી હજ્જ કરવા જાય છે.

★ એવા માણસને પાગલ કહેવાને બદલે આપ તેના વખાણ કરો છો.

★ તેની દરિયા દિલીના વખાણ કરો છો.

★ તેની ઉદાર દિલીને છાપાને પાને ચમકાવો છો.

★ ખરૂં જોતાં એવા માણસ વચ્ચે અને નાપાક કપડાંને પેશાબથી ધોનારા વચ્ચે કશો ફરક નથી.

હઝરત સુફયાન સવરી ( રહ. )ના કથન મુજબ :—

★ નાપાક કપડાંને પેશાબથી ધોવું અને હરામ માલમાંથી ખયરાત સદકો આપવો બંને બરાબર છે.

હઝરત રસૂલે પાક ( સલ. )એ ફરમાવ્યું છે :—

★ અલ્લાહ તઆલાનો એક ફરિશ્તો રાત દિન પુકાર પાડે છે કે, જે શખ્સ હરામ માલ ખાય છે, તેની ન તો ફર્ઝ કબૂલ થાય છે, ન નફિલ કબુલ થાય છે.

★ હરામ માલ અને ખુદા સાથે સંબંધ ?

★ આ બંને વસ્તુઓ ભેગી થઈ શકે નહિ.

—અલ હસનાત

# નસીહતની વાતો

★ કોઈને પોતાનો ભેદ કહીને એવી તાકીદ કરવી કે કોઈ ને કહેવું નહિ, એ સૌથી મોટી બેવકુફી છે.

★ મર્દની મુહબ્બતનો કદી ભરોસો નહિ કરવો. વાદળના સાયાનો શું ભરોસો ?

★ સ્વાર્થી માણસથી સદા દુર રહો. તેને મોકો મળશે તો તમારા કપડાં પણ ઉતારી લેશે.

★ દુખી દિલની આહ ન લો. દુખી દિલની આહ આસ્માનને ચીરીને ઉપર ચઢી જાય છે.

★ મેહનત અને કરકસર એ ખુશનસીબીના મહેલ પર ચઢવાની સીડીઓ છે.

★ કોઈને હકીર ન સમજો. આજનો ફકીર કાલનો અમીર હોઈ શકે છે.

★ સખ્તીનો જવાબ નરમીથી આપો અને મિઝાજની સમતુલા જાળવી રાખો.

★ સારી કિતાબો, સારા માસિકો અને નેક બહેનો સાથે મુહબ્બત રાખો.

★ ત્રણ માણસો જન્નતમાં દાખિલ નહિ થાય : મકકાર, કંજૂસ, એહસાન કરીને જતલાવનાર.

★ ઈલ્મ હાસિલ કરવો દરેક મુસલમાન અવરત મર્દ પર ફર્ઝ છે.

★ ઝાલિમ માટે કિયામતનો દિવસ અંધકાર ભરેલો હશે.

★ જે માણસ આજિઝી કરે છે, અલ્લાહ તેના દરજ્જા બુલુંદ કરે છે.

★ જેના દિલમાં રાઈના દાણા જેટલો તકબ્બુર હશે તે જન્નતમાં નહિ જાય.

★ ખુશ મિઝાજી, ઝિન્દહ દિલી અને સંતોષને પસંદ કરો

★ જેમ આપ પોતાની કામયાબી પર ખુશ થાવ છો, બીજાઓની કામયાબી ઉપર પણ ખુશ થાવ.

—નુસરત હાશિમહ યૂસુફ ઝઈ-હેમરપુર

## એક શેઅર

તિફ્લ મેં બુ કિસ તરહ આ સકતી હય,
મા-બાપ કે અત્વારકી

દુધ તો ડિબ્બે કા હય અવર
તઅલીમ હય સરકાર કી. (અકબર)

—સલીમહ અહમદ



# દુન્યા મુસાફિરખાનું

★ દુન્યા એક મુસાફિરખાનું છે, જ્યાં પાછા ફરીને આવવાનું નથી.
★ ખરો મુસલમાન તે છે જેના હાથ અને ઝુબાનથી બીજા મુસલમાનો સલામત રહે.
★ ના-જાઈઝ કમાણીમાં ન પડો, જે માણુસ હરામનું ખાય છે, તેનું ઠેકાણું જહન્નમ છે.
★ રૂશ્વતખોરીથી બચો. રૂશ્વત લેનાર અને દેનાર બન્ને જહન્નમી છે.
★ મા-બાપનો હક અદા કરવો હજ્જથી બેહતર છે.
★ તમે ખુદાનું કામ કરો. લોકો તમારૂં કામ કરતા રહેશે.
★ નેકીઓને ભુલી જાવ, ગુનાહોને યાદ રાખો.
★ દુન્યાની દવલતથી ઈલ્મની દવલત અફઝલ છે.
★ પાંચ વસ્તુઓ ઈન્સાનને હલાક કરી નાખે છે :
(૧) ગુસ્સો (૨) તકબ્બુર. (૩) હસદ, (૪) સુસ્તી (૫) સ્વાર્થ.
★ ગરીબી એક ઘર છે. એ ઘરનો રસ્તો ફુઝૂલ ખર્ચી છે.
★ સુલેહ ચાહનારો માણુસ દુન્યાનું નુર છે. વિખવાદ ચાહનારો દુન્યાનું અંધારૂં છે.
★ દવલત પર ફખ્ર કરવો ગરીબીને દઅવત આપવા સમાન છે.
★ સારો માણુસ તે છે જેની ઉંમર લાંબી હોય અને અમલો નેક હોય. બુરો માણુસ તે છે જેની ઉમર લાંબી અને અમલો ખરાબ હોય.
★ તમે બીજાઓની ગીબતો કરીને પોતાનો માન મોભો વધારી શકતા નથી.
★ દુન્યા ફાની છે. ખુદાની ઝાત સિવાય કોઈ પર ભરોસો ન કરો.
★ આડો જવાબ આપવા કરતાં ચુપ રહેવું લાખ દરજ્જે બેહતર છે.
★ જે દિલમાં ઈન્સાનની હમદર્દી નથી તે દિલ નથી, પત્થર છે.

—નિગહત અખ્તરી બાનુ અન્વર, બિહાર.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

## એક શેઅર

યેહ ચમન યુંહી રહેગા ઔર હઝારોં જાનવર
અપની અપની બોલીયાં સબ બોલ કર ઉડ જાએંગે.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

# નવ કીમતી વાતો

★ જન્નત માતાના ચરણો નીચે છે.

★ રબની ખુશી બાપની ખુશીમાં છે અને રબની નાખુશી બાપની નાખુશીમાં છે.

★ માલમાં અને ખર્ચામાં ફુઝૂલ ખર્ચીથી બચો, કેમકે કરકસર કરનારી કવમ કદી મોહતાજ નથી બનતી.

★ કરકસરથી કામ ચલાવવું એ પોતે અરધી રોઝી છે.

★ કરકસર કરવી એ પોતે એક નોખી આમદની છે.

★ મુઅમિનનો વાયદો ફર્ઝ પેઠે વાજિબુલ-અદા છે, અને મુઅમિનનો વાયદો એવો છે જેમ હાથ પકડી લેવો.

★ કિયામતના દિવસે અલ્લાહના બેહતર બંદા તેઓ હશે, જેઓ ખુશદિલીથી વાયદો પુરો કરે છે.

★ સાચો ઇમાનદાર વેપારી કિયામતના દિવસે નબીઓ, સિદ્દીકો અને શહીદોની સાથે હશે.

—શમ્સુન-નિસા બેગમ અલિફ હાશિમી [ કાદિરપુરા ]

# વાંચીને યાદ કરી લો

૧. એકજ દવા પીધા કરવાથી તબીઅત ટેવાઈ જાય છે અને દવા કારગર નથી જતી.
૨. છીંક તંદુરૂસ્તીની નિશાની છે, પણ ઝિયાદતી ખરાબ છે.
૩. ખાવું ખાવા બાદ અને ભૂખની હાલતમાં કસરત કરવાથી નુકસાન થાય છે.
૪. ખાતી વેળા પાણી પીવાથી બદહઝમી થાય છે.
૫. કાળા રંગનું કપડું સૂર્યના કિરણોને જલ્દી શોષી લે છે, જેથી ગરમીમાં નહિ પહેરવું જોઈએ.
૬. વધુ સુવાથી સુસ્તી ઉપરાંત મગજ પણ ઠોઠ બની જાય છે.
૭. રાત અને દિવસમાં ૭ થી ૮ કલાક સુવું તંદુરસ્તીની નિશાની છે.

—મુઅઝ્ઝમ-મિલ્લ જહાં બેગમ બદાયૂની



હઝરત અલી

# શેરે ખુદાની વાતો

(૧) વાત કરવાનો પ્રસંગ ન હોય ત્યાં ચુપ રહેવું એજ સૌથી મોટી હિકમત છે.

(૨) નસીહતની વાત કરતાં પહેલાં પોતે તેના ઉપર અમલ કરીને દેખાડો.

(૩) સૌથી સારી તે વાત છે જે અમલ પ્રમાણે હોય.

(૪) તમારો વખત ઘણો કિમતી છે, એને એવી વસ્તુઓમાં ન વેડફો જે તમારા કામમાં ન આવે.

(૫) રાત અને દિવસ અમારા કામોમાં ગુંથાએલાં છે, તમે પણ તેમાં ગુંથાઈ જાવ. અને પોતાના વખતને બરબાદ ન થવા દો.

(૬) નાદાનોની દોસ્તીથી દુર રહો, એઓ તમને લાભ પહોંચાડવા માગે તોય નુકસાન જ થશે.

(૭) સૌથી કીમતી ખઝાનો દિલની મુહબ્બત છે.

—રશીદા બેગમ, ચમનગંજ [ કાનપૂર ]

# હદીસની વાતો

(૧) જે શખ્સ ઈલ્મ માટે મુસાફરી કરે છે, અલ્લાહ તઆલા તેના માટે જન્નતનો રસ્તો આસાન બનાવે છે.

(૨) ઉત્તમ સદકો એ છે કે મુસલમાન ઈલ્મ શીખે અને પોતાનાં ભાઈ બહેનોને શીખાડે.

(૩) જે શખ્સ કોઈ મુસલમાનની એબ છુપાવે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની એબો છુપાવશે.

(૪) જે શખ્સ કોઈ ઈમાનદારની દુન્યવી મુસીબત દુર કરશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની કોઈ મોટી મુસીબત દુર કરી દેશે.

(૫) જે શખ્સ કોઈ ગરીબ સાથે નરમી કરે છે, કોઈ કર્ઝદાર પાસેથી પૈસા વસુલ કરવામાં નરમીથી કામ લે છે યા મુઆફ કરી દે છે તો અલ્લાહ તઆલા કિયામતમાં તેની સાથે નરમી કરશે.

(૬) ન્યાયની એક પળ સિત્તેર વરસની ઈબાદતથી બેહતર છે.

—શિફઅત ફાતિમહ સિદ્દીકી [ છપરા મઉ ]



# નેક ઈરાદે

(૧)

હંમેશા ખુદા કી ઈબાદત કરૂંગી,
રસૂલે-ખુદા કી ઈતાઅત કરૂંગી !

(૨)

બુઝુરગોંકી તઅઝીમ સમજુંગી વાજિબ,
અઝીઝોં સે અપને મુહબ્બત કરૂંગી !

(૩)

હયા કો સમજતી હું ઈમાન અપના,
જો બે-શર્મ હંય ઉન્સે નફરત કરૂંગી !

(૪)

ખુદા કે સિવા ક્યું ડરૂં મંય કિસીસે ?
નિડર બનકે હક કી હિમાયત કરૂંગી !

(૫)

ચહેતી હું મા-બાપ કી લાડલી હું,
દિલો-જાં સે મંય ઉન્કી ખિદમત કરૂંગી !

(૬)

મેરા નામ હય હામિદા સૈયિદા હું,
મેં તકલીદે-ખાતૂને-જન્નત કરૂંગી !

અઝ : મિસ હામિદા સૈયિદા કમાલ નદવી [બિહાર]



# જવાહિર રેઝહ

★ ઈન્સાનની ઝિન્દગી બહુ ટુંકી છે પણ તેને તબાહ કરવા માટે હદથી વધુ છે.

★ સુકાયલાં ઝાડ વસંતમાં ફરીવાર તાઝાં થઈ જાય છે, પણ આદમીની જવાની પાછી નથી આવતી.

★ મોટી મોટી આશાઓ માટે કબર વિના કયાંયે જગ્યા નથી.

★ જે વાતને ત્રણ માણસો જાણતા હોય, તેને બધા જાણતા હોય છે.

★ કોઈને ભેદની વાત કહેવા પહેલાં ખૂબ વિચાર કરી લો, કેમકે તેના હાથમાં તમે પોતાની આઝાદી આપી રહયા છો.

★ વફાદાર દોસ્તો ફકત ત્રણ છે : ઘરની પત્ની, ઘરનો કૂતરો, રોકડા પૈસા.

★ દુશ્મન બનવા બાદ દોસ્તોની અયબો જાહેર કરવી દાનાઈની નિશાની છે.

★ સવારે મોડે સુધી સુઈ રહેવાથી ઘરમાં નહુસત આવે છે.

★ ગરીબ સગાંઓ સાથે સગાઈ ન રાખવાથી ખુદા નારાઝ થાય છે.

—મિસ અશરફજહાં રહમાની સબૂહી

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

# ખુદા પર ભરોસો કરનારા

★ ખુદા પર ભરોસો કરનારા તમામ ચિન્તાઓથી આઝાદ હોય છે.

★ અલ્લાહ કોઈને તેની તાકાતથી વધુ તકલીફ નથી આપતો.

★ નેક કામોમાં પૈસા વાપરવા, ઘેર બેઠાં જન્નત મેળવવા સમાન છે.

★ વ્યાજ ખાનારા પોતાની સગી મા સાથે હરામખોરી કરનારા છે.

★ વ્યાજ ખાવું એટલે ખુદા અને રસૂલ સાથે લડાઈ કરવી.

★ અલ્લાહે વેપાર હલાલ કર્યો અને વ્યાજ હરામ ઠરાવ્યું.

—કનીઝ અબ્બાસ નકવી હરદયાલપુરી

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

## એક શેઅર

સિયાહ બખ્તી મેં કબ કોઈ કિસીકા સાથ દેતા હય,<br>
કે તારીકી મેં સાયા ભી જુદા ઇન્સાં સે હોતા હય.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

# કદ્ર કરવા લાયક અવરત

★ જે પોતાના ખાવિન્દને સૌથી વધુ ચાહે છે અને દુનિયામાં ખાવિન્દથી વધુ કોઈને નથી ચાહતી.

★ જે અલ્લાહની તાબેદારી બાદ પોતાના ખાવિન્દની તાબેદારી કરે છે.

★ જે ખાવિન્દની સેવાને પોતાની પહેલી ફર્ઝ સમજે છે.

★ જે દરેક વાતમાં ખાવિન્દનો ખ્યાલ રાખે છે અને પોતે તકલીફ ઉઠાવીને તેને વધુ આરામ પહોંચાડવાની કોશિશ કરે છે.

★ જે ખાવિન્દની મરઝી વિરૂદ્ધ કોઈને મળવાનું પસંદ નથી કરતી.

★ જે પોતાની ઈચ્છાઓને ખાવિન્દની ઈચ્છાઓ પર કુરબાન કરી દે છે.

—નૂરજહાં બેગમ "નૂર" સંજરપુરી.

# બદનસીબ કોણ ?

★ બદનસીબ તે છે જે અલ્લાહના અહકામ પર નહિ ચાલે.

★ બદનસીબ તે છે જે રસૂલે પાક સલ.ની તાબેદારી નહિ કરે.

★ બદનસીબ તે છે જે રસૂલે પાક પર દુરૂદ શરીફ નહિ પઢે.

★ બદનસીબ તે છે જે નમાઝ નહિ પઢે.

★ બદનસીબ તે છે જે રમઝાનના રોઝહ નહિ રાખે.

★ બદનસીબ તે છે જે મા-બાપની ખિદમત ચાકરી નહિ કરે.

★ બદનસીબ તે છે જે ઈલ્મે દીન હાસિલ નહિ કરે.

★ બદનસીબ તે છે જેના અખ્લાક ખરાબ હોય.

★ બદનસીબ તે છે જે ઉસ્તાદની અદબ નહિ કરે.

—મિસ રઝીય્યહ દિલશાદ ખાનમ, કરતોલ.

## એક શેઅર

તમન્ના આબરૂ કી હો અગર ગુલઝારે હસ્તી મેં,
તો કાંટોં મેં ઉલઝ કર ઝિન્દગી કરનેકી ખૂ કર લે.



# યાદ રાખવાની વાતો

★ દરેક માણુસ પોતાને સૌથી અકલમંદ અને પોતાના બેટાને સૌથી વધૂ ખૂબસુરત સમજે છે।

★ કોઈનું દિલ દુખાય તેવી વાત કરવાથી ચુપ રહેવું બેહતર છે.

★ આલિમો અને માલદારો નેક બની જાય તો દુનીયાના તમામ લોકો નેક બની જાય.

★ મા–બાપની હયાતીને ગનીમત જાણો. તેમની સેવા કરી દુન્યામાંજ જન્નત મેળવી લો.

★ જે માણુસ તમારી અયબો જોવા છતાં ચુપ રહે. એ તમારો દુશ્મન છે.

★ અકલમંદ માણુસ એટલુંજ બોલે છે, જેનાથી તેની હાજત પુરી થઈ જાય છે.

★ ગુસ્સામાં ગાંડા બની જાહિલો જેવી વાતો ન કરો. બાદમાં પસ્તાવું પડશે.

★ પોતાનો રંગ એવો રાખો જે શરીઅતના રંગમાં ખપી જાય.

★ દુન્યામાં બહુ ઓછા બોલા લોકો ભરોસા લાયક હોય છે.

★ ખામોશી અનેક બલાને ટાળી દે છે.

★ જે વસ્તુ જતી રહે, તે વસ્તુનો અફસોસ ન કરો કેમકે અફસોસ કરવાથી એ વસ્તુ પાછી નહિં આવે.

★ જહાલતથી બુરી બીજી કોઈ વસ્તુ નથી

★ ઝાલિમને ઉત્તેજન આપવું બહુ મોટો ગુનાહ છે

★ હસમુખો ચહેરો ખુદાની બહુ મોટી બક્ષિશ છે.

★ લોકો જીવતા છે ત્યાં સુધી સુતેલા છે, મરવા પછી ખરી રીતે જાગે છે

★ દુન્યની મુહબ્બત તમામ દુખોનું મૂળ છે.

શમ્સહ અખ્તર હાશિમી. કાદિરપુરાં

☆☆☆☆☆☆☆☆

## એક શેઅર

તઅલીમ જો દી જાતી હય હમેં,

વુહ કયા હય ફકત બાઝારી હય.

જો અકલ સિખાઈ જાતી હય,

વુહ કયા હય ફકત સરકારી હય (અકબર)



# કેટલીક ખતરનાક ભૂલો

પહેલી ભૂલ—દરેક મીઠી વાત કરનારને પોતાનો દોસ્ત સમજી લેવો અને તેની સામે પોતાનું દિલ ખોલીને મુકી દેવું

બીજી ભૂલ—પોતાનો ભેદ બીજાને કહેવો અને તેને કહેવું કે કોઈને કહેવું નહીં.

ત્રીજી ભૂલ—પોતાની આવક કરતાં વધારે ખર્ચવું અને ગયબી બખ્શીશની કે બીજાની મદદની આશા રાખવી.

ચોથી ભૂલ—પોતાને હમેશા તંદુરસ્ત અને ખૂબસુરત સમજવું અને એમ સમજવું કે હમેશા આ પ્રમાણેજ આરામથી રહીશું

પાંચમી ભૂલ—આજના કામને કાલ માટે છોડી રાખવું.

છઠ્ઠી ભૂલ—બે ચાર વખત કરીને છોડી દેવાની નિય્યતે કોઈ ગુનાહ કરવો.

સાતમી ભૂલ—પોતે મા-બાપની તાબેદારી ન કરવી અને પોતાની અવલાદ પાસે તાબેદારીની આશા રાખવી.

આઠમી ભૂલ—બીજાઓને નુકસાન પહોંચાડીને પોતે નુકસાનથી બચેલા રહેવાનો યકીન રાખવું.

નવમી ભૂલ—આઝમાવેલાને બીજીવાર અઝમાવવું

બેગમ જલીલ અહમદ ઈસ્માઈલ (ફયઝઆબાદ)

★★★★★★★★★

# પરવાનાને શમઅની તલાશ

ઉદાસ ઝિન્દગીને ખુશીની તલાશ છે. રંજને મુસર્રતની તલાશ છે. દુખીને સુખની તલાશ છે. બીમારને શિફાની તલાશ છે. કયદીને તલાશ આઝાદીની છે. ગમીને શાદીની તલાશ છે સોગવારને શાંતિની તલાશ છે. જાંનિસારને પરવાનાની તલાશ છે. પરવાનાને શમઅની તલાશ છે. તાલિબે ઈલ્મને ઈલ્મની તલાશ છે. મવતને બહાનાની તલાશ છે. ઝાલિમને ઝુલ્મની તલાશ છે.

આમ દરેક વસ્તુ તલાશની પાછળ દોડી રહી છે, ત્યારે હું એવી હસ્તીની તલાશમાં છું, જેને આ ઝિન્દગીમાં કદી મેળવી શકાતી નથી અને તે છે મારો મરહુમ પ્યારો ભાઈ......!

—મિસ ગવહર ઈસ્માઈલ અલીગઢી

# દુરૂદ શરીફ



હર દર્દ કી દવા હય, સલ્લે અલા મુહમ્મદ,
તઅવીઝે હર બલા હય, સલ્લે અલા મુહમ્મદ.

મહબૂબે-કિબરિયા હય, સલ્લે અલા મુહમ્મદ,
ક્યા નકશે-ખુશ્નુમા હય, સલ્લે અલા મુહમ્મદ,

કુર્બે-ખુદા હો હાસિલ, જન્નતમેં હો વો દાખિલ,
જિસને લિખા પઢા હય, સલ્લે અલા મુહમ્મદ.

જન્નત મુકામ હોગા દોઝખ હરામ હોગા,
ગર દિલ પે લિખ લિયા હય, સલ્લે અલા મુહમ્મદ

ઉસકી નજાત હોગી રહમત ભી સાથ હોગી
જો પઢ કે મર ગયા હય સલ્લે અલા મુહમ્મદ.

જો દર્દ લા-દવા હય યેહ ઘોલ કર પિલા દો,
ક્યા નુસ્ખએ-શિફા હય, સલ્લે અલા મુહમ્મદ.

કાંધા બદલને વાલો હમરાહ ચલને વાલો
પઢતે ચલો રવા હય, સલ્લે અલા મુહમ્મદ.

જાને ભી દે હરમ કો, રિદવાં ન રોક હમ કો,
સીને પે લિખ રખા હય, સલ્લે અલા મુહમ્મદ.

મનઝિલ કા હય ભરોસા રૂસ્વા બગલ મેં તોશહ
ક્યા ખૂબ લે ચલા હય, સલ્લે અલા મુહમ્મદ.

—ગુલનાર નઝીમી.



# અલ્લાહ શવક આપે તો કિતાબો વાંચો

- કિતાબોનું વાંચન ઈન્સાન માટે ખુશી અને મુસર્રતની પુંજી છે.
- કિતાબોનું વાંચન તબીઅત માટે ખૂબસૂરત ઝેવર છે.
- કિતાબોનું વાંચન દિમાગી તાકતોને અજવાળી મુકે છે.
- કિતાબો ઈન્સાનની સાચી દોસ્ત અને બેહતરીન સાથી છે.
- કિતાબોનું વાંચન એકાંતની ખામોશ પળોને પુર લુત્ફ બનાવી દે છે.
- કિતાબોના વાંચનથી વાતચીતમાં મિઠાસ અને દિલકશી પયદા થાય છે.
- કિતાબોનું વાંચન ગુંચવાડાભર્યા મામલાઓને આસાન બનાવી દે છે.
- કિતાબોનું વાંચન ઈન્સાનને મુકમ્મલ ઈન્સાન બનાવી દે છે.
- કિતાબોનું વાંચન ફેસલા કરવાની તાકતને ચમકાવી દે છે.
- કિતાબોના વાંચનથી ઈન્સાન હાઝિર દિમાગ બની જાય છે.
- કિતાબોના વાંચનથી ઈન્સાન ઠરેલ મગજનો બની જાય છે.
- કિતાબોના વાંચનથી લેખન શૈલિમાં જોમ આવે છે.
- કિતાબોના વાંચનથી ઈન્સાન છટાદાર લેકચર કરનારો બની જાય છે.
- અગર કોઈ શખ્સનું વાંચન વધુ બહોળું ન હોય તો પણ તેમાં એટલી અકકલ જરૂર આવી જાય છે કે તે પોતાની જહાલતનો ભેદ બીજાઓ પર ઝાહિર ન થવા દે.
- ઈતિહાસના વાંચનથી અકકલ વધે છે. શાઈરી દિમાગને તેઝ કરે છે. ગણિત ઈન્સાનને ઝહીન બનાવે છે. ફલસફો ખ્યાલાતમાં ગેહરાઈ જન્માવે છે મંતિકથી બહેસ કરવાની તાકત વધે છે. ઈલ્મે અખ્લાકથી ઈન્સાનમાં ગંભીરતા અને ઠરેલપણું આવે છે. હદીસ અને કુર્આનના વાંચનથી ઈન્સાનની દુન્યા અને દીન બંને સુધરી જાય છે. મતલબ કે અકકલ અને દિમાગની કોઈ એવી ખામી નથી જે સારી કિતાબોના વાંચનથી દુર ન કરી શકાય.

—જમીલુન નિસા ફારૂકી બલ્યાવી–બિહાર.



## એક શેઅર

અબકી અબ કે સાથ હય, જબ કી જબ કે સાથ
જિસ કી રબ કે સાથ હય, ઉસ કી સબ કે સાથ.

# મરવા પછી સુખ પામનારા

હુઝૂર રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું છે કે અગયાર માણસોની કબ્રમાં રવશની અને કુશાદગી કિયામત સુધી રહેશે :–

૧—હમેશા સખાવત કરનાર સખી જન્નતી છે ને બખીલ દોઝખી છે.
૨—ગરીબો, ફકીરો અને મિસ્કીનોને દોસ્ત રાખનાર.
૩—ગરમીના દિવસોમાં રોઝહ રાખનાર.
૪—લોકોને દીનનો ઈલ્મ શીખાડનાર—આલિમો સાથે દોસ્તી રાખનાર.
૫—હમેશા કલિમએ-તૈયિબા પઢનાર.
૬—બીમારોની ખબર લેવા જનાર.
૭—મા બાપની તાબેદારી કરનાર.
૮—દુખીઓની મદદ કરનાર.
૯—હમેશા સાચું બોલનાર—હક વાત કહેવામાં કોઈથી ન ડરનાર.
૧૦—પોતાના ખાવિન્દને રાઝી રાખનાર અવરત.
૧૧—ભૂખ તરસ અને બીજી મુસીબતોમાં સબ્ર કરનાર.

—મિસ મેહર ઝરીંન નુઅમાની રોદલવી

★★★★★★

# ફરમાને નબી

હઝરત અનસ બિન માલિક (રદિ.) કહે છે કે એક માણસે રસૂલે પાક (સલ.)ને પુછ્યું, "યા રસૂલલ્લાહ ! હું ભૂખ્યાઓને ખાવું ખવાડું તે સારૂં કે સો રકઅત નમાઝ પઢું તે સારૂં ?"

આપે ફરમાવ્યું, "અલ્લાહને ખુશ કરવા માટે ભૂખ્યાઓને ખાવું આપવું તે સો રકઅત નમાઝ પઢવા કરતા સારૂં છે."

તેણે બીજો સવાલ કર્યો, "યા રસૂલલ્લાહ ! કોઈ દુખી માણસની મદદ કરવી સારી કે સો રકઅત નમાઝ પઢવી સારી ?"

આપે ફરવ્યું, "કોઈ દુખી માણસનું કામ કરી આપવું તે સો રકઅત નમાઝ પઢવા કરતાં સારૂં છે."

—મરીયમ બિન્તે હાજી ઈબ્રાહીમ ડાયા—ટ્રીચડ

# અકવાલે ઝરીંન

* દુન્યાની ટીપટાપથી દુર રહો, કેમકે દરેક ચમકદાર વસ્તુ સોનું નથી.
* ફુઝુલ ખર્ચીથી બચો. શું તમે શયતાનના ભાઇ બનવાનું પસંદ કરો છો?
* બહાદુર તે નથી જે વાઘને મારી નાખે. બહાદુર તે છે જે પોતાની ખાહિશો પર કાબૂ મેળવે.
* ખૂબસૂરતી બનાવ શણુગારમાં નથી. ખૂબસુરત તે છે જેનું દિલ બુરાઈઓથી પાક હોય
* ઝિન્દગીની કદર કરો. મવતની તમન્ના ન કરો. અગર બુરો હશે તો બનવા જોગ છે કે તે બુરાઈથી તવબહ કરી લે અગર નેક હશે તો નેકીઓમાં વધારો થશે.
* અય બંદાઓ! અલ્લાહથી ડરો. બંદાઓથી ડરવું બુઝદિલી અને નાદાની છે.
* ગરીબોને નફરતની નઝરથી ન જુઓ. બનવા જોગ છે કે તમે પણ ગરીબ થઈ જાવ.
* જે માણસમાં નરમી નથી તેમાં નેકી નથી.
* ખુદાની ઈબાદતથી દિલને શાંતિ મળે છે.
* કમઝોરો પર રહમ કરનાર, મા-બાપ સાથે નેક સુલુક કરનાર, નોકરો પર એહસાન કરનાર અલ્લાહની રહમતના સાયામાં રહે છે.
* જે માણસ દવલત વાપરવામાં કંજુસી કરતો હોય, તેને દવલત મેળવવાનો કંઈ હક નથી.
* અગર તમે હસો છો તો દુન્યા પણ તમારી સાથે હસશે. અગર તમે રડો છો તો એકલાજ રડશો.

—જહાં આરા બેગમ દિલાવરપુરી

## એક શેઅર

નિઅમતેં ખા કર ભી ખુશ હોતા નહીં હય અપના દિલ,
કોઈ મેહમાં સાથ દસ્તર ખ્વાન પર જબ તક ન હો.

—ઝૈબુન-નિસા બેગમ શાહપુરી

# વહેમના ઓળા

લેખિકા : મિસ સરવર રઅના સિદ્દીકી ભર્તનવી



વર્ષાની ઋતુની એક કાળી અંધારી રાત હતી. કાઇનાત પર મૃત્યુ જેવી ભયાનક ઉદાસી છવાએલી હતી. વરસાત મૂશળધાર વરસી રહયો હતો. વાદળ દેવો પેઠે ચીસો પાડતાં હતાં. બહાર તોફાની હવાઓ ફુંકાઈ રહી હતી. ઝાડો રાતના ભયંકર અંધકારમાં કાળા લાંબા ભૂતો પેઠે હલી રહયાં હતાં. ઝાડોની ડાળીઓ કદી કદી આપસમાં લપેટાઈને રડવા લાગતી. એ તોફાની રાતમાં હું નિયમ કરતાં વહેલી સુવાના રૂમમાં ચાલી ગઈ. અમે હિન્દુસ્તાની છોકરીઓ એમ પણ ડરપોક હોઇએ છીએ, જેથી આ તોફાનના કારણે હું ભયભિત બની ગઈ હતી. અત્યારે મારા મગજમાં ગઇ રાતે વાંચેલી 'ભૂત" નામની વાર્તા ચકકર લગાવી રહી હતી. ઉફ! કેટલી ભયાનક હતી એ વાર્તા! મને એવું લાગી રહયું હતું, જાણે રાતના કાળા અંધારામાં લાંબા લાંબા ભૂતો મોટા મોટા દાંત કાઢીને નાચી રહયાં છે. અને ખવફનાક જિન્નાતો પોતાના ભયંકર મોઢાં ખોલીને ઉભેલાં છે. મેં બીકને મનમાંથી કાઢી નાખવા બારી ખોલી નાખી. ઝાંખીને બહાર જોયું તો રાત વધુ સુમસામ બની ગઈ હતી. વિજળીઓ જિન્નાતની આંખો પેઠે ચમકારા મારતી હતી. હું આ ખતરનાક દ્રશ્ય વધુ વાર ન જોઈ શકી. જલ્દીથી બારી બંધ કરી દીધી ઘડિયાળમાં દસના ટકોરા પડયા. મને પોતાના એકાંતનું પુરી તરહ ભાન થયું. અમ્મી ઇશાની નમાઝ માટે જઇ ચુકી હતી. એવું લાગતું હતું કે કદાવર દેવો અને બિહામણા ભૂતો રૂમમાં દોડી રહયા છે. સફેદ સફેદ દીવારો પર બિહામણા ઓળા પડીને ગાયબ થતા જણાયા. ભયથી મારી આંખો બીડાવા લાગી અને હું સુઇ ગઇ........

અચાનક એક ખવફનાક ખટકાથી મારી આંખ ખુલી ગઈ. મેં ગભરાઈને ચારે તરફ જોયું ઉફ! મારા અલ્લાહ! જાણે મારી રૂહ ફના થઇ ગઈ. રૂમના દરવાઝાની બિલકુલ સામે કોઈ વસ્તુ સફેદ કપડાં ઓઢીને ઉભેલી હતી. તેનો ચહેરો બીજી તરફ હતો. રાતના અંધારામાં તેનો સફેદ પોશાક હદથી વધુ ડરામણો લાગતો હતો. મારા દિમાગમાં તરહ તરહના વિચારો આવતા હતા...દેવ......ભૂત......જિન...ખબીસ......બલા...... કાણુ હશે એ આ અરધી રાતના—?

✶ ** ** ** ** ✶

ઘડિયાળમાં ટન ટન બે ટકોરા થયા. આસ્તે આસ્તે તેમાં હરકત થઈ. હવે તેનું મોઢું મારી તરફ હતું. અંધારૂં કહે મારૂં કામ. ચારે તરફ ભયંકર સન્નાટો. હવે મને કામિલ યકીન થઈ ગયો આહ! એ ભૂત... બલા...જિન...પળવારમાં મારી પાસે આવી લાગશે. ડર અને દહેશતથી મારો દમ રૂંધાઈ ગયો હું પગથી માથા સુધી થર થર ધ્રુજી રહી હતી. ખબર નહિ ક્યારે સવાર પડી. મગર હકીકત માલૂમ પડી ચુકી હતી. દેવ અને ભૂત નહિ, જિન અને બલા નહિ, દર અસલ મારા ડરવાનું કારણુ અમ્મીજાન હતી. જે તહજ્જુદથી પરવારીને ઈબાદતગાહમાંથી પાછી ફરી હતી.

હું પોતાની એ બુઝદિલી પર શરમિન્દી થઈ. પોતાની એ બેવકુફી પર મને હસવું પણુ ખૂબ આવ્યું. બચપનમાં માએ જિન-ભૂતના કિસ્સા ન સંભળાવ્યા હોત તો હું શું કરવા ડરતે.

તેમ છતાં એ ભયંકર રાતની યાદ આવતાં હજી પણુ મારૂં હૈયું કંપી ઉઠે છે!



# જૂઠ મત બોલો

એક દિવસે રસૂલે પાક (સલ.) પોતાના સહાબા સાથે બેઠેલા હતા. એટલામાં એક માણુસ આવ્યો. તેણે પૂછ્યું :

"યા રસૂલલ્લાહ! માણુસને કયું કામ દોઝખમાં લઈ જાય છે?"

આપે ફરમાવ્યું. "જૂઠ બોલવું."

જ્યારે માણુસ જૂઠ બોલે છે, તો ગુનાહનું કામ કરે છે અને જ્યારે ગુનાહનું કામ કરે છે, તો ખુદાની ના-ફરમાની કરે છે અને જ્યારે ના-ફરમાની કરે છે, તો દોઝખમાં જાય છે. આપે એમ પણુ ફરમાવ્યું કે મુનાફિકની ચાર નિશાનીઓ છે :—

(૧) વાત કરે તો જૂઠ બોલે.
(૨) વચન આપે તો ફરી જાય.
(૩) ઝગડા કરે તો ગાળો બોલે.
(૪) અમાનતમાં ખિયાનત કરે.

મોકલનાર :—મિસ સલમા રશીદ ટકોલીયા
(કલીપટાઉન)

# બેટાને માની નસીહત

ચાહતે હો તુમ અગર અપના વિકાર,
તો રહો ઇન્સાનીયત સે હમ કિનાર!
ઝેવરે ઈલ્મો અમલ ભી ચાહીએ,
ગુફ્તગૂએ બર મહલ ભી ચાહીએ.
શમ્એ ઈમાં કા રહે આંખોં મેં નૂર,
બાદએ ઈરફાં કા હો દિલમેં સુરૂર!
અપને બેગાને સે ઉલ્ફત ચાહીએ,
અવર ફિર પાસે શરાફત ચાહીએ!
ગુફતગુ કે વકત લેહજા નર્મ હો,
અવર આંખોં મેં હયાઓ શર્મ હો!
બાગે હસ્તી મેં ગુલ ભી ખાર ભી
ઝિન્દગી રાહત ભી હય આઝાર ભી!
લેકિન ઈન સબ સે ગુઝરના ચાહીએ
સબ્ર હર હાલતમેં કરના ચાહીએ!
દે રહી હય યે દુઆ "અખ્તર" તુમ્હેં,
બખ્શ દે અલ્લાહ યે જવહર તુમ્હેં!
આદમી ઈન્સાં વુહી કેહલાએગા!
જો કિસી કે વકત પર કામ આએગા!

—અખ્તર સુલતાના એઅતેમાદ બેગમ (બ્રેલ્વી)

# કોણ કોના દુશ્મન છે?

ઈમાનનો દુશ્મન જૂઠ, ઈઝઝતનો દુશ્મન સવાલ, અકકલનો દુશ્મન ગુસ્સો અને દવલતનો દુશ્મન બદ-દિયાનતી છે પોતાના હકોનો ઉપયોગ કરવામાં બીજાઓના હકો ન ભૂલો. જ્યાં સુધી પોતાની જાતનો અભ્યાસ ન કરો ત્યાં સુધી તમારી તઅલીમ અધુરી છે. દુન્યામાં સૌથી મુશકિલ કામ પોતાને સુધારવાનું છે, ત્યારે સૌથી સહેલું કામ બીજાઓ પર ટીકા કરવી. સારી ચાલ ચલગત એ સૌથી કીમતી વસ્તુ છે.

—શવકત જમીલ બાનુ 'શહનાઝ"

# ખરાબ આદતોવાળો ઈન્સાન

બે માણસે નકામી તકલીફ ઉઠાવી અને નકામી કોશિષ કીધી : એક તે જેણે જમા કીધું અને નહીં ખાધું. બીજો તે જેણે શીખ્યું અને અમલ ન કીધો. બિન પરહેઝગાર આલિમ આંધળા મશાલચી જેવો છે. બુરા માણસો પર રહમ ખાવી એ નેક માણસો પર ઝુલ્મ કરવા સમાન છે અને ઝાલિમોને મારી આપવી એ દુખીઓ પર ઝુલ્મ કરવા જેવું છે. ખરાબ આદતનો ઈન્સાન એક દુશ્મનના પંજામાં સપડાએલો છે, એ ગમે ત્યાં જાય સઝાથી બચી શકતો નથી. એ મુસીબતોથી ગભરાઈને આસમાન ઉપર ચાલ્યો જાય, તોયે પોતાની ખરાબ આદતોને કારણે મુસીબતમાં સપડાયેલો રહેશે. સબર કરવાથી કામ પુરું થાય છે, જ્યારે ઉતાવળ કરવાથી માથાભેર પડે છે. અગર દરેક રાત શબે-કદ્ર હોતે તો શબે-કદ્રની કંઈજ કદર ન રહેતે.

—મોહવી ઝરીના ફાતેમી ઝાહેદી (નાગપુર)



# કૂતરો અને તસવીર

હઝરત નબીએ કરીમ સ. અ. વ. એ ફરમાવ્યું છે : જે ઘરમાં કૂતરો અને તસવીર હોય તે ઘરમાં રહમતના ફરિશ્તા નથી આવતા.

હઝરત નબીએ કરીમ સ. અ. વ. એ ફરમાવ્યું છે : કિયામતના દિવસે સૌથી વધુ અઝાબ તસવીર બનાવનારને થશે. બીજી જગ્યાએ ફરમાવ્યું : તસવીર ખેંચનારા અને ખેંચાવનારા પોતાની તસવીરો સાથે જહન્નમમાં જઈ પડશે.

—બેગમ શમીમ શિહાબ ભોપાલી



# પોતાની દુખી બહેનોને મદદ કરો !

**ચાલુ** ઝમાનામાં કેટલાક મુસલમાન ઘરાનાઓમાં એવો ચેપી રોગ ફેલાયલો જોવામાં આવે છે કે છોકરાવાળા છોકરીના મા-બાપ પાસેથી મોટી મોટી રકમો ઓકાવીને પછી શાદી કરે છે. આ પ્રકારના લાલચુ જુવાનીયાઓ જાણે છોકરીના બાપને ઈમ્પીરીયલ બેન્ક યા ફોર્ટ કંપનીનું કારખાનું સમજી બેઠા છે. હવે બતાવો, એક તો પોતાની લાડલી બેટી તેઓને સોંપી દે છે ને ઉપરથી હઝારોનું જહેઝ તથા કીમતી ફરનીચરની આશા રાખે છે, એ બધા નીચ વિચારો છે !

હું પુછું છું કે જ્યારે એ ભાયડાઓમાં એટલી લાયકાત નથી કે તેઓ પોતાની બાયડીનું ભરણુ પોષણુ કરી શકે તો પછી એ "બહાદુરો"ને શાદી કરવાની જરૂરત શું છે ? મારા ખાનદાનમાં એક છોકરીનું માગું આવ્યું, સાથેજ છોકરાના મા-બાપે સવાલ કર્યો કે જહેઝ અને ફરનીચર ઉપરાંત અમે દસ હઝાર રોકડા પણ લઇશું, કેમકે અમે પોતાના બેટાને એમ. એ. સુધી ભણાવ્યો છે. લ્યો, છોકરાને ભણાવીને જાણે છોકરીના મા-બાપ ઉપર મોટું એહસાન કરી નાખ્યું ! અગર બેટાને ઉચ્ચ કેળવણી ન આપતે તો તે ઘાસ ખાઈને પણ પોતાનું ગુજરાન ચલાવી લેતે. બેટાને ભણાવીને છોકરીના મા-બાપ ઉપર શું મોટી તોપ ફોડી દીધી !

જરા વિચાર કરો એ માગણી પાછળ અવરતનું કેટલું મોટું અપમાન છે. જાણે એ પણ ગાય ભેસના સોદા પેઠે એક સોદો છે જે ભાવતાલ વગર નકકી થઈ શકે નહિ. જાણે અવરત ધણી વગર જીવી શકતી નથી. જાણે એકલી અવરતને જ ધણીની જરૂરત છે. જાણે મર્દને અવરતની મુદ્દલ જરૂરત નથી.

આગળ વધો, અગર છોકરો પોતાની ઉમર બદમાશી અને બદકારીમાં ગુઝારી નાખે તો એ તદ્દન મામૂલી વાત છે, કેમકે તે મરદ છે. તેની ઈઝઝત અને આબરૂ પર કોઈ જાતનો ડાઘ નથી લાગતો, પણ ખુદા-ન-ખાસ્તા કોઈ છોકરીની આબરૂ વિષે શંકા પડી જાય તો તે છોકરી ગંદી, પલીદ અને મનહૂસ થઈ જાય છે. તેની આબરૂ પર કલંક લાગી જાય છે તેને પોતાના ઘરમાં લાવવા માટે કોઈ તૈયાર નથી થતું. તેની એક ભૂલ પણ તેની આખી ઝિન્દગીને બગાડી નાખે છે, અને એ ભૂલનો ભોગ તેને મરે ત્યાં સુધી આપવો પડે છે. કોઈ નથી જોતું કે તેનો ધણી બુઢ્ઢો છે, ખુસટ છે રોગી છે, માંદો છે, જાહિલ છે, યા ગમાર છે. લોકો તો બસ આટલું જુએ છે કે તે મરદ છે.

પ્યારી બહેનો ! જરા વિચાર કરો, એમાં આપણી કેટલી મોટી બે-ઈઝ્ઝતી છે. આપણે એકસંપ થઈને પોકાર પાડવો જોઈએ અને એવા લાલચુ માણસોને ખુલ્લા શબ્દોમાં કહી દેવું જોઈએ કે, ઓ પૈસાના પુંજારીઓ ! અમે પોતાના મા-બાપને કરજદાર બનાવીને હરગિઝ તમારા નિકાહમાં નહિ આવીએ, તમારો આ સોદો અમે કોઈ પણ હાલતમાં કબૂલ નહિં કરીએ ! પછી જુઓ, એ મર્દો તમારી કેટલી ખુશામદો કરશે, તમારા પગોમાં પડીને નાક રગડશે અને તમારા ગુલામ બનીને તમને માનભેર લઈ જશે.

એવા બનાવો પણ જોવામાં આવ્યા છે કે બે-જુઆન છોકરીઓની કજોડ શાદીઓ થઈ રહી છે. બુઢ્ઢા મિયાં ચાર ચાર પાંચ પાંચ બાયડીઓને કબરમાં સુવાડીને "જુવાન ભાયડા" પેઠે બાંકા છબીલા બની શાદીનો સેહરો બાંધવાની તમન્ના સેવે છે અને કોઈ "પંખી"ને પાંજરામાં પુરવાની તાકમાં બેઠેલા દેખાય છે. અવિચારૂ મા-બાપ પૈસાના લોભમાં ફૂસાઇને પોતાની બદનસીબ બેટીને એ સંગ દિલ ખાટકીઓને હવાલે કરી દે છે. આહ ! છોકરી નિર્દોષ છોકરી, એક ગુલાબના તાઝા ખીલેલા ફૂલ જેવી છે, પરંતુ ગરીબ લોભી મા-બાપ તેને એક ઉજ્જડ બાગમાં ફેંકી દે છે, જ્યાં ગીધડાં ભમતાં હોય છે. એ કજોડ શાદીનો અંજામ બહુ બુરો નીકળે છે. સમાજ ચાહે છે કે એ માસૂમ છોકરી શું પણ ન કરે તેની પાક દામની ઉપર ધબ્બો ન આવવા પામે, પરંતુ શું એક ભોલી ભાલી બિન અનુભવી છોકરી પાસેથી આવી આશા રાખી શકાય છે ?

એવા અનેક બનાવો મારી જાણમાં છે. એક ખૂબસુરત જવાન છોકરીને તેના મા-બાપે લાલચમાં આવીને એક ૭૫ વરસના બુઢ્ઢા સાથે પરણાવી દીધી. થોડાકજ દિવસોમાં એ છોકરી એક જુવાનીયા સાથે નાસી ગઈ. હવે બુઢ્ઢામિયાંની બે-ગયરતી જુઓ, તેણે શરમ હયાને અભરાઈ એ ચઢાવી, એ છોકરીને પાછી લાવવાનો વિચાર કર્યો, પરંતુ તે કોઈ પણ કીમતે પાછી આવવા રાજી નહિ થઈ. આ તરફ એ છોકરો પણ થોડા દિવસની મોજમઝા બાદ એ છોકરીને મુકીને નાસી ગયો. આહ ! એક ગરીબ જુવાન છોકરીની ઝિન્દગી તબાહ થઈ ગઈ.

બહેનો ! શું હજી પણ તમે ગફલતની ઉંઘમાં પડેલી રહેશો ? શું પોતાની દુખી બહેનોને દુખમાંથી છોડાવવાના કંઇ ઉપાયો નહિ કરશો ?

લી૦ હું છું :

—અખ્તર ખાનમ યુસુફ ઝઈ પઠાન (બિહાર)



# થોડાંક અનમોલ મોતી

★ જે ચાલ્યું ગયું તેનો અફસોસ ન કરો, જે છે તેના પર સંતોષ માનો, જે થનાર છે તેના પર વિચાર કરો.

★ બુરા માણસો સાથે નેકી કરવી એ નેક માણસો સાથે બદી કરવા જેવું છે.

★ કોઈનું એહસાન ગમે તેટલું થોડું હોય તો પણ ના ભૂલો. પોતાનું એહસાન ગમે તેટલું મોટું હોય તો પણ ભૂલી જાવ.

★ દુશ્મન સાથે પ્રેમ અને વિનયથી વર્તો, તે તમારો દોસ્ત બની જશે.

★ તમારી સીરતને સુંદર બનાવો, તમારી સૂરત દરેકને સુંદર લાગશે.

★ પોતાની ભૂલ કબૂલ કરવી અક્લમંદીની નિશાની છે.

★ શાદી બાદ અવરતની સૌથી પહેલી ફર્ઝ ખાવિન્દની તાબેદારી છે.

★ અવરત એક ફુલ છે, જ્યારે તે પાકદામન હોય.

★ અવરતની પાક દામની દુન્યાની સૌથી કીમતી વસ્તુ છે.

★ પોતાના ખાવિન્દને રાઝી નહિ રાખનાર અવતરત બદનસીબ છે.

★ એવી ગરીબી જેમાં સંતોષ હોય તે એવી તવંગરીથી બેહતર છે, જેમાં સંતોષ ન હોય.

★ અવરત પોતાની સુઘડતાથી ઝુંપડીને મહેલ બનાવી શકે છે.

★ બીજાઓના અનુભવોથી લાભ ઉઠાવો, ઠોકરો ખાવાનો વખત નહિ આવે.

★ સારૂં નામ પયદા કરો. ઇન્સાન મરી જાય છે, પણ નેકનામી રહી જાય છે.

★ નસીહતની વાત પર પહેલાં પોતે અમલ કરો, પછી બીજાઓને નસીહત કરો.

—મિસ નિશાત ખાનમ પુરનિયાં–બિહાર

## એક શેઅર

ખાહ "સાહબ" કો તુમ સલામ કરો,
ખાહ મંદિર મેં રામ રામ કરો.
ભાઈજી કા ફકત યે મતલબ હય,
જિસ મેં રૂપિયા મિલે વુહ કામ કરો. (અકબર)

—સલીમહ અહમદ.

# મુસલમાન બહેનો અને પર્દો

છતી આંખે આંધળા બનવું. તરતા ન આવડે છતાં દરિયામાં ડુબકી મારવું, એ કોઈ અકલમંદનું કામ નથી. એવીજ રીતે ખુદા અને રસૂલના અહકામ જાણવા છતાં તે તરફ લા–પરવાહી બતાવવી અકલમંદનું કામ નથી. ઈન્સાન અશરફુલ–મખ્લૂકાત છે, જેથી તેણે કામ પણ દરેક મખ્લૂક કરતાં સારાં અને ચઢીયાતાં કરવાં જોઈએ. પોતાને ખુદાના મહબૂબ બનાવવા માટે ખુદાના તમામ અહકામનું મુગે મોઢે પાલન કરવું જોઈએ

કુર્આન શરીફમાં જ્યાં બીજી તમામ વાતોના હુકમો લખેલા છે ત્યાં પર્દા વિષેના પણ ખુલ્લે ખુલ્લા હુકમો મવજૂદ છે. એક આયતનો તરજુમો વાંચો :—

> 'અય નબી! પોતાની બીબીઓ, બેટીઓ અને મુસલમાનોની અવરતોને કહી દો કે જ્યારે તેઓ કોઈ કામ માટે ઘરમાંથી બહાર નીકળે તો પોતાના ચહેરાઓ ઉપર મોટી ચાદરનો ઘૂંઘટ તાણી લે......"

કલબો પાર્કો, બાઈસ્કોપો ગાર્ડનો, મીટીંગો જલસાઓ, પાર્ટીઓ અને બઝારોમાં ખુલ્લે ચેહરે ઢોરો પેઠે રખડનારી મારી બહેનો બતાવે, શું તેઓના કાનોએ ખુદાનું આ ફરમાન નથી સાંભળ્યું ? શું તેઓની જીભોએ ઉપલી આયતની તિલાવત નથી કરી ? જરૂર કરી હશે, તો પછી ખુદાવંદ કરીમના આ હુકમનો વિરોધ શીદને કરો છો ?

કુર્આન શરીફ ખુલ્લી રીતે કહે છે કે અવરત પર્દામાં રહીને જ આબરૂદાર કહેવડાવી શકે છે. ફરી બે પર્દા અવરતો પોતાની ઈઝઝત અને શરાફત પર બટ્ટો શા માટે લગાડે છે? ઈસ્લામ તો જરૂરત વિના પર્દો ઓઢીને પણ બહાર નીકળવાની મના કરે છે અને પોતાના ઘરમાં નીરાંતે બેસી રહેવાની તાકીદ કરે છે. ત્યારે તમે ભપકાદાર પોશાકો, લહેરાતા બાલો અને માંજેલા ચેહરાઓ સાથે બેધડક બઝારો અને તમાશાઓમાં ઘૂમતી રહો છો. તમને ખુદા અને રસૂલનો જરા પણ ખોફ નથી. તમારી ઈસ્લામી ગયરત અને ઈમાની જોશને શું થઈ ગયું છે ?

કેટલીક છકેલી અને વંઠેલી બહેનો એવું કહેતી ફરે છે કે અવરંત પર્દામાં રહીને તરક્કી કરી શકતી નથી. તો સાંભળી લો કે ઈસ્લામ એવી કોઈ તરક્કીને કબૂલ કરતો નથી જે ઈસ્લામી અહકામનો જનાઝો કાઢીને હાસિલ કરવામાં આવે.

અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં જે હુકમ નાઝિલ કરેલો છે તેના ઉપર ટીકા કરવી, એ દીન, તવહીદ, ઈમાન, ઈખ્લાસ અને દિલની મહૂબ્બત છે. મુસલમાનની શાન તો એ છે કે જીભેથી "હા" કહીને તે ઉપર અમલ શરૂ કરી દે. હઝરત રસૂલે પાકે ફરમાવ્યું છે :

"ખુદાથી પુરેપુરી શરમ કરો!"

મકસદ એ છે કે ખુદાના તમામ અહકામ પર ચું ચાં કર્યા વિના અમલ કરો અને બુરાઈના કામોથી સદા દૂર રહો. ઈમાનની સિત્તેર શાખો છે. તેમાં એક શાખ હયા પણ છે. હયા માટે પર્દો અને નીચી નિગાહ બેહદ ઝરૂરી છે. પર્દો એવી મુકદ્દસ ચીઝ છે જેને કુર્આન શરીફમાં પણ જગ્યા મળી.

ખુદાવંદ તઆલાએ પોતાની બંદીઓ માટે પર્દાને ફર્ઝ કરી દીધો છે. મુખ્તસર એ કે મુસલમાન ખાતૂનો પોતાના બદન અને ખૂબસુરતીને આંજી માંજીને ભપકાદાર ન બનાવે. અને બેપર્દા ખાતૂનો નવેસરથી પર્દો કરવાનું શરૂ કરી દે અને આઈન્દા માટે તવબા કરી લે અને પોતાના પાછલા ગુનાહની માફી માટે સાચા દિલથી બારગાહે ખુદાવંદીમાં દુઆ માગી ઈસ્લામી હદોની અંદર સાબિત કદમ રહે અને એવી તમામ વાતોથી દૂર રહે જેની અલ્લાહ તઆલાએ મના ફરમાવી દીધી છે. અને હર હાલમાં રબ્બે કદીરના હુકમોને પોતાની આંખ સામે રાખે.

અય મારી બેપર્દા દીની બહેનો! આવો, મારા હાથ ઉપર બયત કરી લો કે આઈન્દા કદી તમે બેપર્દા થઈને નહિ ફરશો અને જે બહેનો બેપર્દા ફરી રહી છે તેઓને પણ પર્દામાં રહેવાની તબ્લીગ કરશો. આપણું કામ પહોંચાડી દેવાનું છે અને હિદાયત અલ્લાહના તરફથી છે.

ખુદાવંદ કરીમ સૌ મુસલમાન બહેનોને સિરાતે મુસ્તકીમ પર ચાલવાની નેક તવફીક બખ્શે. આમીન!

લી. હું છું તમારી દીની બહેન :

મિસ અસગરી બાનુ મુહંમદ સઈદ (ઢાકમ)



# પ્યારે નબીને ફરમાયા

[રજુ કરનાર:—ઝુહરહ જબીન]

⁂⁂⁂⁂⁂⁂⁂

પ્યારે નબીને ફરમાયા હય,
સબસે પ્યાર બઢાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
દિલ ન કિસી કા દુખાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
બદી કો જળ સે મિટાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
નેકી કો ફૈલાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
અચ્છે સબ બન જાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
સબ કો નેક બનાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
બાતિલ કો ઠુકરાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
હક કે લિયે મિટ જાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
અચ્છાઈ અપનાઓ તુમ
પ્યારે નબીને ફરમાયા હય,
બદી કે પાસ ન જાઓ તુમ.
પ્યારે નબીને ફરમાયા હય,
નેક અગર બન જાઓગે,
પ્યારે નબીને ફરમાયા હય,
તુમ સબ જન્નત પાઓગે.

—"તમન્ના" કલકત્વી.

# નેક પરવીનની વાતો

★ ઠોકર ખાઇને સુધરી જાય એ માણુસ અકલમંદ છે.
★ ઘરમાં કુસંપ ન હોય તો દુન્યામાંજ જન્નત છે.
★ જૂઠ બોલવાનું છોડી દો, તમામ ગુનાહોથી બચી જશો.
★ ખુદા તમને ફતેહ આપે તો દુશ્મનને મુઆફ કરી દો.
★ ઇલ્મનો બગીચો સદા પુર બહાર રહે છે. દવલતનો બગીચો હમેશા ખતરામાં રહે છે.
★ અવરત એક બાગ છે. મર્દ એનો બાગમાન છે.
★ દુન્યામાં સૌથી વધુ ખુશનસીબ તે માણુસ છે, જેની પત્ની નેક, ખૂબસુરત અને સુખદુખની ભાગીદાર હોય.
★ નેક અવરત દુન્યાની રોશની છે. બુરી અવરત દુન્યાનો અંધકાર છે.
★ ગીતબતથી બચો. પોતાના મરેલા ભાઇનું ગોશ્ત ન ખાવ.
★ હઝાર દોસ્તોને ઓછા જાણો. એક દુશ્મનને વધારે સમજો.
★ કોઇએ સુકરાતને પૂછ્યું, માલદારી શું છે? જવાબ મળ્યો: તંદુરસ્તી
★ આવક કરતાં ઓછો ખર્ચ રાખો. હંમેશા સુખી રહેશો.
★ એક ચુપ હઝાર માણુસોને હરાવે છે.
★ ચુગલખોર જન્નતમાં નહિ જાય.
★ જેણે ઇન્સાનનો શુકર અદા નહિ કીધો, તેણે ખુદાનો શુકર અદા નહિ કીધો.
★ બાવળનું ઝાડ રોપીને કેરીની આશા રાખવી સૌથી મોટી બેવકૂફી છે.
★ બેકાર માણુસનું સુવું અને જાગવું સરખું છે.
★ ઇન્સાનની કામયાબી તેના મકકમ ઇરાદામાં છુપાએલી છે.
★ મિત્રો અને સગાંઓની દરરોજ મુલાકાત ન કરો. રોજની મુલાકાતથી માન ઘટી જાય છે.
★ ઇન્સાનનું દિલ મુહબ્બત અને ખુશ અખ્લાકીથી જીતી સકાય છે.

સુર્ખરૂ હોતા હય ઇન્સાં ઠોકરેં ખાને કે બાદ,
રંગ લાતી હય હિના પત્થર પે પિસ જાને કા બાદ.

—: અસ્મત આરા પરવીન ફીરોઝાબાદી :—



# ઈમાન અને અકલના દુશ્મન

★ જેવી રીતે સમંદર પોતાનું પાણી નથી પીતો અને ઝાડ પોતાનું ફળ નથી ખાતું, તેવી રીતે નેક આદમીની કમાઈ પોતાની ઝાતથી વધુ બીજાઓના કામ આવે છે.

★ ઈન્સાન પોતાની ઝાતને પારખે નહિં ત્યાં સુધી તેની તઅલીમ અધુરી છે.

★ સુખી બનવું હોય તો કાન અને આંખનો ઉપયોગ કરો પણ ઝુબાન બંધ રાખો.

★ બેવકુફ લોકો જેની બુરાઈ બયાન કરતા હોય એ ખરો દાનિશમંદ છે.

★ ઈમાનનો દુશ્મન જૂઠ, ઇજ્ઝતનો દુશ્મન સવાલ, અકકલનો દુશ્મન ગુસ્સો અને દવલતનો દુશ્મન વિશ્વાસઘાત છે.

★ બીજાઓની ગલતીઓને સદંતર ભૂલી જાવ પરંતુ પોતાની એક પણ ગલતી ન ભૂલો.

—હમશીરા ઉવયસ અહમદ ઝયદી નગીના.



# સુખી થવાની વાતો

★ સુખી થવું હોય તો લાલચને દિલમાંથી કાઢી નાખો.

★ પોતાની તબીઅત પર કાબુ મેળવો. ઘણી મુશ્કેલીઓ આસાન બની જશે.

★ દરેક વસ્તુની ઝિયાદતી તકલીફનું કારણ થઈ પડે છે.

★ વધુ બકબક કરવાથી માન ઓછું થઈ જાય છે.

★ શરાફતની ઓળખ નરમી અને નીચતાની ઓળખ ગરમી.

★ કોઈની ફર્યાદ યા દરખાસ્તને રદ કરવા પહેલાં વિચાર કરી લો.

★ મુહબ્બત ઈન્સાનિયતનું બીજું નામ છે.

★ ત્રણ વાતો હમેશા યાદ રાખો : અલ્લાહ, રસૂલ અને મવત

★ એશ ઇશરત અને મોજ મઝાહથી ઝિન્દગી તબાહ થઈ જાય છે.

★ પ્રેમ શીખો. દુશ્મનો પણ દોસ્ત બની જશે.

—શહર બાનુ સિદ્દીકી



# પરણતાં જોડાંઓને બે બોલ

## બેગમ ફાતિમાબાઈ મુહંમદ મૂસા તગારી (કલીપ ટાઉન–ટ્રાન્સવાલ.)

તમામ તારીફ પાક પરવર દિગારને સઝાવાર છે. લાખો દુરૂદ હઝરત નબીએ કરીમ સ. અ. વ.ના ઉપર અને આપની આલ અવલાદ અને સહાબાએ કિરામ ઉપર કે જેઓએ શરએ મુહમ્મદીને કાયમ રાખવા માટે તન મન અને ધનની સેવાઓ અર્પણ કરી, દુન્યાને અંધકારમાંથી કાઢી પ્રકાશમાં આણી, એટલે જહાલતમાંથી કાઢી નૂરે ઈલાહી તરફ દોર્યા.

આજના ભવ્ય શાદીના પ્રસંગે મને જલ્સાના અધ્યક્ષ તરફથી બે શબ્દ બોલવાની જે તક આપવામાં આવી તે બદલ હું તેમનો આભાર માનું છું.

હું આજના નવ દંપતિને તેમજ ભાવિમાં થનાર જોડાંઓને બે શબ્દ આ તકે કહેવા માગું છું. લગ્ન સંબંધ એ દુન્યાના દરેક મઝહબોમાં થાય છે. કિસ્ટીયાનિટી, હિન્દુઈઝમ અને ઈસ્લામ, એ ત્રણ મુખ્ય અને આગળ પડતાં ધર્મો છે અને તેઓમાં તેઓના મઝહબી કાનુન પ્રમાણે લગ્ન થાય છે. મારો વિષય શરએ મુહમ્મદી પ્રમાણે લગ્ન થાય તે ઉપર છે.

અમારા આકાએ નામદાર હઝરત અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા સ.અ.વ.એ ચઉદસો વરસ ઉપર "અન–નિકાહ મિન સુન્નતી" એટલે શાદી કરવી એ મારી સુન્નત છે. ફરમાવીને શાદીનું મહત્વ દેખાડી આપ્યું છે. અને દુન્યામાં દરેક મુસ્લિમ પ્રજા એ સુન્નત તરીકાનો અમલ કરતી આવેલી છે અને તા–કિયામત એ ફરમાન કાયમ રહેશે.

શાદીઓના જોડાણથી ઉંચું જીવન ઘડવાની સામગ્રી તરીકે આપણે કામવાસનાનો સ્વીકાર કરવો જોઈએ. અંધકામનાની પ્રેરણાને વશ થવું એ તો સભ્યતા અને તહઝીબનો ઈન્કાર કરવા સમાન છે. દુલ્હા દુલ્હનમાં સાચો પ્રેમ ટકી રહે એ માટે ઉંચા આદર્શની જરૂર હોય છે. બંનેના એવા ઉંચા આદર્શો હોવા જોઈએ કે જેના પ્રતાપે તેઓ પોતાનું દંપતિ જીવન કામયાબી સાથે ગુઝારી શકે.

પતિ અને પત્ની એક બીજાનો સ્વીકાર કરે છે અને પછી પણ ગૃહ જીવનની શરૂઆત થતાં બંને પોત પોતાની ખામીઓનો ત્યાગ કરી, ઉદારવૃત્તિથી કામ લઈ એક સુંદર સુખી સંસાર ઉભો કરે છે. સાચી

મિત્રતાનો સંબંધ કેળવવા બંનેએ ભેગો પ્રયત્ન કરવાનો હોય છે. રસ્તામાં આવતી તકલીફોનો હસ્તે ચેહરે સામનો કરવો પડે છે. દામ્પત્ય જીવનનું પરમસુખ વાંચ્છનારા જોડાંઓએ ધીરજ અને સંયમ, ક્ષમા અને ઉદારતાનો આદર્શ કેળવી રસ્તામાં આવતા ભય સ્થાનોથી જાગૃત અને સચેત રહેવું જોઇએ.

નફસના વિકારોને બુધ્ધિથી ઢીલા કરી શકાય છે, જો કે જડ ઉખેડી સકાતી નથી. લગ્ન જીવનમાં જેટલો આનંદ છે એટલુંજ દુઃખ પણ છે. લગ્ન એ સંપૂર્ણ સુખમય અવસ્થા છે અને તેમાં કાંઈ પણ વસ્તુ આડે આવે એટલે તેનો અંત આવવો જોઈએ એવા ખોટા ખ્યાલને લીધેજ છુટાછેડાની ઉત્પત્તી થાય છે છુટાછેડાનું મુખ્ય કારણ બંનેમાંથી કોઇ એકની બેવફાઈ નથી હોતું; બલકે બંનેના સ્વભાવ અને અભિરૂચીનો ભેદ હોય છે.

અનેક તકલીફો ભોગવીને લાંબા કાળે પરીણિત જોડાનો વિકાસ સાધવો એ લગ્નનો હેતુ છે, એમ જો આપણે કબૂલ કરીએ તો આપણા માર્ગમાં આવતી દરેક મુશકેલીને આપણે વધુ પુરૂષાર્થ કરવાની હાકલ તરીકે લેખીશું. આદર્શ લગ્ન આપણા ધ્યેયની ઉચ્ચતમ સિધ્ધિનું પ્રતિક છે, અને એનો અર્થ એ છે કે બંનેમાં ગેર સમજુતી થાય, બંને ક્રોધથી ગાંડા બની જઈ વિચિત્ર ધુનો પકાવવા માંડે અને ઉભય વચ્ચે જબ્બર મતભેદ પડે તોયે નમતું તોલવાના નિયમને આધીન થઈ એક બીજાને વળગી રહેવું જોઈએ.

યુવાન અને નાદાન સ્ત્રી પુરૂષો પોતાની મરજી પ્રમાણે નહીં વર્તી શકે અને પોતાની ઈચ્છા પ્રમાણે સંબંધો બાંધી નહી શકે, જેથી તેઓએ પોતાના વડીલોની આજ્ઞાને આધીન થવું જોઈએ. લગ્ન એ શી વસ્તુ છે અને તેનો હેતુ શું છે તે વિષે ખોટા આદર્શો મનમાં રાખી લાગણીના પ્રવાહમાં નહીં તણાતાં જોઇ વિચારીને કામ લેવું જોઈએ.

લગ્નનો હેતુ વિષય વાસનાની તૃપ્તી પણ છે. શરીર મિલનની સાથે આત્માનું મિલન પણ થાય તોજ હેતુ પાર પડેલો કહેવાય. બંધનો સામેના બળવાન જુસ્સાને લીધે કે ઉમંગના પ્રથમ ઉછાળાને લીધે કેવળ કામવાસનાની તૃપ્તી ખાતર જે લગ્નો થાય તે ટકાઉ નથી હોતાં, એમ અનુભવથી પુરવાર થયું છે. એવાં દંપતિ જ્યારે પુખ્ત વયે પહોંચે છે ત્યારે તેમને ખરી વસ્તુ સ્થિતિનું ભાન થાય છે.

દરેક આત્મા અણવિકસેલી વ્યક્તિ છે. એનામાં હેવાનિયતની ખાસીયતો ભરેલી હોય છે, છતાં એ હેવાની ખાસીયતોને ઇન્સાન તાબે કરી શકે છે. રૂહાનીયતની જરૂરીયાતને પ્રથમ સ્થાન આપવું જોઈએ, એ વસ્તુ જો આપણે સ્વેચ્છાએ સ્વીકારી લઈએ અને તેમાં નિયમો અનુસાર આપણી પ્રવૃત્તિને સંચલાવીએ તો જરૂર કામયાબી આપણા કદમ ચુમે. અગર આપણે આપણી રસવૃત્તિ બદલીએ અને સુખ–માનસને નવેસરથી કેળવીએ તો જ આપણે વાસના–પ્રધાન મટી રૂહાનીયત કેળવી શકીએ.

એનો અર્થ એ થયો કે આપણે સંયમ અને શિસ્ત પાળવાં જોઈએ. આપણી કુદરતી પ્રવૃત્તિથી પર થવાના ધ્યાનમાં ડગલે અને પગલે ભારે પ્રલોભનો અને તેની સામે ઝુઝવાનું રહેલું છે. આપણા વ્યક્તિત્વની પરિપુર્ણતા માટે એ બહુ જરૂરનું છે, જો કે એ પ્રયત્ન આપણી પાસે ભારે ભોગ માગે છે, છતાં તેનો બદલો પણ તેવો જ મહાન છે.

વ આખિરો દઅવાના અનિલ હમ્દુ લિલ્લાહે રબ્બિલ આલમીન.



# શાદીની મુબારક બાદી

રજુ કરનાર :—સલીમહ અહમદ હથુરણી (બેથાલ)

બહાર આવી, ખિઝાં ગુલશનથી સંકેલાઈ છે આજે !
નિરાલાં હર્ષ–ગીતો, બુલબુલો, નિત ગાય છે આજે !

મુબારક બાદીઓ. સૌ આવી, આપી જાય છે આજે !
કે દુલ્હાના પ્રભુતામાં પગો મંડાય છે આજે !

નઝર જ્યાં જ્યાં કરૂં, ત્યાં ત્યાં, ખુશી દેખાય છે આજે !
કે એ નિર્દોષ હૈયા પ્રેમથી બંધાય છે આજે !

ખુશાલી જેટલી મા–બાપ ઉજવે, તેટલી કમ છે,
કે નિજ ફરઝંદનું ભાવિ નવું સર્જાય છે આજે !

ખરૂં પુછો તો શાદી પણ, ખરેખર માર્ગ–દર્શક છે,
જે જીવનના નિરાલા પંથ ચીંધી જાય છે આજે !

ફળી લાંબા સમયની આજ, અંતરની તમન્નાઓ,
કુટુમ્બી જન ખુશીમાં એટલે હરખાય છે આજે !

નિછાવર એ જગતની ત્યાં, ખુશી કુદરત કરે નવ કાં ?
કે બે દિલની કિતાબો, દિલથી જ્યાં વંચાય છે આજે.

દુલ્હો અહિયાં, તો ત્યાં દુલ્હન, જુઓ, ચુપચાપ બેઠાં છે,
છબી શાદીની કેવી હુ–બ–હુ ચિતરાય છે આજે !

શરમ પણ જોઇને જેને, શરમથી થઈ ગઈ પાણી,
અજબ અંદાઝથી દુલ્હા દુલ્હન શરમાય છે આજે !

સુણી અશઆર મારા, કેમ ન ડોલી ઉઠે મેહફિલ,
હૃદયની લાગણી શબ્દોમાં જ્યાં ઢલવાય છે આજે !

રહે સુખ સંપથી, બંને જણા, ફુલે ફલે યા રબ,
અહીં સૌના મુખેથી એ દુઆ સંભળાય છે આજે !

કહી આમીન ! ઠાલી દો. તમે પણ શેઅરમાં કાસિમ !
હૃદયની ઉર્મિઓ હા, જેટલી ઉભરાય છે આજે !

રચનાર :—જનાબ મુન્શી હાફિઝ કાસિમ પટેલ (જોહાનિસબર્ગ)

● ** ** ** ** ●

# જરૂરત છે અને સખ્ત જરૂરત છે

(૧) મુસલમાનમાં ઇમાનની
(૨) ઇન્સાનમાં હમદર્દીની
(૩) અવરતમાં પાકદામનીની
(૪) જવાનીમાં પરહેઝગારીની
(૫) તંદુરસ્તીમાં શાંતિની
(૬) બીમારીમાં ઇલાજની
(૭) દોસ્તીમાં બિન મતલબીની
(૮) મિયાં બીબીમાં મુહબ્બતની
(૯) ગરીબીમાં સબર શુકરની
(૧૦) માલદારીમાં સખાવતની
(૧૧) નોકરીમાં ખયર-ખ્વાહીની
(૧૨) વકાલતમાં બહેસની
(૧૩) તકરીરમાં અસરની
(૧૪) લખાણુમાં દલીલની
(૧૫) ખૂબસુરતીમાં તંદુરસ્તીની
(૧૬) ઝિન્દગીમાં સંતોષની
(૧૭) ઉસ્તાદીમાં કળા
(૧૮) યજમાનમાં ઉદારતાની
(૧૯) મેહમાનમાં આભાર વૃત્તિની
(૨૦) ઇમામમાં તકવાની
(૨૧) યાદે ખુદામાં નમ્રતા અને આજેઝીની
(૨૨) મર્દમાં બહાદુરીની
(૨૩) બંચપનમાં તરબિયતની
(૨૪) ઘડપણુમાં સાવચેતીની
(૨૫) ખુશીમાં ખવફે ખુદાની
(૨૬) મુસીબતમાં હિમ્મતની
(૨૭) સગાઇમાં ખુલૂસની
૨૮) ગુસ્સામાં સહન શીલતાની
(૨૯) વેપારમાં પ્રમાણિકતાની
(૩૦) ખેતીમાં દેખરેખની
(૩૧) મુલ્કમાં બાદશાહતની
(૩૨) આલિમમાં અમલની
(૩૩) વાતચીતમાં નરમીની
(૩૪) દરેક વાતમાં મધ્યમતાની
(૩૫) મવતમાં શાંતિની
(૩૬) ઇલ્મમાં મહેનતની
(૩૭) માણુસમાં માણુસાઇની
(૩૮) બાળકમાં અદબની
(૩૯) ફકીરમાં કનાઅતની
(૪૦) નમાઝમાં તલ્લીનતાની

—: રસૂલ બેગમ હાજી યુસુફ મુહંમદ (રંગુન) :—



# દોઝખમાં જનારી અવરત

હદીસ શરીફમાં આવ્યું છે કે ત્રણ પ્રકારની આંખો પર દોઝખની આગ હરામ છે :

(૧) તે આંખ જે ખુદાને રાજી રાખવા ખાતર રાતોના ઉજાગરા કરે.
(૨) તે આંખ જે હરામ વસ્તુઓ પર નઝર નાખવાથી બંધ રહે.
(૩) તે આંખ જે પોતાના ગુનાહો પર ખુદાના ખવફથી રડતી રહે.

કેટલાક આલિમોનું કથન છે કે જે અવરતમાં નીચેની ૧૧ આદતો હોય તે દોઝખમાં જશે :

(૧) પતિની રજા વગર ઘરમાંથી બહાર જાય.
(૨) ખાવા પીવા અને પહેરવાની બાબતો પર ધણી સાથે ઝઘડો કરે અને ધણીની હાલત કરતાં વધુ માગે.
(૩) પતિને બદનામ કરે, તેનું માનભંગ થાય એવી વાતો કરે, તેની ઈઝઝતમાં નુકસાની લાવવાની કોશિષ કરે.
(૪) પતિ બોલાવે છતાં તેની પાસે ન જાય.
(૫) પતિની માને સતાવે, દુખ આપે અને તેને બુરૂં કહે.
(૬) નમાઝ રોઝા વગેરે ઈસ્લામી અહકામનો ખ્યાલ ન રાખે.
(૭) પતિનો માલ તેને પુછ્યા વિના પોતાના મા-બાપને આપી દે અથવા ગેર રસ્તે વાપરી નાખે.
(૮) હર વખત પતિ સાથે કડવે મોઢે વાત કરે અને તેનો માન મરતબો ન જાળવે.
(૯) શિર્ક અને બિદઅતના કામો કરે અને ઈસ્લામ વિરોધી અકીદા રાખે.
(૧૦) પારકા મર્દોને જોવા માટે ઘરના બારી બારણા ખુલ્લાં રાખે અને વગર પર્દે ઘર બહાર રખડતી ફરે.
(૧૧) ગાવા વગાડવાનો શોક રાખે, નાચગાન પર જીવ આપે. ફકત.

—હમશીરા મુહંમદ મુઈન સહારનપુરી

❖❖❖❖❖❖❖❖❖❖❖❖

હસીનોં સે તો બસ સાહબ સલામત દૂર કી અચ્છી,
ન ઈન્કી દોસ્તી અચ્છી ન ઈન્કી દુશ્મની અચ્છી.



# હઝરત અલીના બોધ વચનો

[ અઝ:—બેગમ ઝયનબ અખ્તર ચન્તાધારી (મદરાસ) ]

⁂⁂⁂⁂⁂⁂⁂

★ ઝાલિમ આદમીની ત્રણ નિશાઓ છે: (૧) મોટાંઓની નાફરમાની કરે, (૨) ન્હાનાંઓને દબાવે, (૩) ઝાલિમની મદદ કરે.

★ તું સૌથી વધુ એવા શખ્સ સાથે પ્રેમ કર, જે તને નેક કામો તરફ રસ્તો બતાવે અને તારી અયબો તારા મોઢા પર જાહેર કરી દે

★ જે શખ્સ તારી અયબોને તારી સામે જાહેર નથી કરતો તે તારો ખરો દોસ્ત નથી.

★ જે શખ્સ હમેશા સાચું બોલતો હોય તેની ઉપર પુરો ભરોસો રાખ.

★ હમેશા એવા માણસની સોબતમાં બેસ, જે લોકોની ભલાઈ માટે કોશિષ કરતો હોય.

★ કોઇ શરીફ અને ભલા માણસનું અપમાન ન કર, કોઈ નીચ અને કમીના માણસની તઅઝીમ ન કર, કોઈ નેક માણસને દુખ ન આપ, એવી વાતોથી સદા ચેતીને ચાલ.

★ કોઈ બેવકૂફ માણસનો ભેટો થઈ જાય, કોઈ બદકારનો સંગાત થઈ જાય યા કોઈ ઝાલિમ સાથે મામલો આવી પડે તો ચેતીને ચાલવું બેહદ જરૂરી છે.

★ જે માણસ ગરીબ થઇ પડે, દુન્યાના લોકો તેને ઝલીલ સમજે છે. જે ઉતાવળ કરે છે તે પડે છે.

★ જે શખ્સ દુરંદેશીથી કામ લે છે તે દરેક મોકાથી કંઈ ન કંઈ સબક હાસિલ કરે છે.

★ જે શખ્સ પોતાને મોટો માણસ સમજે છે તે મોટો બેવકૂફ અને નીચ હોય છે.

★ જે શખ્સ વિચાર્યા વિના કામ કરે છે, તેને પસ્તાવાનો વખત આવે છે.

★ જે શખ્સ પોતાને ખાહ-મ-ખાહ ગરીબ જાહેર કરે છે તે ગરીબજ રહે છે.

★ જે શખ્સ ખૂબીવાળો હોય છે તે લોકોની સેવા બજાવે છે.

★ જે શખ્સ બુરી વાતોથી દૂર રહે છે તે મુસીબતોથી સલામત રહે છે.

★ જે શખ્સ વાતોડીયો હોય છે, લોકો તેની વાતોથી કંટાળી જાય છે.

★ જે શખ્સ જાણકારોને પુછતો રહે છે, તે આલિમ બની જાય છે.

★ જે શખ્સ માન અને સ્વમાનથી રહે છે, લોકો તેને ઇઝઝતની નઝરથી જુએ છે.

★ જે શખ્સ બડાઇ અને તકબ્બુર કરે છે, લોકો તેને ઝલીલો ખ્વાર સમજે છે.

★ જે શખ્સ લવારો કરે છે, તે ઘણી સાચી વાતોને પણ ભચડી નાખે છે.

★ જે શખ્સ પોતાની જીભને કાબૂમાં રાખે છે, તેની વાતો સાંભળવા જેવી હોય છે.

★ જે શખ્સ સલામતીનો ખ્વાસ્તગાર હોય છે, તે હમેશા સલામત રહે છે.

★ જે શખ્સ સહનશીલ હોય છે તે હમેશા મોકાસર સવાલ કરે છે.

★ જે શખ્સ ખુલૂસ દિલથી કામ કરે છે, તે હમેશા પોતાની મુરાદ પામે છે.

★ જે શખ્સ નમ્રતા ધારણ કરે છે, તેનો મરતબો બુલંદ થાય છે.

★ જે શખ્સ પોતાનો માલ ખર્ચ કરે છે, તે લોકોની નઝરોમાં આબરૂદાર બની જાય છે

★ જે શખ્સ પોતાની આબરૂની પરવા નહિં કરે, લોકો તેને નીચ સમજે છે.

★ જે શખ્સ ખુદા પર તવક્કુલ કરે છે, ખુદા તેની બધી મુરાદો પુરી કરે છે

★ જે શખ્સ સંતોષ પકડે છે, તે ગની બની જાય છે.

★ જે શખ્સ નીચતા ધારણ કરે છે, તે લોકો સાથે ગાળાગાળીથી પેશ આવે છે.

★ જે શખ્સ બીજાઓને તંગ કરે છે તે પોતે તંગ થઈ પડે છે.

★ જે શખ્સ ગફલતમાં રહે છે, તે જહાલતમાં રહે છે અને જે જહાલતમાં રહે છે, તે બેકાર છે અને કશા કામનો નથી.

★ જે શખ્સ બીજાઓ પર ઝુલ્મ કરે છે, તે બીજાઓના ઝુલ્મનો ભોગ બને છે.

★ જે શખ્સ પોતાને હકીર સમજે છે, તે બીજાઓની નઝરમાં માન મોભાવાળો બની જાય છે.

★ જે શખ્સ બીજાઓ પર ઝિયાદતી કરે છે, તે જરૂર ભુલ થાપ ખાઈ જાય છે.

★ જે શખ્સ ઈબ્રતની નઝરથી જુએ છે, તે હુસ્યાર અને સાવચેત રહે છે.

❖❖❖❖❖❖❖❖❖❖❖❖

નિરાલા હય તુ અય મવલા ! નિરાલી હંય તેરી શાનેં,
કિસી કો તાજે સુલ્તાની, કિસી કો ભીક દર દર દે !

—:રઝીયા સુલ્તાના અઝીમ આબાદી (બાંકીપુર–પટના) :—

⁂⁂⁂⁂⁂⁂⁂⁂

# સાસુ અમ્માંની યાદમાં

[ લેખિકા : મુહતરમા રાહત આરા બેગમ (પાકીસ્તાન) ]

અમ્માજી !

તમે દુન્યાથી રૂખ્સત થઇ ગયાં અને અમે એક મમતાળુ અને સાચી મુહબ્બત કરનારી સાસુથી મહરૂમ થઈ પડયાં કેટલા અરમાન અને આરઝૂથી તમે મને વહુ બનાવીને લાવ્યાં હતાં, મગર અફસોસ ! તમારી ઝિન્દગીએ વફાદારી નહીં કીધી. મારી શાદી બાદ ફકત બે વરસ તમે હયાત રહયાં.

સાચું તો એ છે કે તમે ફકત થોડાક મહીના મારી સાથે રહયાં હતાં અને એ ટુંકા ગાળામાં મને માલૂમ પડી ગયું હતું કે તમારો સુલૂક સાસુ જેવો નહીં, બલકે મા જેઓ છે. તમે પોતાની બુઝુર્ગી અને સાચી મુહબ્બતની એવી ઉંડી અસર મારા દિલ પર છોડી કે જેને મિટાવવું ના–મુમકિન છે.

આજે પણ એવું લાગે છે જાણે કાલની વાત હોય. તમે માર આરામ અને તકલીફનો એટલો બધો ખ્યાલ રાખતાં હતાં, જેમ એક મ પોતાના બચ્ચાનો ખ્યાલ રાખે છે.

પોતાના દીન અને મઝહબની સાચા દિલથી પાબંદ—ખુદા અને રસૂલના અહકામને માનનારી—તમારા જેવી નેક અને પારસા અવરતો આજકાલની દુન્યામાં કયાં જોવા મળે છે !

તમેજ મને નમાઝ રોઝાની પાબંદી શીખવી હતી. તમારા આ શબ્દો મને આજે પણ બરાબર યાદ છે. તમે કહયું હતું :

"દુલ્હન ! મારી તો ફકત એટલી ઇચ્છા છે કે તમે નમાઝની પાબંદીનો ખ્યાલ રાખ્યા કરો !"

પોતાના બંને બેટાઓને તમે કેટલી ઉચ્ચ તઅલીમ અપાવી છે અને તેઓના ખ્યાલો કેટલા બુલંદ છે તે દુન્યા જાણે છે. સચ્ચાઈ, રાસ્તબાઝી અને ખુશ અખ્લાકીમાં બંને યકતા છે. તમારા બેટાઓના વખાણ દુન્યાની ઝુબાન પર છે અને એ ફકત તમારા જેવી ફરિસ્તા-સિફત અને અકલમંદ માની કેળવણીનો પ્રતાપ છે.

તમારી તે અવલાદ—જેણે મારી દુન્યાને જન્નતનો નમૂનો બનાવી દીધો છે કેટલી બધી ખુશ અખ્લાક અને સંસ્કારી છે, તે ફક્ત હું જાણું છું યા ખુદા જાણે છે.

કદી તો એવું લાગે છે કે તમે આજે પણ અમારી પાસે છો અને પોતાની કીમતી તથા ખામોશ મુહબ્બતભરી દુઆઓથી અમને ફયઝયાબ બનાવી રહી છો. તમને પોતાની અવલાદ સાથે ગયર–મઅમૂલી મુહબ્બત હતી. માતાઓ તો દુન્યમાં બધાની છે, મગર તમારા જેવી માતા માટે અવલાદે પોતાની કિસ્મત પર નાઝ કરવો જોઈએ.

સદમો તો એ છે કે અમારાં બચ્ચાંઓની બહાર તમે નહીં જોઈ, તમારા જેવી દાદીના પ્યારથી તેઓ હમેશા માટે મહરૂમ થઈ ગયાં. તેમને ખબર નથી કે તેમની દાદી કેવી હતી ! એમના બાપ જયારે એમની સામે તમારો ઝિક્ર ખયર કરે છે અને તમારા વખાણમાં મગ્ન થઈ જાય છે, તે વેળા મવત અને હયાતની ફિલસુફી ન સમજી શકનારાં માસૂમ બચ્ચાં, ધ્યાનથી તમારાં વખાણ સાંભળતાં રહે છે અને તમારા વિષે સવાલો શરૂ કરી દે છે—આહ !

એમને શી રીતે સમજાવવામાં આવે કે એમની દાદી કોણ હતી અને તેની ઝાતમાં શું શું ખૂબીઓ હતી !

કાશ ! પોતાના બેટાઓની તરક્કી તમે પોતાની આંખથી જોતે ? ત્યારે તમને ખબર પડતે કે તમારી દુઆઓએ તેઓની દુન્યાને આજે જન્નત બનાવી દીધી છે.

આ થોડાક શબ્દો જે મેં લખ્યા છે એ તમારી ખૂબીઓ બયાન કરવાના મુકાબલામાં કંઈજ નથી. મારી દિલી લાગણીઓ પણ એનાથી પૂરી રીતે જાહેર થતી નથી, કેમકે મારા દિલમાં તમારી જે મુહબ્બત અને ઇઝઝત ભરેલી છે, શબ્દો દ્વારા તેનું બયાન અશક્ય છે.

મુજ ગુનેહગારની એજ દુઆ છે કે ખુદાવંદ કરીમ તમારી નેકીઓનો સિલો તમને પુરેપુરો અતા ફરમાવે અને તમને જન્નતુલ ફિરદૌસમાં જગ્યા આપે. આમીન !



# પયસા હી રંગ રૂપ હય

## અઝ:—મિયાં "નઝીર" અકબર આબાદી

પયસે હી કા અમીર કે દિલમેં ખિયાલ હય,
પયસે હી કા ફકીર ભી કરતા સવાલ હય,
પયસે હી ફોજ, પયસા હી જાહો જલાલ હય,
પયસે હી કા તમામ યેહ દંગા ધમાલ હય.

પયસા હી રંગ રૂપ હય પયસા હી માલ હય,
પયસા ન હો તો આદમી ચરખા મિસાલ હય.

ગાલીયો માર ખાતે હંય પયસોં કે વાસ્તે,
આપસ મેં ખૂન કરતે હંય પયસોં કે વાસ્તે,
સો મુલ્ક છાન જાતે હંય પયસોં કે વાસ્તે,
મસ્જિદ કો દમમેં ઢાતે હંય પયસોં કે વાસ્તે.

પયસા હી રંગ રૂપ હય પયસા હી માલ હય,
પયસા ન હો તો આદમી ચરખા મિસાલ હય.

રિક્શા કોઈ ચલાતા હય પયસોં કે વાસ્તે,
જૂતે કોઈ ચુરાતા હય પયસોં કે વાસ્તે,
ગંગા કોઈ નહાતા હય પયસોં કે વાસ્તે,
મસ્જિદ મેં ગિળગિળાતા હય પયસોં કે વાસ્તે.

પયસા હી રંગ રૂપ હય, પયસા હી માલ હય,
પયસા ન હો તો આદમી ચરખા મિસાલ હય.

અબ જિસકે ઘરમેં ઢેર હંય પયસોં કે દામ કે,
હર એક ઉમ્મીદવાર હય ઉન્કે ગુલામ કે,
સબ મિલ કે પાઉં ચૂમેં હંય ઉન્કે ગુલામ કે,
કયા રૂત્બે હંય યેહ પયસા અલયહિસ—સલામ કે.

પયસા હી રંગ રૂપ હય પયસા હી માલ હય,
પયસા ન હો તો આદમી ચરખા મિસાલ હય.

—: રજુ કરનાર :— યાસમીન જમાલ ફરહત :—



# સારી સારી વાતો

★ અકલમંદ સબર કરે છે. બેવકૂફ વેર લેવા પર ઉતરી પડે છે.
★ વફાદાર અવરત પોતાના ખાવિન્દ પર કુરબાન થઈ જાય છે.
★ પર્દો અવરતની આબરૂ સાચવે છે.
★ દવલત તેની નથી જે તેને હાસિલ કરે. દવલત તેની છે જે તેને નેક કામમાં વાપરે.
★ નેકી અને પરહેઝગારીના કામોમાં એક બીજાની મદદ કરો. બદીના કામોમાં કોઇને મદદ ન કરો.
★ આપેલું વચન પુરૂં કરો. કિયામતમાં વચન વિષે પુછવામાં આવશે.
★ ચેહરાના કાળા રંગને જોનારાઓ! દિલની સફેદી પર નઝર રાખો.
★ સારા માણસની ઓળખ : લોકો સાથે હસતા ચેહરે મળવું.
★ નીચ માણસો જાત પુછે છે. મોટા માણસો દરેકને પોતાનો ભાઈ સમજે છે.
★ ઉપરનો હાથ નીચેના હાથથી બેહતર છે.

—નજમા યુસુફ નજમી મુરાદાબાદી

# અકલમંદ અને બે-વકૂફ

★ અકલમંદ તે શખ્સ છે જે પોતાના નફસને કાબુમાં રાખે અને મરવા પછી સુખ મેળવવા માટે સારાં કામો કરતો રહે.
★ બે-વકૂફ તે શખ્સ છે જે પોતાની ખાહિશોનો ગુલામ બની જાય અને અલ્લાહ પાસે સવાબની આશા રાખે
★ અલ્લાહ તમારી સૂરતો અને માલોને નથી જોતો, તે તમારા દિલો અને કામોને જુએ છે.
★ પોતાની અવલાદને અદબની તઅલીમ આપવી સારામાં સારો સદકો છે.
★ અય અલ્લાહ! હું તને નમું છું, તારી ઉપર ઈમાન લાવી છું, તારી ઉપર ભરોસો કરૂં છું. તારીજ મદદથી દરેક કામ કરૂં છું. મને સીધા રસ્તા પર ચલાવ. તારા બતાવેલા રસ્તા પર ન ચાલવાને કારણે આજે મારી કવમ મુસીબતની ઝંજીરોમાં જકડાઈ ગઈ છે. તું અમારા ગુનાહોને મુઆફ કરે. અમને નેકીની તવફીક આપ!

બેગમ મહમૂદા કવકબ દરખ્શાં, જગતયાલ–દકકન.

# ચમન ચમનના ફૂલ

★ અઝાબે ઈલાહીથી નજાત મેળવવી હોય તો આ પાંચ ખસલતોનો ત્યાગ કરો :—

(૧) જૂઠ. (૨) તકબ્બુર, (૩) બખીલી, (૪) બદગુમાની (૫) ઝિના.
—હદીસ

★ ઝકાત, સદકા અને ખયરાતનો માલ ફકીરો અને મિસ્કીનોનો હક છે.
(કુર્આન)

★ ત્રણ માણસો સાથે અલ્લાહ તઆલા મુહબ્બત કરે છે :—

(૧) ઓછું ખાનાર. (૨) ઓછું સુનાર, (૩) ઓછું બોલનાર.
(સિદ્દીકે અકબર)

★ જે વસ્તુમાં વ્યાજ ખાનારા અને બદકારી કરનારા વસતા હોય તે વસ્તી જરૂર તબાહ થઈ જાય છે.
(ઉમર ફારૂક)

★ જે કંઈ મારા હાથમાં છે, હું નથી જાણતો કે તે કોના માટે છે. અને જે કંઈ મારી કિસ્મતમાં છે, હું જાણું છું કે તે કોના હાથમાં છે.
(બુઝરચમહેર)

—શિગુફતા દિલશાદ બાનુ સહારનપુરી

# ઈલ્મની ફઝીલત

☼ ઇન્સાન ઈલ્મથી કમાલ મેળવે છે, નહિ કે માલ દૌલતથી.

☼ ઇલ્મ વિના ખુદાને ઓળખી શકાય નહિ. ઈલ્મ માટે પોતાની ઝાતને શમા પેઠે પીગળાવી નાખો.

☼ અકલમંદ આદમી સદા ઈલ્મની તલબમાં રહે છે.

☼ ગોદથી ગોર સુધી ઇલ્મ હાસિલ કરતા રહે.

☼ ઈલ્મનો દામન મઝબૂતીથી પકડી રાખો. ઈલ્મ તમને જન્નતમાં પહોંચાડી દેશે.

☼ ઈલ્મ રોશની છે. જહાલત અંધકાર છે

☼ ઝમીન પર આલિમોની મિસાલ એવી છે જેમ આકાશ પર સિતારા,

☼ ઈલ્મે દીન સૌથી ઉત્તમ છે. એજ ઈલ્મથી દીન અને દુન્યાની કામયાબી નસીબ થાય છે.

※※※※※※※※※※※

એ-ઈલ્મ ભી હમ લોગ હંય, ગફલત ભી હય તારી
અફસોસ કે અંધે ભી હંય, ઓર સો ભી રહે હય (અકબર)

—મહમૂદા બીબી કવકબ દરખ્શાં, જમતયાલ—દકકન.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

# સાચા દોસ્તની ઓળખ

[ અઝઃ—ગુલ બાનુ બેગમ અખ્તરે જમાલ ]

હઝરત અલકમા અતારૂદીએ મરતી વેળા પોતાના બેટાને વસીય્યત કરી હતી કે :

"બેટા! લોકો સાથે તને હળવા મળવાની જરૂરત પડે તો એવા માણસને દોસ્ત બનાવજે કે અગર તું તેની સેવા કરે તો તે તારી મદદ કરે, તું તેની સોહબતમાં બેસે તો તે તને નેક આદતો શીખવે. તને કંઈ મુશ્કેલી નડે તો તે તારે કામ આવે, તું પોતાનો હાથ નેકી માટે ફેલાવે તો તે તને સહકાર આપે, કંઇ બુરાઈ જુએ તો તને અટકાવે, કંઇ ખૂબી જુએ તો તને ઉત્તેજન આપે, તું કંઈ સવાલ કરે તો પૂરો કરે અને તું સવાલ ન કરે તો તે પોતે આગળ વધીને પુછે. તારા ઉપર કંઈ મુસીબત આવી પડે તો તને તસલ્લી આપે અને તેમાંથી છુટવાની તદ્બીર બતાવે તું કંઈ કહે તો તારી વાતને સાચી માને, કોઇ કામનો ઇરાદો કરે, તો તને સાચી સલાહ આપે. અગર કંઈ વાંધો પડે તો તને પોતાની જાન કરતાં સારો સમજે!"

હઝરત ઇમામ જઅફર સાદિક (રદિ.) ફરમાવે છે, પાંચ તરહના માણસો સાથે દોસ્તી ન બાંધો :—

(૧) જૂઠા માણસ સાથે, કેમકે તે જૂઠું બોલી બોલીને તમને હંમેશા ધોકામાં રાખશે સાંજને સવાર કહેશે તો સવારને સાંજ બતાવશે.

(૨) બેવકૂફ સાથે, કેમકે તેનાથી તમને કશું મળવાનું નથી. તે તમને લાભ પહોંચાડવા માગશે તોયે પોતાની બેવકૂફીથી નુકસાન પહોંચાડશે.

(૩) કંજૂસ સાથે, કેમકે જ્યારે તમને તેની સખત જરૂરત પડશે તો તે તમારી સાથેની દોસ્તી કાપી નાખશે અને તમારી દુશ્મની પર ઉતરી પડશે.

(૪) બુઝદિલ એટલે ડરપોક માણસ સાથે, કેમકે મુસીબતનો મોકો આવશે તો તે તમને એકલો છોડીને ચાલવા માંડશે.

(૫) લુચ્ચા પાપી સાથે, કેમકે જ્યારે તેને કંઈ જરૂરત ઉભી થશે તો તે તમને નજીવી કીમતે વેચી કાઢશે.

એક બુઝુર્ગ ફરમાવે છે કે તે માણસ મોટો બદનસીબ છે જે દોસ્તો શોધવામાં નિષ્ફળ નિવડે અને તેનાથી વધુ બદનસીબ તે છે જે દોસ્તો મેળવીને ગુમાવી નાખે

હઝરત અબૂ સુલયમાન દારાની ફરમાવે છે કે ઈરાકમાં મારો એક દોસ્ત રહેતો હતો. મને જ્યારે કંઈ માલી મુશ્કેલી ઉભી થતી તો હું તેની પાસે જઈને કહેતો : મને તમારા માલમાંથી કંઈ આપો ! તે રૂપિયાની ભરેલી થેલી મારી સામે લાવીને મુકી દેતો. હું જરૂરત જોગું તે થેલીમાંથી કાઢી લેતો. એક દિવસ હું તેની પાસે ગયો અને પૈસાની માગણી કરી તો તેણે પુછ્યું : કેટલા રૂપિયા જોઈએ ? તેની જીભે આ શબ્દો સાંભળીને હું ઉલટા પગે વળી ગયો, કેમકે હવે તેની દોસ્તીમાં અગાઉ જેવો લુત્ફ રહેવા પામ્યો ન હતો.

હઝરત અબૂ દરદાઅર (રહ) ફરમાવે છે કે મેં એક વેળા બે બળદોને હળમાં જોડાયલા જોયા. તેઓ ખેતી કરતા હતા. એટલામાં એક બળદ ઉભો રહીને પોતાનું બદન ચાટવા લાગ્યો. એ જોઈ બીજો બળદ પણ ઉભો રહી ગયો. હઝરત અબૂ દરદાઈર રડી પડયા અને બોલ્યા :

"એજ હાલ સાચા દોસ્તોનો છે, જ્યારે બંનેમાંથી એક ઉભો થઈ જાય છે તો બીજો પણ અટકી જાય છે."

બુઝુર્ગોએ સાચી દોસ્તીના વખાણ આ શબ્દોમાં કર્યાં છે કે મોઢા આગળ અને પીઠ પાછળ જાહેર અને બાતિન તેમ એકાંત અને લોકોના વચમાં દોસ્તનો વર્તાવ દોસ્ત સાથે સરખો રહે. જો એમાં કંઈ વાંધો આવે તો પછી એ દોસ્તી નથી બલકે મુનાફિકપણું અને રિયાકારી છે. એક શાઈર, કહે છે :

જિન્હોં કો ઈશ્કે સાદિક હય વોહ કબ ફરયાદ કરતે હંય
લબોં પર મુહરે ખામોશી દિલોં મેં યાદ કરતે હંય.

સ્વાર્થી અને મતલબના પૂજારી દોસ્ત વિષે એક શાઈર કહે છે :

જિન્હેં હમ રાઝદાં સમજે વોહ મારે આસ્તીં નિકલે,
ગઝબ હય અપને હાથોં સે યેહ હમને નાગ પાલે હંય !

હઝરત શેખ સઅદી રહમતુલ્લાહ અલયહએ "ગુલિસ્તાં" માં દોસ્તની તઅરીફ આ શબ્દોમાં કરી છે :

દોસ્ત આં બાશદ કે ગીરદ દસ્તે દોસ્ત,
દર પરેશાં હાલીયો દર માન્દગી !

એટલે સાચો દોસ્ત તે છે જે મુસીબત અને પરેશાનીમાં દોસ્તની મદદ કરે; નહિં કે ચ્યશ—આરામના ઝમાનામાં દોસ્ત સાથે માલ મલીદા ઉડાવે. એ શેઅર શું છે, એક કસોટી છે. જેના ઉપર દોસ્તને કસીને પારખી શકાય છે. મુસીબતમાં દોસ્તની કસોટી જરૂર કરવી જોઈએ, અને મુસીબતજ એક કસોટી છે, જેમાં ખરા ખોટા દોસ્તની પેહચાન થઈ સકે છે. એ કસોટી પર તોળાઈને પુરો ઉતરે એ સાચો દોસ્ત, બાકી નર્યા સ્વાર્થી. આંખોમાં જોવાની શકિત હોય તો દોસ્તને જરૂર પારખી શકાય છે. અને આંખો હોવા છતાં તેનાથી કામ ન લેવામાં આવે તો એમાં વાંક તેનો પોતાનો!

એક દોસ્તને બીજા દોસ્તથી જે દીની દુન્યવી ફાયદા પહોંચી શકે છે તે નીચે મુજબ છે :—

(૧) તેના ઇલ્મ અને અમલથી લાભ ઉઠાવી શકાય.

(૨) તેના માન મોભા અને લાગવગથી ફાયદો હાસિલ કરી શકાય.

(૩) તેના માલ અને દવલતથી લાભ લઈ શકાય.

(૪) સંકટ અને મુસીબતમાં મદદ કરે.

(૫) લોકોની જીભથી બચાવ કરે, તેની આબરૂની હિફાઝત કરે.

(૬) સામે અને પીઠ પાછળ ખયર—ખાહી કરે.

(૭) તેના દુખને પોતાનું દુખ સમજે.

(૮) તેના નુકસાનને પોતાનું નુકસાન સમજે.

(૯) પોતાના જાન, માલ અને આબરૂને તેની ઉપર કુરબાન કરી દે.

(૧૦) સારી સલાહથી તેનું માર્ગ દર્શન કરતો રહે.

(૧૧) ઉંધે રસ્તે જવાથી રોકતો રહે

(૧૨) બદીના કામોથી બચાવે અને નેકીના કામોમાં મદદ કરે.

(૧૩) પોતાની દુઆઓમાં તેને શામિલ કરે.

(૧૪) મરવા પછી પણ તેના હકમાં નેક દુઆઓ કરતો રહે.

(૧૫) કિયામતના દિવસે તેની શફાઅતની ઉમેદ રાખે.



# ઝિન્દગીની થોડીક ભૂલો

[ રજુ કરનાર :–ગોરીબાઇ પટેલ ]

૧–નચિંત થઈને એવા ગુમાનમાં રહેવું કે હું હમેશા તંદુરૂસ્ત અને તવંગર રહીશ.

૨–પોતાને અકલમંદ અને બીજાઓને બેવકૂફ સમજવું.

૩–એવી નિય્યતે ગુનોહ કરવો કે બેચાર વખત કરીને છોડી દઈશ.

૪–જે કામ પોતાથી નહિ થઈ શકે તે બીજાઓથી પણ નહિ થઇ શકે એમ સમજવું.

૫–આફતો અને બીમારીઓની ફિકર નહિ કરવી.

૬–દરેક માણસને પોતાની મરઝી પ્રમાણે ચલાવવાની આશા રાખવી.

૭–દુન્યામાં મસ્ત રહેવું અને આખિરતથી ગાફિલ થઈ જવું.

૮–દરેક કામમાં વાંધો અને દરેક માણસમાં અયબ શોધવી.

૯–પોતાનો ભેદ બીજા પર જાહેર કરીને તેને છુપો રાખવાની ભલામણ કરવી.

૧૦–પોતાનાં મા-બાપની ખિદમત ન કરવી અને પોતાની અવલાદ પાસે ખિદમતની આશા રાખવી.

૧૧–દરેક કામમાં માથું મારવું અને દરેક કામમાં પોતાનો અભિપ્રાય ઠેકવો.

૧૨–એક કામ અધુરૂં છોડીને, બીજી વખતે પુરૂં કરી લેવાની ધુનમાં રહેવું.

૧૩–દરેક માણસની જાહેરી હાલત જોઇને તેના વિષે ફેસલો કરી લેવો.

૧૪–બીજાઓની કમઝોરીથી લાભ ઉઠાવવો અને બીજાઓની આશાએ માલદાર બની જવાની તમન્ના રાખવી.

૧૫–પોતાના ભાઇઓથી નફરત કરવી અને પરાયાઓને માનપાન આપવું.

૧૬–બીજાઓના દુઃખમાં ભાગ ન લેવું અને પોતાના દુખમાં બધા ભાગ લેવા દોડી આવશે એવો ખ્યાલ રાખવો.

૧૭–દરેક સાથે બદી કરવી અને પોતે સલામત રહેશે એવા ગુમાનમાં રહેવું.

૧૮–પોતાનોજ કકકો ખરો કરાવવો અને બીજાઓને તોડી પાડવા.

૧૯–પોતાને તુમડે તરતા રહેવું અને સમજવું કે હમેશા એજ પ્રમાણે તરતો રહીશ.

૨૦–પોતે કાચના ઘરમાં રહીને બીજાઓ પર પત્થર ફેંકવા.

૨૧–બીજાઓની તણખલા જેટલી ઐયબ જોવી અને પોતાની વાંસડા જેવી ઐયબ ન જોવી.

૨૨–સગાં વહાલાંઓ પર ભરોસો કરવો અને તેઓથી લાભની આશા રાખવી, મોટી બેવકુફી છે.

**********

# સૌથી સારી વસ્તુ

- સૌથી મહાન વસ્તુ ખુદાનું નામ.
- સૌથી મોટું હથિયાર કલમ અને ઝુબાન.
- સૌથી સારો રાગ ખામોશી.
- સૌથી મોટો ખઝાનો કરકસર.
- સૌથી સારી આદત ખુશ અખ્લાકી.
- સૌથી સારૂં ઝેવર શર્મ.
- સૌથી મોટી ખાનદાની પરહેઝગારી.
- સૌથી મોટું કામ ગીબત.
- સૌથી કડવી વસ્તુ હક વાત.
- સૌથી સારી દવા પરહેઝ.
- સૌથી મોટો કમીનો એહસાન કરીને જતલાવનાર.
- સૌથી મોટી દવલત ઈલ્મ.
- સૌથી મોટો દુશ્મન ખુશામદી.
- સૌથી મોટી ઈબાદત ખયરાત.
- સૌથી મોટો ગુનાહ જૂઠ.
- સૌથી મોટી નેકી ખિદમતે ખલ્ક.
- સૌથી મુશકિલ કામ સબર.

—મિસ અલિફ ફાતિમહ બહાદુરૂની

**********

# જન્નતની હકદાર

સંપાદિકા : મુહતરમા અમીના બેગમ યૂસુફ હાટીયા

બ્લુમહોફ (ટ્રાન્સવાલ)

અલ્લાહ તઆલા પોતાના ફઝલો કરમથી અને પોતાના હબીબે પાક સ. અ. વ.ના સદકા અને શફાઅતથી દરેક મુસલમાનને જન્નતના હકદાર બનાવે. આમીન! જહન્નમના ખ્યાલ માત્રથી બદનના બાલ ઉભા થઈ જાય છે. ખુદા ન કરે કોઈ મુસલમાનને પળ માટે પણ તેનો ઝોકો લાગી જાય!

મરવું બરહક છે. મરવા બાદ કબરનો ખુણો પકડવો પણ યકીની છે. ફરી કિયામત છે અને કિયામત બાદ હિસાબ કિતાબનો મામલો છે. હિસાબ કિતાબ બાદ જન્નતની રાહત યા દોઝખની મુસીબત છે. એ મંઝિલ પરથી દરેકને પસાર થવાનું છે. દુન્યામાં કોઈ ગમે તેટલું સુખી હોય યા ગમે તેટલું દુખી હોય, પણ એ હાલત આરઝી અને ફાની છે. મવત દુન્યાના સુખ અને દુખ બંનેનો ખાતિમો કરી નાખે છે. મરતી વેળા એવું લાગે છે, જાણે કંઈ હતું જ નહિ, જાણે આ દુન્યામાં આપણે આવ્યાજ ન હતા. પરંતુ એ બીજી ઝિન્દગીમાં ન મવત છે, ન અઝાબથી છુટકારો મેળવવાનો કોઈ રસ્તો છે.

ખુદા દરેકને એટલી સમજ આપે કે તે આખિરતનો ખ્યાલ રાખે; આખિરતને જ પોતાનું ઠેકાણું અને અસલી વતન સમજે. દુન્યાની ઝિન્દગી મકરો ફરેબ છે. એની હકીકત ખેલ તમાશાથી વધુ નથી. દરરોઝ આપણી આંખ સામે આપણા દોસ્ત બિરાદરો અને સગાં વહાલાં આખિરતની મુસાફરી કરતાં રહે છે. અહિં ચલ ચલાવ વિના કશું નથી. જે આવ્યો તે જવાનો, જે આવશે તે જવા માટે.

કોનું દલ નથી ચાલતું કે પોતાને ઠેકાણે પહોંચે તો આરામથી પહોંચે અને આરામથી રહે, પરંતુ અલ્લાહ તઆલાના કાયદા અને ઉસૂલ એટલા મઝબૂત છે કે તેની વિરૂધ્ધ ચાલવું એ પોતાને તબાહ કરવા જેવું છે. આગમાં હાથ નાખીને જોઈ લો, બળી જશે, છત ઉપરથી ગબડી જુઓ, હાથ પગ ટૂટી જશે. દીવાર સાથે માથું અફાળો, ફુટી જશે. જેવી રીતે બદનની તંદુરસ્તીના ઉસૂલ મુકર્રર છે, તેવીજ રીતે તે પાક પરવર દિગારે રૂહાની કાયદા મુકર્રર કરી દીધા છે. જૂઠ બોલશો તો પરેશાની વેઠવી પડશે. ચોરીથી શરમિન્દગી થશે. ગીબત કરવાથી પસ્તાવું પડશે. ખિયાનત કરવાથી રૂસ્વાઈ થશે. જ્યારે બુરા અમલોથી રૂહમાં આટલી બધી બીમારીઓ પયદા થશે તો રૂહને આરામ કેવી રીતે

મળવાનો ? મરવા બાદ બદનની મઝાઓ તો ખત્મ થઈ જશે, પણ એ મઝાઓને કારણે જે બીમારીઓ લાગેલી હશે તે બાકી રહી જવાની. એ બીમારીઓને લીધે ઈન્સાનની ગુનેહગાર રૂહ તરહ તરહના અઝાબોમાં સપડાઈ જશે.

આખિરતના અઝાબથી બચવાની અને હમેશાની રાહત હાસિલ કરવાની એકજ તરકીબ છે કે રૂહને દરેક પ્રકારની બીમારીઓથી બચાવવામાં આવે. અને રૂહમાં નેક અમલો દ્વારા એવી ખૂબીઓ પયદા કરવામાં આવે કે તે જન્નતની હકદાર બની જાય.

જેવી રીતે જૂઠ, ચોરી, ખિયાનત, દગો, ઝુલ્મ. તકબ્બુર વગેરે રૂહની બીમારીઓ છે, તેવીજ રીતે સચ્ચાઈ, ઈન્સાફ, અમાનત, આજીઝી, નમાઝ, રોઝા, હમદર્દી, રહેમ દિલી વગેરે રૂહને તંદુરસ્તી બખ્શનારી ખૂબીઓ છે. બુરાઈઓથી દિલ પર કાટ ચઢી જાય છે તેમાં અંધારૂં પયદા થઈ જાય છે, જ્યારે નેકીઓથી દિલ સફાસફાર બની જાય છે અને તેમા નૂર પયદા થઈ જાય છે. જેણે પોતાના બુરા અમલોથી પોતાની રૂહને ગંદી બનાવી નાખી, તેની તબાહી અને બરબાદી યકીની છે. અને જેણે નેક અમલોથી પોતાની રૂહને નુરાની બનાવી લીધી તેનો બેડો પાર છે.

દુન્યાની મામૂલી રાહત મેળવવા માટે કેટલી ઝેહમતો ઉઠાવવી પડે છે. ભૂખના દુખથી નજાત મેળવવી હોય અને ધરાયાનો આનંદ માણવો હોય તો બધાજ ધંધા કરવા પડશે. અનાજ લાવવું પડશે, દળવું પડશે, આટો ગુંધવો પડશે. ચૂલો સળગાવવો પડશે, ફરી રોટી પકાવવી પડશે. મતલબ કે કોઈ તકલીફ, મેહનત વગર દૂર થઈ શકતી નથી.

જ્યારે દુન્યાના આરઝી સુખ દુખનો આ હાલ છે તો ફરી આખિરતના હમેશાના અઝાબથી એમ છુટી જવાય અને ઘર બેઠે જન્નતમાં પહોંચી જવાય એ શી રીતે બની શકે ? સાદો ખોરાક ખાવો હોય તો તેને પાણીમાં ઉકાળી લેવું કાફી છે, પણ જો ઝરદો અને બિરયાની ખાવી હોય તો ઘણું ઘણું કરવું પડશે. એનાથીજ અંદાઝો લગાવી શકાય કે જેને જન્નતનાં ફળ ખાવાં હોય અને ત્યાંની લઝીઝ વાનગીઓ તથા નિઅમતોનો લુત્ફ ઉઠાવો હોય તો તેણે કેવી મહેનતો અને તકલીફો વેઠવાની જરૂર છે !

બદનને તંદુરસ્ત બનાવવું હોય અને, દિમાગની તાકત મેળવવી હોય, કોઈ ચોકકસ તઅલીમ હાસિલ કરવી હોય અથવા કોઈ કમાલ મેળવવો હોય તો એ દરેક માટે લગાતાર પ્રેકટીસ અને અભ્યાસ કરવાની જરૂર છે. અગર કોઈ પહેલવાન બનવા માગે તો તેણે દરરોઝ અખાડામાં જઈને વ્યાયામ

કરવાની અને દાવપેચ શીખવાની જરૂર છે. કોઈએ વકીલ, હકીમ, ડૉક્ટર, મોલવી, બેરિસ્ટર વગેરે બનવું હોય તો તે વિષયનો કોર્સ લઈ પરીક્ષાઓ પાસ કરવી પડશે સારી આદતોવાળા બનવું હોય તો સંયમ કેળવવો પડશે. એવીજ રીતે દિલમાં નૂરાની કેફીયત અને રૂહમાં પાકીઝગી પયદા કરવી હોય તો ઉઠતાં બેસતાં, સુતા જાગતાં, ચાલતાં ફરતાં, હર હાલમાં પોતાનો સંબંધ "નૂરાની વાતો" સાથે રાખવો પડશે. એટલાજ માટે પાંચ વખતની નમાઝો ફર્ઝ કરવામાં આવી, કે જેથી "નૂર" સાથેનો સંબંધ તૂટવા ન પામે. રોઝા, હજ્જ, ઝકાત, ખયરાત, સદકા, મુહબ્બત, હમદર્દી વગેરે. એ બધા નેક અમલો, જેને ઈબાદત કહે છે, એ દર અસલ "નૂર" એટલે અલ્લાહ તઆલા સાથે સંબંધ જોડવા અને રૂહને પાકીઝા બનાવવા માટેજ છે.

જે લોકો અકલમંદ છે અને જેઓને કુદરતે નેક સમજ આપી છે, તેઓ ફક્ત ફર્ઝ ઇબાદતો પર જ સંતોષ નથી માનતા, બલકે હર વખત પોતાની રૂહમાં પાકીઝગી પયદા કરવાની તક શોધતા રહે છે. ફક્ત પોતાના અલ્લાહને રાજી રાખવા ખાતર દરેકનો હક અદા કરતા રહે છે. ખુશીની હાલત હોય કે નાખુશીની, ઈન્સાફને હાથથી જવા દેતા નથી. કોઈનું દિલ દુખાડતાં ડરે છે. કોઈને નારાજ કરતાં અચકાય છે. અલ્લાહને રાજી રાખવા ખાતર મિસકીનોને ખવડાવે છે. ગરીબોને મદદ કરે છે. હાજતમંદોની હાજતો પુરી કરે છે. સગાંઓ સાથે મીઠા સંબંધો જાળવી રાખે છે. હસદ, કીનો, અદાવત, મકકર, રિયા, બનાવટ, ઢોંગ, તકબ્બુર, આડમ્બર વગેરે ખરાબીઓથી પરહેઝ કરે છે, જેવી રીતે માસૂમ બચ્ચું અંધારામાં જવાથી ડરે છે, તેવી રીતે એ લોકો ઉપલા ખરાબ કામો પાસે જવાથી ડરે છે. કેમકે એ બુરાઇઓ રૂહમાં અંધકાર ભરી દે છે અને નૂરથી દુર કરી દે છે, અને ઈબાદતથી જે નૂર જન્મે છે તેને બુઝાવી નાખે છે.

પોતાના ઘરને અને પોતાના બદનને દરેક ખાતૂન સાફ સુથરું અને સફાઈદાર રાખે છે. અસલ વસ્તુ રૂહ છે. એ રૂહને સાફ સુથરી અને સફાઈદાર રાખવું એ આપણી ઝિન્દગીની અસલ મકસદ છે.

ખુદાવંદ તઆલા આપણને તવફીક આપે કે જેવી રીતે આપણે પોતાને પોતાના ઘરને, પોતાનાબચ્ચાંઓને પાક સાફ ચોકખાં અને સફાઈદાર રાખીએ છીએ, તેવીજ રીતે પોતાને, પોતાના બાલ બચ્ચાંને, તેઓના દિલ દિમાગને, તેઓની રૂહને ગંદા વિચારો અને ખરાબ ખ્યાલોથી પાક સાફ રાખવાની કોશિષમાં લાગેલી રહીએ. અને પોતાની રૂહને પાકીઝા તથા દિલને નૂરાની બનાવીને જન્નતની હકદાર બની જઇએ. આમીન !

# હદીસના મોતી

✡ બદબખ્તીની ચાર નિશાનીઓ છે :—(૧) પાછલા ગુનાહોને ભૂલી જવું. (૨) પાછલી નેકીઓને યાદ રાખવું. (૩) દુન્યા સાથે મુહબ્બત રાખવી. (૪) આખિરતને ભૂલી જવું.

✡ નેક બખ્તીની ચાર નિશાનીઓ છે—(૧) પાછલા ગુનાહોને યાદ રાખવું. (૨) પાછલી નેકીઓને ભૂલી જવું. (૩) દુન્યા સાથે મુહબ્બત ન રાખવી. (૪) આખિરત સાથે મુહબ્બત રાખવી.

✡ ઈન્સાનના બદનમાં ચાર જવહર છે : (૧) અકલ, (૨) દીન, (૩) હયા (૪) નેક અમલ.
એ જવહરોને ચાર વસ્તુઓ બરબાદ કરી નાખે છે : (૧) ગુસ્સો અકલને. (૨) હસદ દીનને (૩) લાલચ હયાને (૪) ગીબત નેક અમલને.

✡ મારી ઉમ્મત પર એવો ઝમાનો આવશે જ્યારે તેઓ પાંચ વાતોને ભૂલી જશે અને પાંચ વાતોને યાદ રાખશે : (૧) દુન્યા સાથે મુહબ્બત કરશે, આખિરતને ભૂલી જશે. (૨) મકાનો સાથે મુહબ્બત કરશે, કબ્રોને ભૂલી જશે. (૩) દુન્યાનો માલ પસંદ કરશે આખિરતનો હિસાબ ભૂલી જશે. (૪) બાલ બચ્ચાંને પ્યાર કરશે, જન્નતની હૂરોને ભૂલી જશે. (૫) જીવ સાથે મુહબ્બત કરશે, ખુદાને ભૂલી જશે.

✡ પાંચ વાતોને ગનીમત સમજો : (૧) જવાનીને ઘડપણ પહેલાં (૨) તંદુરસ્તીને બીમારી પહેલાં. (૩) માલદારીને ફકીરી પહેલાં. (૪) ફુરસતને મશ્ગૂલીયત પહેલાં. (૫) ઝિન્દગીને મવત પહેલાં.

✡ મને દુન્યાની ત્રણ વસ્તુઓ બહુ પ્રસંદ છે : (૧) નમાઝ (૨) ખુશ્બૂ. (૩) અવરત.

—ઝહીરા બેગમ હાશિમી કોઈમ્બતૂરી—

********

## એક શેઅર

ખુદા સે માંગ જો કુછ માંગના હો અય "અકબર !"
યેહી વો દર હય કે ઝિલ્લત નહીં સવાલ કે બાદ.

—સલીમહ અહમદ

**********

# તુ ભી ઝુક મવલા કે આગે

[ રજુ કરનારઃ—અઝીઝહ મુલિયમાન જસાત ( બેથાલ ) ]

ઉઠ મુસલમાં ! ચલ બુલાતા હય કોઈ.
રહ પરવર નગ્મએ-વહદત, સુનાતા હય કોઈ.

ઉઠ ખુદા કે ખવફ સે આંસૂ બહાતા હય કોઈ,
તુ ભી ઝુક મવલા કે આગે, સર ઝુકાતા હય કોઈ.

ખુદ પરસ્તી, સરકશી કા કસ્દ ઢાને કે લીએ.
ઝિન્દગી બખ્શી હય તુજકુ, સર ઝુકાને કે લીએ.

આજિઝી સે ઈલતિજા કર, અવર ચશ્મે-તર સે માંગ
માંગના હય તુજ કો જો કુછ, ખાલિકે-અકબર સે માંગ

ક્યા તેરે કાનોં મેં આવાઝે-અઝાં આતી નહીં ?
મઝહબી ગયરત ભી તુજકો ખેંચકર લાતી નહીં ?

ક્યા ખુદા કો મુંહ દિખાને કા તરીકા હય યેહી ?
કલ્મએ-તવહીદ કે પઢને કા દઅવા હય યેહી ?

ઝિન્દગી કી કદ્ર હોગી તુજ કો ગાફિલ હશ્ર મેં,
સાથ ક્યા લે જાએગા અપને યહાં સે કબ્ર મેં ?

ઝિન્દગી દો દિન કી હય, આખિર ફના હો જાએગા,
આજ સોયા હય યહાં, કલ કબ્ર મેં સો જાએગા.

ઉઠ ઈબાદત ઉસકી કર, જિસ્ને કે બખ્શી ઝિન્દગી.
ઝિન્દગી બે-બન્દગી ગુઝરે, તો હય શરમિન્દગી.

ઝિન્દગી બખ્શી હય જિસ્ને કુછ તો ઉસકા શુક્ર કર ?
રાતભર જિસ્ને સુલાયા ઉઠ કે ઉસકા ઝિક્ર કર ?

હયફ હય યે વકતે-નુરી, નીંદ મેં ખોતા હય તુ ?
જાનવર યાદે-ખુદા કરતે હંય ઓર સોતા હય તુ ?

ઉઠ મુસલમાં ? ચલ, ઈબાદત કો બુલાતા હય કોઈ,
તુ ભી ઝુક, માલિક કે આગે, સર ઝુકાતા હય કોઈ.

[ અઝ—મવલાના સિદ્દીકી ઈન્દોરવી ]



# ન ભૂલવા જેવી વાતો

★ સુખી થવું હોય તો આંખ અને કાનનો ઉપયોગ કરો પણ ઝુબાન બંધ રાખો.

★ નસીહત સાચી ખયરખાહી છે, જેને આપણે સાંભળતા નથી. ખુશામદ બદતરીન ધોકો છે જેને આપણે પુરા ધ્યાનથી સાંભળીએ છીએ.

★ ગુસ્સામાં દરગુઝર, એકાંતમાં પરહેઝગારી, ગરીબીમાં ઉદાર દિલી અને માલદારીમાં આજેઝી સૌથી અફઝલ છે.

★ મોટા માણસ બનવા માટે પૈસાની જરૂર નથી. ખુશ અખ્લાકી અને હસતા ચેહરાની જરૂર છે.

★ સાચો આનંદ ઝુંપડાઓમાં બિરાજે છે. આલીશાન મહેલોમાં નહિ.

★ આપણે દવલતને પ્રેમ કરીએ છીએ, પણ અણીને પ્રસંગે એ કામ આવતી નથી. દોસ્ત બિરાદારો પણ આઘાપાછા થઈ જાય છે. અલબત, નેક અમલો જ આપણી મદદ કરે છે, પણ આપણે એની પરવા નથી કરતા.

★ બે આદમીઓની વાતચીતમાં ટપકી ન પડો. ભલે તમે તેઓ કરતાં વધુ જાણતા હોવ.

★ બેકાર આદમીનું મગજ શયતાનનું કારખાનું છે.
★ બહાદુર કરીને દેખાડે છે. બુઝદિલ ડંફાસો મારતો રહે છે.
★ બે-વકુફ આદમી હમેશા બીજાઓની નકલ કરે છે.
★ જુઠી શાન અને ખોટી બડાઈ હમેશા નીચું દેખાડે છે.
★ શર્મ અને હયા જ તે કિલ્લો છે, જેમાં અવરત સલામત રહી શકે છે.
★ પોતાની જીભે પોતાના વખાણ કરવાં બે-વકુફીની નિશાની છે.
★ જ્યારે કોઈ તને પોતાનો દોસ્ત બનાવે તો તેના માટે ભોગ આપ અને પોતાની વફાદારી જાહેર કર

સદાકત છુપ નહીં સકતી બનાવટ કે ઉસુલોં સે,
કે ખુશ્બુ આ નહીં સકતી કભી કાગઝ કે ફુલોં સે.

—:અઝીઝહ ખાતૂન "હુબાબ" બિલાસપુરી :—

★★★★★★★★

# આ વાતો ખોટી છે

[ રજુ કરનાર :-નફીસહબીબી મુહંમદ અમીન (બેથાલ) ]

સવાલ—લોકો કહે છે કે ખાટલા પર નમાઝ પઢવાથી ઇન્સાન વાંદરો બની જાય છે, તો શું એ ખરી વાત છે?

જવાબ—ના, બિલકુલ ખોટી વાત છે.

સવાલ—કેટલાક માણસો કહે છે કે કોઈને નાગા જોઈ લેવાથી અથવા પોતાની જાંગ ખુલી જવાથી વુઝૂ તુટી જાય છે. શું એ ખરૂં છે.

જવાબ—ના, એકદમ ખોટું છે.

સવાલ—કેટલીક અવરતો નમાઝ પઢવા બાદ મુસલ્લો વાળી દે છે અને સમજે છે કે મુસલ્લો વાળી નહિ દઈએ તો શયતાન તેની ઉપર નમાઝ પઢે છે. શું એ ખરૂં છે?

જવાબ—ના, ખોટી વાત છે.

સવાલ—કેટલીક અવરતો કહે છે કે જેનો કોઈ પીર નથી, તેનો પીર શયતાન છે.

જવાબ—પેટના પૂજારી પીરોએ ઘડી કાઢેલી એ વાત છે.

સવાલ—કેટલાક લોકો કહે છે કે ફલાણા દિવસે અને ફલાણા ટાઇમે સફરમાં નહિ જવું જોઈએ, તો આવું માનવું કેમ છે?

જવાબ—આવું માનવું ખોટું છે.

સવાલ—સાંભળ્યું છે કે હથેલીમાં ખુજલી થવાથી પૈસા મળે છે. અને પગના તળીયામાં ખુજલી થવાથી મુસાફરીમાં જવાનું થાય છે. શું આ વાત ખરી છે?

જવાબ—ના, એકદમ ખોટી વાત છે.

સવાલ—કેટલાક લોકો માને છે કે ઝમીન પર નમક પડી જાય તો કિયામતના દિવસે તેને આંખની પાપણોથી ઉઠાવવું પડશે. શું એ ખરૂં છે?

જવાબ—બિલકુલ ખોટી વાત છે.

સવાલ—કેટલીક અવરતો માને છે કે કૂતરાં અને બિલાડાંના રડવાથી બીમારી ફેલાય છે. તો શું એ ખરી વાત છે?

જવાબ—ના, એ ઉપજાવી કાઢેલી વાત છે.

સવાલ—સાંભળ્યું છે કે કોઈ કામ શરૂ કરતી વેળા છીંક આવી જાય તો કામ બગડી જાય છે.

જવાબ—એ પણ ખોટી વાત છે.

સવાલ—કેટલાક લોકો કહે છે કે રસ્તામાં કાળી બિલાડી આવી જાય તો તે રસ્તો છોડી દેવો જોઈએ અને કામ પડતું મુકવું જોઈએ.

જવાબ-ઈસ્લામ વિરોધી માન્યતા છે. આવી માન્યતા મુસલમાનને ન શોભે.



# હિકમતની વાત

એક માણસે એક મોલવી સાહબને પુછ્યું :

મોલવી સાહબ! હું બાઇસ્કોપ, નાચગાન અને ખેલ તમાશાઓની મજલિસમાં જાઉં છું, તો ત્યાં મને ઉંઘ નથી આવતી પણ નમાઝ, વઅઝ અને અલ્લાહની ઈબાદતના કામોમાં મને ઉંઘ આવવા લાગે છે. એનું કારણ શું?

મોલવી સાહબે કહયું જુઓ ભાઇ! બાઈસ્કોપ, નાચગાન અને ખેલ તમાશાના કામો ઇન્સાનને જહન્નમમાં લઈ જાય છે અને જહન્નમમાં આગ જ આગ છે. હવે બતાવો, આગમાં ઉંઘ કોને આવી શકે?

ત્યારે નમાઝ, વઅઝ અને અલ્લાહની ઈબાદતના કામો ઈન્સાનને જન્નતમાં લઈ જાય છે અને જન્નતમાં આરામ જ આરામ છે એટલે તેને ઉંઘ આવવા લાગે છે.

મોલવી સાહબનો આ હિકમત ભરેલો જવાબ પેલા માણસના દિલમાં ઉતરી ગયો. તેણે બુરાં કામોથી તવબહ કરી લાધી અને નેક કામો તરફ વળી ગયો.

—સલીમહ હથુરણી :—

અયસા શવક ન કરના અકબર, ગોરે કો ન બનાના સાલા,<br>
ભાઇ રંગ ચેહી હય અચ્છા, હમ ભી કાલે યાર ભી કાલા.

—અકબર ઇલાહાબાદી.

મોકલનાર : યાસમીન યુસુફ



# બેશ કીમત મોતી

★ મા-બાપના ચેહરા તરફ પ્યારની નઝરથી જોવું મકબૂલ હજ્જનો સવાબ રાખે છે.

★ ગાળો બકવી કમીના માણસનું કામ છે.

★ ગીબત કરવી હરામખોરીથી પણ વધુ બુરૂં છે.

★ દરેક દિવસને પોતાની ઉંમરનો છેલ્લો દિવસ ગણો.

★ ગાનતાન અને વાજાં વગાડવાં એક ઝેહર છે જેમાં મધ મેળવેલું છે

★ દાનો તે છે જે પોતાની અયબો જુએ અને બીજાઓની નેકીઓ.

★ સૌથી વધુ દાનો તે છે જેની સાથે આખી દુન્યા ભલે દુશ્મની રાખે પણ તે પોતે કોઈની સાથે દુશ્મની ન રાખે.

★ અલ્લાહને અને મવતને હમેશા યાદ રાખો.

★ ત્રણ વસ્તુઓથી ત્રણ વસ્તુઓ મળતી નથી: (૧) દવ્લત ખાહિશથી. (૨) જવાની ખિઝાબથી (૩) તંદુરૂસ્તી દવાઓથી.

★ ઈન્સાન ત્રણ વાતોથી જલ્દી બરબાદ થાય છે: (૧) વધુ બોલવાથી. વધુ ખાવાથી. (૩) વધુ સુવાથી.

—ઈશ્તેયાક જહાં બેગમ "નિગહત" કાનપુરી.

❋❋❋❋❋❋❋❋❋

# હસદ અને નેકીઓ

૧—હસદ બહુ નાપાક આદત છે. તે નેકીઓને એવી રીતે ખાઈ જાય છે, જેમ આગ લાકડાને ખાઈ જાય છે.

૨—નેકીઓ ગુનાહોને એવી રીતે ધોઈ નાખે છે, જેમ પાણી આગને ઓલવી નાખે છે

૩—સૌથી મોટો બહાદુર તે છે, જે પોતાના ગુસ્સા ઉપર કાબૂ મેળવે.

૪—સૌથી બુરો આલિમ તે છે, જે તવંગરની પાછળ ફરે. સૌથી સારો તવંગર તે છે, જે આલિમ પાછળ ફરે.

૫—ખામોશી દરેક અયબને છુપાવી રાખે છે.

૬—વધુ બકવાસ કરવાથી ઈઝ્ઝત ઘટી જાય છે.

—જમીલહ ખાતૂન મૂંઘેરી-બિહાર

❋❋❋❋❋❋❋❋❋❋❋

# જાહિલ અવરત

[ લેખિકા : બિલ્કીસ જહાંબાનુ અલ્વી કીરાનવી. ]



પત્ની એક મેલા ગંદા બાળકને ગોદમાં ઉપાડતાં બોલી :–"અરે સાંભળો છો ......! લ્યો......આને હકીમજી પાસે લઈ જાવ. રાતથી તાવમાં બફાઈ રહયો છે."

મિયાં સાહબ ઓફિસે જવા તૈયાર ઉભેલા હતા. કંટાળીને બોલ્યા :— "તવબહ......તવબહ ..કેટલો ગંદો–ગોબ્બે છે. મહીનામાં એક વખત પણ નવાડયો ન હશે. કેવી રીતે લઈ જાઉં. મારાં કપડાં બગડી જશે. લોકો શું કહેશે ?"

"તમારાં તો નખરાં ગઝબના છે. કમબખ્તને હમણા તો નવાડયો હતો; પુરા ચાર મહીનાબી થયા નથી. તમે એમ કેમ નથી કહેતા કે મૂવાને રોજ નવાડતી રહું !" પત્નીએ ગુસ્સાથી જવાબ આપ્યો.

" અરે ચાર મહીના તો બહુ થોડા કહેવાય. આટલી તકલીફ પણ શાને ઉપાડી ?" મિયાંએ ટાણો મારતાં કહયું.

"બસ, મને ટાણા મારતા રહો. બીજું તમને શું આવડે ? આટલો જલ્દી નવાડયો તે પણ તમારી બીકે. બાકી મેં તો ઘરડી ડોશીઓને એમજ કહેતાં સાંભળી છે કે : "યા તો નવાડે દાઈ, યા નવડાવે ચાર ભાઇ !" અલ્લાહ ન કરે, હું શા માટે નવડાવું ? આજના તમારા જેવા સુધરેલા લોકો ઘરડાં ડોસાઓની વાતો તો માનતા નથી. તેથી જ તો નવી નવી બીમારીઓ ફાટી નીકળી છે. શું તમને ખબર નથી કે બાળકને રોજ રોજ નવડાવવાથી તેની બધી તાકત પાણીમાં વહી જાય છે." પત્નીએ એવી રીતે સમજાવવા માંડયું જેમ એક અનુભવી ઉસ્તાદ પોતાના ઠોઠ શાગિર્દને સમજાવે છે.

"જાહિલ અવરત......!" મિયાંએ ગુસ્સાથી દાંત પીસતાં કહયું.

"મારામાં શું જહાલતનું પૂછડું લાગી ગયું છે ? બસ, તમારી પેઠે ગિટપિટ કરતાં આવડતું નથી. બાકી ખાવું પકાવવું, સીવવુ પરોવવું બધું જ તો જાણું છું. અને હા, તમારા જેવી ફેશન નથી આવડતી, કે દિવસમાં બે વખત નાહી લીધું, બાલ ઓળી લીધા, પટીયાં પાડી લીધાં,

લટક મટક ચાલી લીધું. અરે, અલ્લાહનો શુકર અદા કરો કે લાખોમાં એક બૈરી મલી છે. આજ–કાલની કોઈ સુધરેલી, ફેશનવાળી મળતે તો તમારા બાર વગાડી દેતે. દિવસમાં પાંચ રૂપિયાનું પાણી જ ન્હાવામાં ઢોળી નાખતે "

"બેવકૂફ ! શું ન્હાવું એ પણ ફેશન છે ?" મિયાંએ દાંત કચકચાવતા કહ્યું.

" તો બીજું શું ? મારા બાપ જે પીરના મુરીદ છે તે તો કહેતા હતા કે અગર કોઈ એક પાઈન્ટથી વધારે પાણી ન્હાવામાં વાપરે તે કાફિર થઈ ને ઉઠશે." પત્નીએ એક મુફતીની ઢબે ફત્વો આપતાં કહ્યું.

'લા'નત છે તમારા બાપ પર, ને લા'નત છે તમારા આવા પીર ઉપર......" મિયાંએ ગુસ્સાથી કહ્યું.

"તમારા જેવા વહાબળાઓને બીજું આવડે પણ શું ? પીરોને બુરૂંભલું કહી દીધું. ફકીરોને ગાળો ચોપડી દીધી. ન કબરો પર જાય, ન મઝારોની ઝિયારત કરે, ન ફાતિહા પઢે, ન મન્નતો માને. પોતે વહાબળા ને ગાળો પીરોને આપે !"

"વારૂ લાવ બાળકને......મને ઓફિસે જવાનું મોડું થાય છે. "

મિયાં સાહબ બાળકને એક કપડામાં લપેટી હકીમ પાસે જાય છે.

પત્ની બબડવા લાગી: "શું ભંગી ચમારનું બચ્ચું છે કે કપડામાં લપેટીને લઇ ગયા !"

થોડીકવારમાં મિયાં સાહબ બાળકને લઇ ને આવી ગયા અને બોલ્યા: "હકીમજીએ કહ્યું છે કે બાળકને ચોકખું રાખો, રોજ નવાડો. એના બદન પર મેલ ઘણો છે, ને ચામડીના છિદ્રો બંધ થઈ ગયા છે, જેથી અન્દરનો મેલ પસીના વાટે બહાર નીકળતો નથી."

આ સાંભળતાંજ પત્ની ગુસ્સાથી લાલપીળી થઈ ગઇ, દાંત પીસતાં બોલી, "તે મૂવો હકીમ પણ તમારા જેવો વહાબળો લાગે છે. ઉલ્ટી સીધી દવા આપીને મારા બાળકને મારી નાખવા માગે છે."

આમ કહીને દવાની બોતલ ઝમીન પર અફાળી મારી. પછી બોલી: "જાવ, એને કોઈ સારા હકીમ પાસે લઈ જાવ."

મિયાંના ગુસ્સાનો પારો ટોચ પર પહોંચી ગયો પણ સબરથી કામ લેતાં બોલ્યા : "તું પોતે હકીમ પાસે લઈ જા, હું તો આ ચાલ્યો."

મિયાં સાહબ ગુસ્સામાં ઓફિસે ચાલ્યા ગયા પણ મન બાળકમાં ચોટેલું રહયું. કલમ હાથમાં પકડીને વિચારતા રહયા કે કમબખ્તે દવા પણ ઢોળી નાખી. જાહિલ અવરત કંઈ બીજુ ન પીવાડી દે. યા અલ્લાહ! મેં એવું તે શું પાપ કર્યું કે જેની શિક્ષા રૂપે આવું જાહિલ બૈરૂં મારે ગળે ભેરવાયું! હવે તે જાહિલ મારા બાળકને ધુતારા પીરો પાસે લઈ જશે, મઝારો પર જઈને સિજદા કરશે મન્નતો માનશે ને ખુદા માલુમ કયાં કયાં ભટકશે!

પરેશાની ખૂબ વધી ગઈ. સહન ન થયું કામ પડતું મુકીને ઘર તરફ ઉપડયા. પત્નીએ પુછયું : "બાળકની તબીઅત કેમ છે?"

પત્ની ખુશ થતાં બોલી : "હવે જલ્દી સારૂં થઈ જશે."

"કેમ જાણ્યું?"

પત્ની બોલી : "તમારા જવા બાદ હું એને મારા બાપના પીર પાસે લઈ ગઈ. તેઓ એને જોતાં જ બોલ્યા, "બાળક પર જિન્નાતનો સાયો છે. બહુ સારા મોકે લઈ આવી અગર જરાક મોડું કરતે તો જિન્નાત એનું કલેજું ચાવી ખાતે." પછી પીર સાહબ લોબાન બાળીને વઝીફા પઢવા લાગ્યા ને બોલ્યા : "આ જિન પોતાની કોમનો સરદાર છે. એને નઝરાણામાં મોટી રકમ જોઈએ. નહિ આપશે તો બાળકનું લોહી ચુસી લેશે."

મેં કહયું : "શાહજી બાપુ હું તો ફકત પાંચજ રૂપીયા લાવી છું."

તેઓ નારાઝ થતાં બોલ્યા : "કમબખ્ત! તું જિનને શું સમજી રહી છે! હઝારો રૂપિયા આપવા છતાં જાય એવો નથી. એ તો મારા "ઈલ્મ"ને જોરે નાસી જવા તૈયાર થયો છે. બાળકનો જીવ બચાવવો હોય તો જે કંઈ ઘરમાં હોય તે બધું લાવીને હાજર કરી દે. યાદ રાખ, દવલત તો હાથનો મેલ છે. આજે છે ને કાલે નથી. પણ બાળક પાછું કયાં મળવાનું છે!"

મેં વિચાર્યું કે "શાહજી બાપુની વાત સાચી જ છે. ત્રણ બહેનોમાં એક જ તો અલ્લાહે દીકરો આપ્યો છે. એનો જીવ ગમે તે ભોગે બચાવવો જોઈએ. બાળકને ત્યાં જ મુકીને ઘોડાગાડીમાં ઘેર આવી. જલ્દીથી બધી જનસો લીધી, કાલે તમારો જે પગાર આવેલો તે લીધો, પરમ દિવસે પાડોશીની બીબી સોનું ખરીદવા જે પાંચસો રૂપિઆ મૂકી ગએલી તે લીધા. મેં વિચાર્યું કે કરજ તો ગમે ત્યારે અદા થઇ રહેશે પણ મારા કલેજાનો કકડો બચી જવો જોઈએ. અને હા, તમારા કોટના

ખીસામાં ઘડિયાળની સોનાની ચેઇન હતી તે કાઢી લીધી. બડી અમ્માં માટે કફનના જે રૂપિયા અનામત હતા તે પણ લીધા. સોનાની બાલીઓ અને કંગન હતાં તે પણ ઉપાડયાં, કેમકે શાહજીએ કહેલું કે ઘરમાં એક પાઈ પણ રહી તો બાળકની ખેર નથી. આ બધું લઈને જલ્દીથી શાહજી પાસે દોડી ગઈ. અલ્લાહ ભલું કરે શાહજીનું..... બહુ મોટા બુઝુર્ગ છે. તેમણે પંદર તાવીઝો ને પંદર પલીતા બાંધી આપ્યા. બસ, ત્યારથી મારૂં બચ્ચું આરામથી સુઈ રહ્યું છે."

મિયાં સાહબ તો માથું પકડીને ઝમીન પર બેસી ગયા. દુન્યા તેની નઝરમાં અંધારી બની ગઈ ને ઝમીન ચકરાવો લેવા લાગી. તેની આખી ઉમરની કુલ પુંજી જરા વારમાં લુંટાઈ ગઈ હતી. નોકરી તો કામ ચલાઉ હતી. એજ હાલતમાં બાળકની પાસે ગયો, ચાદર ઉઘાડીને જોયું તો બચ્ચું હમેશાની ઉંઘમાં સુતેલું હતું. પગથી માથા સુધી તાવીઝો બાંધેલી હતી. આ જોઈને મિયાંના હોશ ઉડી ગયા. દુખના આઘાતથી લોહીની ઉલ્ટી થઇ ગઈ. લોહી જોતાં જ બીબી બોલી ઉઠી. "હાય! તમે કંઇ પૈસા સંતાડીને રાખ્યા છે, જેથી જ જિને નારાઝ થઇને કલેજું ચાવી ખાધું છે."

બચ્ચાને કફનાવી દફનાવીને બે-ચાર માણસો સાથે શાહજીની શોધમાં ગયા. ત્યાં જઈને ખબર પડી કે થોડા દિવસથી અહીં એક શાહજી આવેલા. આજે બપોરની ગાડીથી ન જાણે કયાં ચાલ્યા ગયા.

બીજે દિવસે ઓફિસેથી ચપરાસી આવ્યો. તેણે કહયું, "છુટ્ટી પર ગએલો કલાર્ક પાછો આવી ગયો છે. હવે ઓફિસમાં તમારી જરૂર નથી."

બધી પુંજી બીબીએ લુંટાવી દીધી હતી. નોકરીનો સહારો હતો તે પણ છુટી ગઈ. મિયાંથી દુખ સહન ન થયું! બીમાર પડી ગયો. એક મહીનો પથારી પર પડયો રહયો. પણ પાઈની દવા નસીબ નહિ થઈ અંતે એજ દુખની હાલતમાં ઝિન્દગીની કયદથી આઝાદ થઈ ગયો.

પોતાની ભૂલ પર પસ્તાવાને બદલે બીબીના દિલમાં એજ વહેમ રહયો કે મિયાંએ કંઈ રકમ સંતાડીને રાખેલી હતી, તેથી જિન્નાતે નારાઝ થઇને કલેજું ચાવી ખાધું. ફકત ચિન્તાથી કોઈ માણસ મરે જ નહિ. મારા મિયાંને પણ જિન્નાતની જ અસર હતી!



# પીરોં કી હકીકત

ખુદા દેતા હય, જો કુછ માંગના હય, માંગ લો ઉસ સે,
મઝારોં સે તલબ ઈમદાદ, કયું નદાન કરતે હંય !

દુઆ હોતી નહીં હય રદ કભી અલ્લાહ કે દર સે;
જબીં સિજદે મેં રખકર જબ દુઆ ઈન્સાન કરતે હંય !

સિયહ—બાતિન, દગાપેશા, ફસાને સાદહ લોગોં કો;
ફરેબો મક્ર કી આરાસ્તા દૂકાન કરતે હંય !

બ—ઝાહિર પીર સાહબ અવર વલી અલ્લાહ બન બૈઠે;
બ—બાતિન કામ વોહ કરતે હંય જો શયતાન કરતે હંય !

અગર હુશ્યાર હય અય "આએશહ" ધોકા ન ખા હરગિઝ,
દગા સે, મક્ર સે, ગારત તેરા ઈમાન કરતે હંય !

રચનાર : આયેશહ સુલયમાન માંજરા.

વરીયાવ (જિલ્લે સુરત.)



# હિકમતના મોતી

* ઈન્સાનની બેહતરીન પસંદગી નેક અમલ છે. (હઝરત અલી)
* તવબહની તકલીફ઼ ઉપાડવા કરતાં ગુન્હાનો જ ત્યાગ કરવો જોઇએ. (હઝરત અલી)
* મોટામાં મોટું દુઃખ ઉપાડવું આસાન છે, પણ અંતરાત્માનો ડંખ સહન કરવો મુશકિલ છે. (હઝરત ઉમર)
* જે શખ્સ પોતાની ઝુબાન સાચવે છે તે પોતાની આબરૂ સાચવે છે. (હઝરત અલી)
* દુન્યા ઈન્સાન માટે છે, ન કે ઇન્સાન દુન્યા માટે. (અલ્લામહ ઇકબાલ)
* કોઈના ઉપર ઝુલ્મ ન કરો, કેમકે ઝાલિમ પર અલ્લાહની લઅનત છે. (કુર્આન)
* હું ખુદાથી ડરૂં છું અને પછી એવા માણસથી ડરૂં છું, જે ખુદાથી નથી ડરતો. (શેખ સઅદી)
* આઈનામાં રોજ પોતાનો ચેહરો જોતા રહો. અગર બુરો ચેહરે છે તો બુરાં કામો ન કરો કે જેથી બે બુરાઈઓ ભેગી ન થાય. અગર સારો ચેહરો છે તો ખરાબ કામો કરીને તેને ખરાબ ન કરો. (અફ઼લાતુન)
* જે માણુસ લોકોને નેકીની હિદાયત કરે અને પોતે તેના ઉપર અમલ ન કરે, તેની મિસાલ એવા માણુસ જેવી છે, જેણે બીજાઓને રોશની દેખાડવાની બત્તી પોતાના હાથમાં પકડેલી હોય. (અફ઼લાતુન)
* શું તમારે મોટા માણુસ બનવું છે ? અગર મોટા માણુસ બનવું હોય તો પહેલાં નાના માણુસ બનવાની કોશિશ કરો. (અફ઼લાતુન)
* જે માણુસ કોઈની ખુશામદ નહિ કરે અને કોઈની પાસેથી કર્ઝ નહિ લે તે સૌથી વધુ માલદાર છે. (અફ઼લાતુન)
* નીચ માણુસ તે છે જે લોકોની બદીઓ જાહેર કરે અને નેકીઓને છુપાવે. (અફ઼લાતુન)
* ઈલ્મ હાસિલ કરવામાં શર્મ નહિ કરો, કેમકે જહાલત શર્મથી બદતર છે. (અફ઼લાતુન)

—મિસ સરવર રઅના સિદ્દીકી-ભરતંના—

# દુન્યામાં સાચો દોસ્ત કોણ ?



★ દોસ્ત તે છે જે મુસીબતમાં કામ આવે.
★ દોસ્ત તે છે જે હમેશા સારી નસીહતો કરતો રહે.
★ દોસ્ત તે છે જે બુરાઇઓથી બચાવતો રહે.
★ દોસ્ત તે છે જે ઝિન્દગીભર વફાદારી કરે.
★ દોસ્ત તે છે જે તમારા પસીના પર પોતાનું લોહી વહેડાવે.
★ દોસ્ત તે છે જે તમારી અયબો તમારા મોઢા પર કહી દે.
★ દોસ્ત તે છે જે તમારા સુખ દુખમાં ભાગીદાર બને.
★ દોસ્ત તે છે જે તમારા ગુસ્સા સાથે પ્યાર કરે.
★ દોસ્ત તે છે જે તમને ખુદાનો સાચો દોસ્ત બનાવે.
★ દોસ્ત તે છે જે તમારા બચ્ચાંઓને પોતાનાં બચ્ચાં સમજે.
★ દોસ્ત તે છે જે તમને બેકાર ન બેસવા દે
★ દોસ્ત તે છે જે તમને ગુનાહોના રસ્તા પર ચાલવાથી બચાવે.
★ દોસ્ત તે છે જે તમારા માટે દુઆએ ખયર કરતો રહે.
★ દુન્યામાં જે લોકોના સાચા દોસ્ત નથી, તેઓ મોટા બદનસીબ છે.
★ દુન્યામાં સાચા દોસ્તથી વધીને બીજી કોઈ હસ્તી નથી.

મિત્ર! મિત્ર શું કરો છો મિત્ર પડયો છે દૂર,
મિત્ર સાચો હોય તો કાગળ લખશે જરૂર.

—બેગમ ફાતિમહ હાજી મુહંમદ તગારી—કલીપટાઉન



# અકબર ઈલ્લાહાબાદી

તરક્કી કી નઇ રાહેં જો ઝેરે આસામાં નિકલીં,
મિયાં મસ્જિદ સે નિકલે ઓર હરમ સે બીબીયાં નીકલીં.

મુસીબત મેં ભી અબ યાદે ખુદા આતી નહિ ઉનકો,
દુઆ મુંહ સે ન નિકલી પાકિટોં સે અરઝિયાં નિકલીં.

—સલીમહ અહમદ



# દુખી બહેનના નામે એક પત્ર

[ લખનાર: મિસ તાહેરા સઈદ "શગ્અ" (મદ્રાસ) ]

વ્હાલી બહેન સાહિબા !

અસ્સલામુ અલયકુમ,

તમારો દર્દભર્યો કાગળ મળ્યો. વાંચીને બેહદ દુખ થયુ. હું તમારાથી અંજાણુ છું, તમે મારાથી. આપણે કદી મળ્યાં નથી; છતાં મોડે સુધી તમારો ખ્યાલ સતાવતો રહયો. તમે દુખી છો એ જાણીને હું પણ દુખ પામું છું. અલ્લાહપાક જલ્દી તમારૂં દુખ ટાળે અને બા-મુરાદ બનાવે.

જુઓ બહેન ! હું કુંવારી છું. શાદીની ઝિન્દગીથી અને તેના મામલાઓથી તદ્દન નાવાકિફ છું. આપને શાદીની ઝિન્દગીના કડવા અનુભવો થયા છે, એ જાણીને અફસોસ થયો છે. અલ્લાહ તઆલા તમારી હાલત ઉપર રહમ કરે ! યકીન જાણો બહેન, મને કદી પોતાના ખાનદાનમાં યા પરાયાઓમાં આ પ્રકારના નાં-ખુશ ગવાર બનાવો જોવાનો મોકો નથી મળ્યો, મગર એવા અનેક બનાવો મારા કાને જરૂર આવ્યા છે. એવી બધી બહેનો માથે મને ઉંડી હમદર્દી છે. તમારા કહેવાથી હું મારી નાચીઝ સમજ મુજબ થોડીક સલાહો તમને લખી મોકલું છું, એ અનુભવો હું કિતાબોના વાંચનથી હાસિલ કરી શકી છું. મારો અંગત મત એવો છે કે અગર છોકરી સાસરે જઈને એ વાતો પર અમલ કરે તો જરૂર તે પોતાની ઝિન્દગીને સુખી બનાવી શકે.

બહેન ! તમારા કાગળથી હું અંદાઝો લગાવી શકી છું કે તમે ભણેલી પઢેલા છો. ખુશ મિઝાજ અને સલીકામંદ છો. જાહેરી રીતે કોઈ એવી વાત નથી દેખાતી જેના કારણે તમારા ખાવિન્દ તમારાથી નારાઝ રહે. ખબર નહીં, તેઓ તમારા જેવી ભોલી અને નેક બીબીથી નારાઝ કેમ રહે છે ? તેમની ઇચ્છા વિરૂદ્ધ તો આ શાદી નથી થવા પામી ? બહેન, તમે પોતાની ખુશ અખ્લાકીથી તેમના દિલ પર કબઝો જમાવી લો. થોડા દિવસ તમારાથી ખેંચાયેલા રહેશે પણ આખર કયાં સુધી ? એક પત્થર ઉપર ટીપાં લગાતાર પડતાં રહે તો તેમાં પણ સુરાખ થઈ જાય છે. પત્થરનું કલેજું જ્યારે પીગળી જાય છે, તો એ તો ઈન્સાન છે. તમે પોતાનો વર્તાવ સારો રાખો. હસતે ચેહરે વાત કરો.

નરમીથી જવાબ આપો અને નમીને ચાલો. તેઓ જરૂર તમારા ઉપર ફિદા થઇ જશે. થોડાક દિવસ તકલીફ ઉઠાવી જુઓ. આખર ક્યાં સુધી તમારી નેક આદતો તેમની નઝરથી છુપાયેલી રહેશે? સચ્ચાઈ એક દિવસ જરૂર તરી આવે છે. તેઓ તમારી ખુશ અખ્લાકીથી જરૂર ખુશ થઈ જશે અને તમને પોતાની રૂહની ગેહરાઈમાં જગ્યા આપવા લાચાર બનશે. આપ અમલ કરીને જુઓ. કેમકે :

અમલ સે ઝિન્દગી બનતી હય, જન્નત ભી જહન્નમ ભી,
યેહી ખાકી અપની ફિતરત મે ન નૂરી હય. ન નારી હય.

આપણા પાક મઝહબે શાદીના બંધારણો ઘડીને મુસલમાનો પર મોટું એહસાન કર્યું છે. શાદી બાદ એ બંધારણનું યોગ્ય પાલન થાય તો કોઈના જીવનમાં કડવાશ ન જન્મે. સંસારને સુખી બનાવવો કે દુખી બનાવવો એનો વધુ આધાર અવરત પર રહેલો છે. જે છોકરી પોતાની સુઘડતાનો ઉપયોગ કરી સંસારને ખુશગવાર બનાવી લે, એનું જીવન સાર્થક બનેલું કહેવાય. કેટલાક મર્દો પણ બહુ વચિત્ર સ્વભાવના હોય છે. ખરાબ સોબતમાં પડીને પોતાનું ઘર બરબાદ કરી નાખે છે. બાયડીના સમજાવવા છતાં પોતાની નઠારી વલણ બદલતા નથી. એવાઓ પર અલ્લાહ રહેમ કરે.

શાદી બાદ દરેક અવરતે પોતાના શવહરના સ્વભાવથી વાકિફ થવું નિહાયત જરૂરી છે. બહેન, તમે આ જાણવાની કોશિષ કરો કે તમારા ખાવિન્દ કેવા સ્વભાવના છે. એ જાણી લેવા બાદ તમે પોતાના સ્વભાવને તેમના સ્વભાવના સાંચામાં ઢાળવાની કોશિષ કરો, એના માટે તમારે થોડાક ભોગો આપવા પડશે. જરા વિચાર તો કરો ખાવિન્દ પોતાની બીવી માટે મજાઝી ખુદાનો દરજ્જો ધરાવે છે; જેની ખુશ્નુદીથી અવરત દીન દુન્યામાં સુખરૂ અને સરફરાઝ થઈ શકે છે. અલ્લાહ અને તેના રસૂલ (સલ્લ.)ની ખુશી ખાવિન્દની ખુશીમાં છુપાએલી છે. ભોગ, કુરબાની, ત્યાગ અને ખુલૂસ જેવા અમુલ્ય સંસ્કારો અવરતમાં હોવાં બેહદ જરૂરી છે. બીજાઓ માટે પોતાની ઘણી ટેવોને છોડી દેવી પડે છે. કામયાબ ઝિન્દગીનું રહસ્ય એમાંજ છુપાયેલું છે. થોડાક ભોગ આપીને ખાવિન્દની મુહબ્બત મેળવી શકાતી હોય તો તેમ જરૂર કરવું જોઈએ. બહેન! તમારા

ખાવિન્દ તમારાથી શું ઇચ્છે છે ? તમને કેવી જોવા માગે છે ? તેમની ઇચ્છા મૂજબની જીવન પધ્ધતિને અપનાવી લો અને તેમનું દિલ જીતી લો. તેમની થોડીક વાતો આપની મરજીથી વિરૂધ્ધ જશે, પરંતુ પોતાની મરજી અને પોતાની ઇચ્છાને ખાવિન્દની ઇચ્છા પર કુરબાન કરી દો, તેમના રંગમાં પોતાને રંગી નાખો. ઇન્શા અલ્લાહ કામ્યાબી જરૂર મળશે.

અગર તેઓ આપને એક ઇસ્લામી બીબીના રૂપમાં જોવા માગતા હોય તો બહુ ખુશીની વાત છે. તાબેદારી અને ઇતાઅતનો નમૂનો પેશ કરો. ઘરનો ચિરાગ બનીને રહો. અવરત માટે એનાથી વધીને બીજી કઈ ખુશી હોઈ શકે કે તે ઇસ્લામી બીબી બનીને ઘરમાં રહે અને ખાવિન્દની સાથે ખુદા તથા રસૂલને પણ રાજી રાખે. મતલબ કે આપ ખરા અર્થોમાં રફીકે ઝિન્દગી બની જાવ. ખુશી અને આનંદમાં બરાબરનો ભાગ લો. રંજ અને દુખમાં પુરતો હિસ્સો લો. તેમની ખુશીઓ પર પોતાની ખુશીઓને કુરબાન કરી દો. તેમના દુખ આગળ પોતાનું દુખ ભુલી જાવ. આ બધી વાતોને અમલમાં મુકો અને પછી જુઓ, કે તેઓ તમારાથી ખુશ થાય છે યા નહિ !

હા, અવરતે આ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે સાસરીના દરેક માણસના દિલમાં પોતાની જગ્યા બનાવી લે, અને હર દિલ અઝીઝ બની જાય. કેટલીક છોકરીઓ સાસરે જવા બાદ પણ પોતાના મા-બાપનો કલમો પઢતી રહે છે, પિયરને સાસરી કરતાં સારૂં સમજે છે અને જ્યારે ત્યારે મા-બાપના ઘરના જ વખાણ કરતી રહે છે. યાદ રાખો, એ બહુ ખરાબ ટેવ છે. એનાથી સાસરી વાળાંઓના દિલમાં નફરત તથા હિકારતની લાગણી જન્મ પામે છે અને નતીજો બુરો નીકળે છે. દરેક પરણેલી છોકરીએ જાણવું જોઈએ કે મા-બાપનું ઘર એક કામચલાઉ મુસાફિરખાનું હોય છે. છોકરી પરાયું ધન કહેવાય છે, કુંવારી હોય ત્યાં સુધી મા-બાપને ઘેર રહેવાનું હોય છે. એ ઘર તેનું અસલી અને હમેશાનું ઘર નથી. તેનું હમેશાનું ઘર તો શાદી પછી બને છે. સાસરે જવા બાદ તેજ ઘરને પોતાનું અસલી ઘર સમજવું જોઈએ.

સાસરીનું ઘર જો કે એક બહુ જ કઠીન મનઝિલ છે, મગર મુહબ્બત અને ખુલુસથી દરેક વસ્તુ પર કાબુ મેળવી શકાય છે. અલ્લાહ દરેક કામમાં તમારી મદદ કરે. તમે ભણેલી પઢેલી છો, તેથી કહેવાનું મન થાય છે કે તમે મોકો મહેલ જોઈને ખાવિન્દ પાસેથી આ વાત

જાણવાની કોશિશ કરો કે તેઓ તમારામાં કઇ વાતની કમી અનુભવે છે. તમારી ઝાતમાં કઈ વસ્તુની ઉણપ તેમને દેખાય છે અને શું કારણે તેઓ તમારાથી ખેંચાયલા ખેંચયલા રહે છે? એનું કારણ જાણી લો અને પછી એવી વાતોથી સદા દુર રહો, જે તમને નાપસંદ પડતી હોય. જો તેઓ મૂળ કારણ બતાવી દે તો પછી તમારૂં કામ બહુ આસાન બની જશે અને તમે તેનો ચાંપતો ઇલાજ કરી શકશો.

બહેન! અવરતની ઝિન્દગીમાં અનેક સખત ઇમ્તેહાનો આવે છે, જેમાંથી કામયાબીની સાથે પાર ઉતરવું ખુદ અવરતના હાથમાં હોય છે. દરેક છોકરીને એવી સહેલીઓ પણ હોય છે, જેઓ અણબનાવના પ્રસંગે એવી સલાહો આપતી હોય છે કે ખાવિન્દ નારાઝ રહે તો તારે પણ નારાઝ રહેવું. તે એક કહે તો તારે બે સાંભળવવી આવી સલાહો ઉંધે રસ્તે લઇ જનારી છે. એનાથી ઘર બનતાં નથી, ઉલટાનાં ભાંગે છે એવી સલાહ આપનારી તમારી દોસ્ત નથી, બલ્કે દુશ્મન છે. તેઓ આવુ અંગાણુ પાડીને તમારૂં ઘર તોડવા માગે છે અને જયારે ઘર તૂટે છે તો પોતે દૂર ઉભી ઉભી તમાશો જુએ છે. કોઇનું ઘર બાળીને તાપવું તે આનું નામ. હું તમને હરગિઝ એવી સલાહ નહિ આપું. હું તો તમારૂં સુખ જોઇને સુખી થવા માગું છું, કેમકે તમારા દુખથી મને પણ દુખ થતું છે.

જીવનની નૈયા નાવિકની મદદ વિના સમંદરના તોફાની થપેડાઓનો મુકાબલો કરી શકતી નથી. અલ્લાહ તઆલાએ અવરતની જીવન-નૈયાનો નાવિક મર્દને બનાવ્યો છે અને એક વિના બીજાની ઝિન્દગી અધુરીજ નહીં, બલ્કે ના-મુમકિન પણ છે. અવરત ગમે તેટલી પાકદામન કેમ ન હોય, દુન્યાની નઝરમાં ઇઝત અને આબરૂની ઝિન્દગી એક મર્દના સહારા વગર ગુજરી શકતી નથી. કુદરતના બનાવેલા કાનૂનને કોઇ તોડી શકતું નથી. રોઝે અઝલથી એજ દસ્તૂર ચાલ્યો આવે છે અને કિયામત સુધી ચાલતો રહેશે. અફસોસ કે હાલના ઝમાનામાં ઉછાછળી છોકરીઓ એ દસ્તૂરને તોડવા માગે છે અને પોતે સુધરેલી હોવાનો ઘમંડ રાખી ગુમરાહી તરફ જઈ રહી છે. તમે એવી સુધરેલી છોકરીઓના ફંદામાં ન પડજો. એ હમેશા તમારો સાથ આપી શકવાની નથી. હા, કોઈ જીવનની છેલ્લી પળો

સુધી સાથ આપનારૂં હોય તો તે તમારો ખાવિન્દ છે. ગમે તેમ થાય તમે પોતાના પતિથી કદી નાઉમ્મેદ ન થજો અને દરેકની સામે પતિના ખરાબ વર્તાવની શિકાયત ન કરજો. કદી કોઈ ચીકણી વાતો કરનારી માથાની મળી આવશે તો તમારૂં જીવન તબાહ કરી છોડશે.

બહેન! તમારા ખાવિન્દ વેપાર કરતા હશે યા કોઈની દુકાનમાં નોકરી કરતા હશે અથવા બીજો કોઈ ધંધો કરતા હશે. એ ગમે ત્યાંથી થાકેલા સાંજે ઘેર આવે તો તમારી ફર્ઝ છે કે તમે હસતે ચેહરે આનંદભેર તેને આવકાર આપો. કામધંધાની જંજાળમાં પડીને માણસનું મગજ પાકી જાય છે અને આરામની તલાશમાં ઘેર આવે છે તો સુઘડતાથી શોભાવેલું ઘર અને સાફ સુથરાં બીવી બચ્ચાંઓને જોઈને મગજની થાક ઉતરી જાય છે અને દિલને ખરી શાંતિ નસીબ થાય છે. એવા વખતે ઘરેલુ દુખડાં અને ખાનગી ઝઘડા તેની આગળ રજુ ન કરો. મતલબ કે ખાવિન્દ ઘેર આવે તો તેને એમ થવું જોઈએ કે દોઝખમાંથી નિકળીને જન્નતમાં આવી ગયો છે. અગર આપ પોતાની હુનરમંદીના કારણે તેમના કામધંધામાં કંઇ મદદ કરી શકતી હોવ તો તેનો ઘણો બોજ હળવો થઇ જશે. અગર આપ પોતાની ઇલ્મી લિયાકતથી ફુરસતના વખતોમાં ખાવિન્દને ખુશ રાખવા, કિતાબના સારા સંવાદો યા અમ્બિયા અને અવલિયાના કિસ્સાઓ યા મસલા મસાઇલ વાંચીને સંભળાવો તો તે જરૂર ખુશ થશે. તમારી ખુશી પણ બમણી થઈ જશે અને તે તમને એક ખુદાની બેહતરીન નિઅમત સમજવા લાગશે. ખાવિન્દની દરેક જરૂરી વાત પર પુરતું ધ્યાન આપો. ખુશગવાર ઝિન્દગીના રહસ્યો શીખવાનું દરેક માટે જરૂરી છે. આપ પકીની રીતે નમાઝ રોઝાની પણ પાબંદ હશો. નમાઝ અને તિલાવતે કુર્આનનો કદી ત્યાગ ન કરજો. કુર્આને બતાવેલા ઉસૂલો પર ચાલજો અને એ મુકદસ કિતાબને પોતાની દુન્યા તથા આખિરતનો માર્ગદર્શક બનાવી લેજો. જરૂર આપની ઝિન્દગી કામ્યાબ થઈ જશે.

દિલ લગાવીને નમાઝ પઢવાથી અને કલામે પાકની તિલાવત કરવાથી દિલને અજબ આનંદ અને શાંતિ નસીબ થાય છે. આપ એને આઝમાવી જુઓ બહેન! વિચાર કરો આપણો ઈસ્લામ મઝહબ કેટલો આસાન છે. તેણે અવરતને કેટલો બુલંદ રૂતબો આપ્યો છે. મિયાં બીબીને સમાન દરજ્જો ઈનાયત કર્યો છે અને બંનેની બેહતરી માટે સોનેરી ઉસૂલો ઘડી આપ્યા

છે. પરંતુ આપણે મુસલમાન કેટલા બદનસીબ છીએ કે તેનાથી ગાફિલ થઈને ઠોકરો ખાઈએ છીએ. આપ સાચા દિલથી દુઆ કરો. દુઆઓનો કબૂલ કરનારો તે મઅબૂદ છે, જે દયાળુ છે. આપના દિલથી નીકળેલી દુઆ તે મઅબૂદ જરૂર કબૂલ કરશે.

અઝીઝ બહેન! પત્ર ઘણો લાંબો થઈ ગયો. આપ શાયદ વાંચતાં વાંચતાં કંટાળી ગઈ હશો. હું માફી ચાહું છું. એમાં લખેલી કોઈ વાતથી આપના દિલને ઠેસ લાગી હોય તો હું માફીની ખાસ્તગાર છું. મારી નાચીઝ સમજ પ્રમાણે મેં મામલાને ઉકેલવાની કોશિષ કરી છે. આપ એ વાતો પર અમલ કરી જુઓ, ઇન્શા અલ્લાહ કામ્યાબી જરૂર મળશે.

વસ્સલામ.

લિ. આપની નાચીઝ બહેન,
તાહેરા સઈદ 'શરઅ'–મદ્રાસ.



# છોળ જાને વાલે શવહર કી યાદ મેં!

☆☆☆

અય બાદે સબા! સુન બાત મેરી, તું મેરે પી કે દેશ મેં જા,
પીતમ જો કહીં મિલ જાએં તુઝે, દેના યે ઉન્હેં સંદેશ મેરા,
વોહ કોન હુઈ હય અયસી ખતા, કયું મુજ સે મુંહ કો મોળ લિયા?
જબ બાદલ ઘિર ઘિર આતે હંય, બિરહન કી આગ જલ જાતી હય.
બિરહા કે મન સે અયસે સમય, રેહ રેહ કે સદા યે નિકલતી હય.
ઈતના તો બતા દો અય પીતમ! કબ લોટ કે ઘર તુમ આઓગે?

નૈનોમેં બીતી યાદોં કે, કુછ સપને સે લેહરાતે હંય,
"પી પી" જો પપીહા બોલ ઉઠા, મંય સમજી પી ઘર આએ હંય,
મંય કબ તક નીર બહાઉંગી, તુમ કબ તક યૂં તળપાઓગે?
ઈતના તો બતા દો અય પીતમ! કબ પ્રીત કી રીત નિભાઓગે!
હરદે કી ઉજળી બસ્તી કો, કબ આ કર સ્વર્ગ બનાઓગે?

ખુદ તુમ જો ન આએ યેહ પગલી ફિર દેશ તુમ્હારે આએગી,
જો ગુઝરી મન પે જુદાઈ મેં, સબ બિપતા તુમ્હેં સુનાએગી,
ગર આશા દિલ કી પા ન સકી, ચરનો મેં તેરે મર જાએગી.
કયા અબ ભી તરસ ન આએગા, તુમ યુંહી મુઝે તરસાઓગે?

રચનાર : **મુહતરમા સરફરાઝ ખાનમ,** કવેટા (બલુચિસ્તાન)



# બહેનો ! ઈલ્મ હાસિલ કરો !

તઅલીમ એક એવું ઝેવર છે જે અવરત અને મર્દ બંનેને શણગારી શોભાવી મુકે છે. ચાલુ ઝમાનામાં અવરતનું તઅલીમ યાફતા હોવું એટલું જ ઝરૂરી છે, જેટલું ખાવું પીવું જરૂરી છે. પરંતુ બુરૂં હો આપણી નાદાનીનું કે આપણને એનું જરા પણ ભાન નથી. એજ કારણ છે કે આપણી કવમ મોટું નુકસાન ઉપાડી રહી છે.

ઈલ્મ એક એવી વસ્તુ છે, જે આપણને ઈન્સાન બનાવે છે. અને આપણી અંદર એવી ખૂબીઓ પુરે છે, જેનાથી આપણામાં ઈન્સાનીયત અને માણસાઈ પયદા થાય છે. આપણે જોઈએ છીએ કે ભણેલી પઢેલી બીબી, જે ખૂબીઓ સાથે ઘરનો બંદોબસ્ત ચલાવે છે અને બચ્ચાંઓને તઅલીમ તરબિયત આપે છે તે જાહિલ બીબી નથી આપી શકતી. ઉપરાંત તઅલીમ યાફતા અવરત ભારે માન ઈકરામ સાથે રોઝી કમાઈ ને પોતાનું અને પોતાના બાલ બચ્ચાંઓનું ગુઝરાન ચલાવે છે.

કેટલાક ઓછી અકકલના માણસો કહેતા ફરે છે કે અવરતોને ભણાવી પઢાવીને શું કરવું છે. આપણે કયાં તેઓ પાસે નોકરી કરાવવાની છે! એવીજ રીતે કેટલીક ઉછાછળા મગજની છોકરીઓ કહી નાખે કે અમે કંઈ ગરીબ નથી કે ભણી પઢીને નોકરીએ વળગીએ!

આ વિચારો બહુ બુરા છે. શું તેઓ એટલું પણ સમજી નથી શકતી કે દવલત તો હરતી ફરતી છાંવ છે, હમેશા કોઈની પાસે રહેતી નથી. આજે એની પાસે છે તો કાલે પેલાની પાસે. જયારે ઈલ્મ એવી દવલત છે જે કદી ફના નથી થતી, અને હમેશા કામ આવતી રહે છે. એ દવલતને ન કોઈ ચુરાવી શકે છે, ન કોઈ ઝુંટવી શકે છે.

મારી બહેનો આગળ વધો. અને ઈલ્મ હાસિલ કરો!

—મિસ કુરૈશા "નાઝ" ડિબાઈ



# મરહુમ ભાઈની યાદમાં

[ લખનાર: કૈસર જહાં બેગમ જોનપુરી ]

મારા ભાઈ! તું કયાં છે? મારા પ્યારા ભાઇ આંખો તને શોધે છે, મગર નિરાશ થઈને પાછી ફરે છે. તું અમારી નઝરોથી દુર...બહુ દુર જન્નતુલ ફિરદૌસમાં ચલ્યો ગયો...ભલા ત્યાં સુધી અમારી નઝરો શી રીતે પુગી શકે છે? આહ ભાઈ જાન! તને અમારી બુરી હાલત પર રહેમ નથી આવતી. તને પોતાની માની પણ દયા નથી આવતી, શું આપણા અબ્બાનો પણ તને ખ્યાલ નહીં આવ્યો...તું અમારાથી રૂઠી ગયો, રીસાઈને ચાલ્યો ગયો, પોતાની ચાહનારી બહેનોથી નારાઝ થઈ ગયો હાય, તને કેવી રીતે મનાવીએ...મારા રીસાયલા ભાઇ! આવ હુ તને પોતાના આંસુઓથી મનાવી લઉં...માની જા અને એક વાર...ફકત એક વાર આવીને દર્શન આપી જા...આહ તને કયાં શોધું! પોતાની બેબસી અને લાચારી પર કયાં સુધી આંસુ વહાવું...એ આંસૂ તને કેવી રીતે બતાવું!

મારા લાડલા ભાઈ! તારી યાદમાં કલાકો સુધી આંસૂ વહાવું છું... જ્યારે આખી દુન્યા મીઠી ઉંઘમાં સુતેલી હોય છે, હુ તારી યાદમાં તડપું છું...બેકરાર થઈને આંસૂ વહાવું છું...હાય ભૈયા, તને શું થઈ ગયું? તું કયાં ચાલ્યો ગયો? કંઈ તો બતાવ...તું કેમ છે...કંઈ અમારી પણ તને ખબર છે...અમારા બધાની કફોડી હાલત તરફ જો! "ભાઇ"..."ભૈયા" આહ! કેટલા મીઠા બોલો છે. ન્હાની બહેનો પોતાના ભાઈઓને "ભાઈ" "ભૈયા" અને "ભાઈ જાન" જેવા પ્રેમભર્યા શબ્દોથી પુકારે છે...શું બતાવું તે વેળા મરા દિલની શું હાલત થાય છે! તડપી ઉઠું છું. આંખોથી આંસૂઓનો તાર લાગી જાય છે. તું જ બતાવ, હું ભાઈ કહીને કોને બોલાવું? તું અમને બધાને તડપતા મુકીને ચાલ્યો ગયો. મગર આહ, તું પણ મવતથી લાચાર હતો. તે મવત જેણે કરોડો માતાઓની ગોદો સુની કરી દીધી. જેણે હઝારો ભાઈઓને પોતાની બહેનો પાસેથી છીનવી લીધા. આહ! ભાઈ હું તને કેવી રીતે બતાવું, જ્યારે ખાનદાનમાં બીજા ભાઇએની શાદીઓ થાય છે, લોકોની પ્યારી પ્યારી ભાભીઓ આવે છે...તો મારા દિલમાં કેટલી સુતેલી તમન્નાઓ બેદાર થઈ જાય છે...કાશ! મારો પણ ભાઈ હોત તો હું પણ એક રૂપાળી ભાભી શોધી લાવતે...મગર ઉફ, રે તકદીર! હું ભાઈ ભૈયા અને ભાઈ જાન કહેવાથી મહરૂમ છું. અય મારા અલ્લાહ! તું મારા દિલને સુકૂન નસીબ કર! મને સબર કરવાની તવફીક દે! આમીન!



# હિકમતની ચાર વાતો

- અલ્લાહની ઈબાદત કરવાથી દરેક મુશ્કેલી આસાન થઈ જાય છે.
- કોઈને દુખ ન આપવું, એ સૌથી મોટી નેકી છે.
- આગ, બીમારી, કર્ઝ અને દુશ્મન, આ ચાર વસ્તુઓને હલકી નહિ સમજવી.
- ગંદી કિતાબો સાપથી વધુ ખતરનાક છે.

—મિસ શમીમા સિરાજ આરવી

❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖

# વડા પીરના ઈરશાદો

- અગર તમે ખુદાની ઓળખ વિના મરી જાવ તો અફસોસ છે.
- સચ્ચાઈ ગ્રહણ કરો. ખુદાની નઝદીકી હાસિલ કરશો.
- કોઈને હકીર ન જાણો, કોઈની હાંસી ન ઉડાવો.
- ગીબતથી હર હાલમાં બચો
- અલ્લાહને ઉમંગથી યાદ કરો તે પણ તમને યાદ કરશે.
- ખાહિશોની પેરવી છોડી દો ગુનાહોથી બચી જશો.

—આરિફહ સુલતાના અન્સારી-મુંઘેરી

❖❖❖❖❖❖❖❖❖❖❖

# દોઝખની આગ હરામ

હદીસ શરીફમાં છે કે ત્રણ પ્રકારની આંખો પર દોઝખની આગ હરામ છે :—

- એક તે આંખ જે અલ્લાહની ઈબાદત માટે રાતના જાગતી રહે.
- બીજી તે આંખ જે હરામ ચીઝો જોવાથી બંધ રહે.
- ત્રીજી તે આંખ જે પોતાના ગુનાહો પર અલ્લાહના ખવફથી રડતી રહે.

—અસમા બીબી બિન્તે હાજી ઈબ્રાહીમ ડાયા

❖❖❖❖❖❖❖❖❖❖❖❖

## એક શેઅર

આરઝુ મવત કી તુમ કરતે હો "અકબર" લેકિન,
સોચ લો કબ્ર મેં આરામ મિલેગા કે નહિ!

—સલીમહ અહમદ

❋❋❋❋❋❋

# નેકીઓ અને ભલાઈઓ

★ દુન્યાની દરેક વસ્તુ ફાની છે. જેથી દવલત અને ખુબસૂરતી પર કદી મગરૂર નહિ થવું જોઈએ.

★ જેમ બને તેમ વધુ નેકીઓ અને ભલાઈઓ હાસિલ કરો, કેમકે એને જ સાથે લઈને ખુદાને ત્યાં જવાનું છે.

★ જેની સાથે દોસ્તી બાંધવી હોય તેને બરોબર આઝમાવી લેવું જોઈએ. દરેક શખ્સને રાઝદાર બનાવવો સરાસર નાદાની છે.

★ ગુસ્સામાં ઉતાવળથી કામ ન લેવું જોઈએ, કેમકે એક ચુપથી હઝારો બલાઓ ટળી જાય છે.

★ મા-બાપનો સાયો ખુદાવંદ તઆલાની બહુ મોટી નિઅમત છે. બહુજ ઓછા ખુશ નસીબો છે જેઓને એ દવલત મળવા પામે છે. માટે બની શકે ત્યાં સુધી મા-બાપની સેવા કરો, તેઓને રાઝી રાખો, તેઓની દુઆઓ લો કે જેથી બાદમાં પસ્તાવું ન પડે.

★ ગરીબો તરફથી નફરત કરનારાઓથી ખુદા નફરત કરે છે અને ગરીબો તરફ મુહબ્બત ધરાવનારાઓ સાથે ખુદા મુહબ્બત કરે છે.

★ વફાદારી અને ખિદમત ગુઝારી અવરતનું બેહતરીન ઝેવર છે.

★ અહકામે ઈલાહી તરફ કદી ગફલત નહિં સેવવી જોઈએ.

★ તંદુરૂસ્તી બહુ મોટી નિઅમત છે અને ખુદાની અનામત પણ. માટે તંદુરસ્તીની હિફાઝત કરવી જોઈએ

★ ઈન્સાન પહાડની બુલંદી પરથી પડીને બીજીવાર ઉભો થઈ શકે છે, મગર નઝરોથી પડીને બીજીવાર ઉભો થઇ શકતો નથી.

★ ઈન્સાનને જોઈએ કે બને ત્યાં સુધી કોઈનું એહસાન ન ઉપાડે.

★ ખરાબ સોબતથી હમેશા બુરી આદતો જન્મ પામે છે, માટે ખરાબ સોબતથી સદા દુર રહેવું જોઈએ.

—શફીકા નિકહત સંદલવી



# માની દુઆઓ

મારી પ્યારી બચ્ચી! પોતાના શવહરને ઘેર સીધાવો. હવે તેજ તારૂં અસલી ઘર છે. ગભરાઈશ નહિ મારી જાન! ઈમ્તેહાન સખ્ત છે, અને તું નાદાન છે. તારી બે–ઝુબાની, તારી હિમ્મત અને તારા સબ્રથી મને પુરો યકીન છે. શાનદાર ફતેહ તારા કદમ ચુમશે.

બેટી! તારી જુદાઈથી મારો સીનો ચાક થાય છે અને જિગર ફાટે છે. એ ઝમાનાની રીત છે. અને તું પરાયું ધન છે. તને પાળી અને બીજાને હવાલે કરી દીધી મારી દુઆ છે કે તને લઈ જનારા તારા નાઝુક દિલની કદર કરે, તારી ઈતાઅત અને ખિદમતગારીને કબૂલ કરે. તારો શવહર તારો સાચો સાથી સાબિત થાય. તેનો મઝબૂત હાથ મરણ સુધી તારો દામન ન છોડે.

ખાવિન્દની હમદર્દી અને દોસ્તી અને સાચી મુહબ્બત એક બહુ કીમતી વસ્તુ હોય છે, જેને મેળવીને દુન્યાની દરેક બીબી આ દુન્યાની અનમોલ દવલતને પણ ભૂલી જાય છે. તારા ખાવિન્દે જાણવું જોઈએ કે અવરત દુન્યાની દવલતની ભૂખી નથી, બલ્કે તેની મુહબ્બતની ભૂખી છે.

બેટી! તારાં બેશુમાર આંસૂ દિલ પર તીર વરસાવી રહયાં છે, જેની આંખમાં કદી ટીપું ન જોયું તે આજે ધોધ વહાવે છે.

અય જાને માદર! મજબૂરી છે. અમારૂં ઘર સુનું છે. તું ચાલી અને ઘરની રવનક લઈ ચાલી. ભાઈ, બાપ, પાડોશી અને સગાં તારા ગમથી બેતાબ છે.

જા! જા! અય જાને માદર! ખુદા તારો નિગેહબાન બને. મારી બેશુમાર દુઆઓ તારી સાથે છે. તું સદા સુહાગણ રહે, ફૂલે ફલે અને આબાદ રહે!

ખાનદાનના ઈઝ્ઝત અને વડીલોની લાજ તારા હાથમાં છે. પાલકી આવી ગઈ, જા અને માની દુઆઓ લેતી જા

બેટી ગભરાજે નહિં, ઈમ્તેહાન સખત છે અને તું નાદાન છે.

—બેગમ અઝીઝા ઈલ્યાસ ઐયાબ જબલપુરી



# વાલિદા માજિદા કી મવત પર !



બુઝ ગઈ શમ્એ અદબ હર સુ અંધેરા છા ગયા,
ગુલશને શેઅરો સુખન કા ફુલ ઈક મુરઝા ગયા.

સુની સુની હય ફિઝાએ ઝિન્દગી તેરે બગયર,
બન કે નાગન ડસ રહી હય હર ખુશી તેરે બગયર.

રવનકે મેહફિલ થી તુ, જાને સુખન થે તેરે બોલ,
થા સબક આમોઝ અહલે દિલ કો તેરા મેલ જોલ.

નાઝ થા તુજ પર, તેરે દમ સે હી થી બઝમે હયાત,
થી તેરી તાબિન્દગી સે કયફ–પરવર કાઈનાત.

ઝિન્દગી તુજ સે બિછળતે હી મુસીબત હો ગઈ,
દેખતે હી દેખતે કિસ્મત હમારી સો ગઈ.

રચનાર : સફિયહ ખાતૂન ચન્દા [ નાનપારા ]



# ખુશ નસીબ છે

★ ખુશ નસીબ છે તે અવરત જે હયાદાર અને પાકદામન હોય.
★ ખુશ નસીબ છે તે વિદ્યાર્થી જે કદી નાપાસ નહિ થાય.
★ ખુશ નસીબ છે તે આલિમ જે બા–અમલ હોય.
★ ખુશ નસીબ છે તે મા–બાપ જેને નેક અવલાદ નસીબ થાય.
★ ખુશ નસીબ છે તે અવલાદ જેના સરો પર મા–બાપનો સાયો હોય.
★ ખુશ નસીબ છે તે જવાન જેને મસ્જિદનો ખ્યાલ હોય.
★ ખુશ નસીબ છે તે ભાઈ જેને મુહબ્બત કરનારી બહેનો મળે.
★ ખુશ નસીબ છે તે બહેન જેને જાં–નિસાર ભાઈઓ મળે.
★ ખુશ નસીબ છે તે અવરત જેને મુહબ્બત કરનારો ખાવિન્દ મળે.
★ ખુશ નસીબ છે તે મર્દ જેને સેવાભાવી પત્ની મળે.
★ ખુશ નસીબ છે તે નોકર જેને દયાળુ દિલનો શેઠ મળે.
★ ખુશ નસીબ છે તે શેઠ જેને વફાદાર નોકર મળે.
★ ખુશ નસીબ છે તે માલદાર જેની દવલતથી ગરીબોનું ભલું થાય.
★ ખુશ નસીબ છે તે ઈન્સાન જે લોકોની સેવા બજાવે.

—ઝુહરા અરમત બાબૂની



# કોણ કહે છે ?

કોન કેહતા હય કે તઅલીમે–ઝનાં ખૂબ નહીં ?
એક હી બાત ફક્ત કેહના હય યાં હિકમત કી,

દો ઉસે શવહરો અતફાલ કી ખાતિર તઅલીમ,
કવમ કે વાસ્તે તઅલીમ ન દો અવરત કો.

—"અકબર" ઈલાહાબાદી

—સલીમા અહમદ—



# સવારે વહેલા ઉઠો !

લેખિકા : મિસ રહમાની સુરૈયા "ઈન્આમ" (બિહાર)

રાતે જલદી સુવું અને સવારે વહેલા ઉઠવું એ સો દવાઓની એક દવા છે. દુન્યાના તમામ ડોકટરો, હકીમો અને દીની પેશવાઓએ સવારે વહેલા ઉઠી જવાની તાકીદ કરી છે. મને પોતે અનુભવથી સમજાયું છે કે સવારે વહેલા ઉઠી જવામાં ઘણા લાભો છે. જુઓ, ગરમીના ઝમાનામાં આપણો દીવસ ૧૪ કલાકનો બની જાય છે અને સરદીમાં ૧૦ કલાકનો. હવે આજકાલની ફેશન મુજબ આપણે નવ વાગે પથારીમાંથી ઉઠીએ તો ત્રણ કલાક ઓછા થઈ જાય. જરા હિસાબ લગાવો. એ ત્રણ કલાકને આપ કોઈ કામમાં લગાવતે તો આપને કેટલો લાભ થઈ જતે, પરંતુ આપે પોતાના કીમતી વખતના ત્રણ કલાક બરબાદ કરી નાખ્યા, એટલું જ નહિં બલકે પોતાની તંદુરૂસ્તીનું પણ નુકશાન કરી નાખ્યું. (કેમકે ડોકટરોના અભિપ્રાય મુજબ દિવસના મોડે સુધી સુઈ રહેવું તંદુરૂસ્તી માટે નુકસાનકારક છે) તો એનાથી બે નુકસાન થયાં. એક વખતનું અને બીજું તંદુરૂસ્તીનું. જે ઘરોમાં નમાઝની પાબંદી કરવામાં આવે છે, ત્યાં જુઓ કે સવારનો સોહામણો સમય પોતાની સાથે કેવો આનંદ અને કેવી ચહેલ પહેલ લઈને આવે છે! અઝાનની સુરીલી અવાઝ સવારના પહોરમાં કેટલી ભલી લાગે છે. વહેલાં ઉઠી નિત્ય કર્મથી પરવારી વુઝૂ કર્યો, અને હાથ બાંધીને પોતાના પરવર દિગારની હુઝુરમાં ઉભા થઈ ગયાં. સવારના ખુશગવાર સમયે ચરિન્દ અને પરિન્દ પોતાના માલિકની વેહદતનાં ગીત ગાય છે, હજર અને શજર ઝૂમી ઝૂમીને માલિકનો શુકરાનો અદા કરે છે. ઠંડી હવાના ઝોંકા વેહદતના રાગ અલાપે છે. બંદાઓએ પણ પોતાના આકાની હુઝુરમાં નિયાઝનું માથું નમાવી દીધું. નમાઝથી પરવારીને કોઈ તિલાવત કરે છે, કોઇ પોતાના કામમાં મશગૂલ બને છે. એમ પણ સવારનો વખત દિલકશ અને આનંદકારી હોય છે. સવારથી નમાઝ અદા કરવા બાદ દિલને અજબ સુરૂર અને શાંતિ હાસિલ થાય છે. દિલમાં કામ કરવાની ઉમંગ અને બદનમાં ચુસ્તી પયદા થાય છે. આખો દિવસ ઘરમાં એક અજીબ રવનક અને ચહેલ પહેલ દેખાયા કરે છે.

એથી ઉલટું જે ઘરોમાં લોકો સૂરજ ઉગી જવા છતાં લાંબો તાણીને સુતેલાં હોય ત્યાં નઝર કરો. એઓની સવાર ઘણી કઢંગી અને ભયાનક

હોય છે. ઘરમાં ચારે તરફ ઉદાસી અને ભભક છવાએલી હોય છે. વેહશત અને નહૂસત ટપકે છે. સવારની પાક બરકત એવા ઘરોમાં કયાંથી ? જેને જુઓ તે પલંગ પર લાંબી તાણીને ભર ઉંઘમાં સુતેલો છે. આ ઉંઘનાં મતવાલાઓને ન બાંગી સાહબની અઝાન બેદાર કરી શકે છે, ન ચકલાંઓનો ચેહચહાટ જગાડી શકે છે. આ તકે બે-ઈખ્તેયાર કબ્રસ્તાનનો નકશો આંખની સામે આવી જાય છે. અને ઝુબાનથી આ શેઅર સરી પડે છે :—

પરદે ગફલત કે પળ ગએ હંય,
બલા કી નીંદેં ઉમન્ડ રહી હંય,
કુછ અયસે સોયે હંય સોને વાલે,
કે હશ્ર તક જાગના કસમ હંય.

☆☆☆☆☆☆☆☆☆☆☆☆

# પાંચ વાતોની કદર કરો

★ બીમારીથી પહેલાં તંદુરસ્તીની.
★ ઘડપણથી પહેલાં જવાનીની.
★ ગરીબીથી પહેલાં માલદારીની.
★ મુસીબતથી પહેલાં રાહતની.
★ મવતથી પહેલાં ઝિન્દગીની. (હદીસ)

—મુનવ્વર જહાં બેગમ ટોકી

☆☆☆☆☆☆☆☆☆☆☆

## અકબરના બે શેઅર

જો બાત મુનાસિબ હય, વુહ હાસિલ નહીં કરતે,
જો અપની ગિરહ મેં હય, ઉસે ખો ભી રહે હંય.

બે-ઈલ્મ ભી હમ લોગ હંય, ગફલત ભી હય તારી,
અફસોસ કે અંધે ભી હંય, ઓર સો ભી રહે હંય.

—સલીમહ અહમદ



# રઅના ની દિલચસ્પ વાતો

••••••••••••••••

આજે નવા વરસની ખુશાલીમાં મેં પોતાની ખાસ ખાસ સહેલીઓને ટી પાર્ટી આપી. બધી સહેલીઓ વખતસર આવી ગઈ પણ નજમાને આવતાં ખૂબ વાર લાગી. અમે તેને મોડા આવવાનું કારણ પુછયું તો કહેવા લાગી ગઈ: ભઇ! મોટર તો મારા ઉપર બહુ જલ્દી સવાર થઈ ગઈ હતી. હવે મોડું થયું તો એમાં મારો શું વાંક!

અમે બધી સહેલીઓ હસી પડી. થોડી વાર બાદ અમે ચા પીવાની શરૂ કરી. મેં રૂહીને પુછયું: કેમ તારે ચા નથી પીવી?

રૂહી બોલી: તમને તો ખબર છે કે ચા મને નથી પીતી!

એકવાર ફરીથી અમે ખડખડાટ હસી પડયાં.

એક વાર અમે મુશાઈરામાં જઈ રહ્યાં હતાં. ટાઈમ ઘણો થોડો હતો. જવાની ઉતાવળ થઈ. મેં ગભરાટમાં પરવીનને કહયું: "તમારા ટાઈમમાં કેટલી ઘડીયાલ થઇ?" તે બિચારી મારૂં મોઢું જોવા લાગી અને બધાં ઉતાવળમાં હોવા છતાં હસી પડયાં.

એક વેળા ઈન્સપેકટર અમારી સ્કૂલમાં તપાસ માટે આવવાનો હતો. તમામ ઉસ્તાનીઓ જલ્દી જલ્દી સ્કૂલની સફાઈમાં લાગી ગઈ. મિસ પોલે કહયું: અરે, કોઈ છોકરી દોડીને કુરસીમાં રૂમ મુકી આવો! અમે બધાં હસવા લાગ્યાં. ત્યારે મિસ પોલને ભાન થયું.

અમારી ઉસ્તાની ઝરા તેઝ મિઝાજની છે. એક દિવસ હિસ્ટ્રીના લેકચરમાં મને પુછયું: "બતાવો હિન્દુસ્તાને મુગલ ખાનદાન પર કેટલા વરસ રાજ કર્યું?" હું તેનું મોઢું જોવા લાગી.

એક દિવસ રોશનઆરાએ મારા નાનાભાઈ શનીને તાકીદ કરી કે જુઓ, જરસીની મોસમમાં સરદી જરૂર પહેર્યા કરો! શનીએ જોરથી હસીને કહયું: "વાહ ભાઇ! સરદી પહેરૂં કે જરસી!"

—મિસ સરવર રઅના સિદ્દીકી (ભરતના)—

☆ ☆ ☆

# અલ્લાહની ભૂખ, તરસ અને બીમારી

( લેખિકા : બેગમ શબનમ સબૂડી ભોલપુરી )

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું છે કે કિયામતના દિવસે અલ્લાહ તઆલા ફરમાવશે :

"અય આદમના બેટા! હું બીમાર પડયો હતો. તેં મારી ખબર નહિં લીધી?"

બંદો હયરાન થઈને પુછશે : "પરવર દિગારે આલમ! હું આપની ખબર શી રીતે લેતે? આપ તો રબ્બુલ આલમીન છો? આપને બીમારી સાથે શું લાગે વળગે?"

અલ્લાહ તઆલા ફરમાવશે : "શું તને ખબર ન હતી કે મારો ફલાણો બંદો તારી વસ્તીમાં બીમાર હતો છતાં તેં તેની ખબર નહિં લીધી. જો તેં તેની ખબર લીધી હોત તો તારી એ નેકી આજે મારી પાસે જમા હોતે!"

ખુદાવંદ તઆલા પુન : ફરમાવશે : "અય આદમના બેટા! મેં તારી પાસે ખાવું માગ્યું છતાં તેં મને ખાવું ન ખવાડયું?"

બંદો અરજ કરશે : "પરવર દિગારે આલમ! હું આપને ખાવું શી રીતે ખવાડતે? આપ તો રબ્બુલ આલમીન છો!"

અલ્લાહ તઆલા ફરમાવશે : "શું તને ખબર ન હતી કે મારા ફલાણા બંદાએ તારી પાસે ખાવાનું માગ્યું હતું, છતાં તેં તેને ખાવાનું નહિં આપ્યું. જો તેં તેને ખાવાનું ખવાડયું હોત તો તારી એ નેકી આજે મારી પાસે મવજુદ હોતે!"

ખુદાવંદે કુદ્દુસ પુન : ફરમાવશે : "અય આદમના બેટા! મેં તારી પાસે પાણી માગ્યું, છતાં તેં મને પાણી નહિ પાયું!"

બંદો અરજ કરશે : "પરવર દિગારે આલમ! હું આપને પાણી શી રીતે પાતે? આપ તો રબ્બુલ આલમીન છો?'

અલ્લાહ તઆલા ફરમાવશે : "મારા ફલાણા બંદાએ તારી પાસે પાણી માગ્યું હતું, પણ તેં તેને પાણી આપ્યું ન હતું. જો તેં તેને પાણી પાયું હોત તો એ નેકીનો બદલો આજે મારી પાસેથી મેળવ્યો હોત."

મારી પ્યારી બહેનો ! આ આખી હદીસમાં એવું કયાંયે નથી લખેલું કે બીમાર પડનારો મુસલમાન હતો યા પાણી અને રોટી માગનારો મુસલમાન ન હતો. બલકે હદીસે નબવીથી સાબિત થાય છે કે આ સવાલ મુસ્લિમ અને ગયર મુસ્લિમ બંનેને લાગુ પડે છે. અને મુસલમાનને કિયામતના દિવસે આ વાતનો જવાબ આપવો પડશે કે તેણે કોઈ હિન્દુ સિખ, ઈસાઈ, યહુદી, પારસી, નેટીવ હબશી બીમારની ખબર કેમ નહિં લીધી. ભૂખ્યા અને તરસ્યાને રોટી કેમ ન ખવાડી. પાણી કેમ ન પીવાડયું ?

જે ખુદાએ હિન્દુ, સિખ, ઇસાઈ, યહૂદી પારસીની બીમારીને પોતાની બીમારી કહી હોય અને તેઓની ભૂખને પોતાની ભૂખ કહી હોય અને તેઓની પ્યાસને પોતાની પ્યાસ કહી હોય—હાલાં કે ખુદાવંદે કુદુસ પોતે એ વાતોથી બેનિયાઝ છે—તો ફરી પોતાનાજ આરામમાં મસ્ત રહેનાર અને બીજાઓના દુખોની પરવા ન કરનાર મુસલમાન ભાઈ બહેનો કિયામતના દિવસે પોતાના ખુદાની સામે કયા મોઢે જઈ શકશે ?

આ કેટલો ઝુલ્મ છે કે અવલાદે આદમની આ બરબાદી ઈસ્લામની તઅલીમના ખિલાફ, ઈસ્લામના નામ પર થઈ રહી છે. એવું કોઈ નથી જે મુસલમાનોનો સમજાવી શકે કે તમારી આ ગયર ઈસ્લામી વર્તણુંકની જવાબદારીને કાલે તમારે તે કહહાર અને જબ્બાર ખુદાની સામે જવાબ આપવાનો છે, જે હિન્દુઓ અને સિખો અને નસારાઓ અને યહૂદીઓ અને પારસીઓનો પણ તેવોજ ખુદા છે, જેવો મુસલમાનોનો !

***********

## તકદીરકા ચકકર

અરમાન કા ખિરમન ખાક હુવા,
ઉમ્મીદકા ગુલશન જલ કે રહા.
ઈસ દિલ કી કલી મુરઝા કે રહી,
તકદીર કા ચકકર ચલ કે રહા !

—સફિય્યા અદીબ લખેમપુરી



# મા—બાપના હકો

[ લેખિકા : રુબયદા ઝરીંન (કરાંચી) ]

એક ઝમાનો હતો કે અવલાદ પોતાના મા-બાપથી ડરતી હતી અને તેમનો અદબ જાળવતી હતી, પરંતુ હવે જોઈ રહી છું કે એ ઝમાનો વહી ગયો છે અને હાલત ઉલ્ટી થઈ ગઈ છે. હવે અવલાદ તો મા-બાપથી કયાંથી ડરે ઉલટાનું મા બાપ પોતાની અવલાદથી ડરે છે.

મને યાદ છે, જ્યારે અમારા અબ્બા મહોલ્લામાં આવતા તો તેમના ખંખારાથી મહોલ્લાભરનાં બચ્ચાં આ તરફ તે તરફ થઈ જતાં, અને મોટી ઉમરના છોકરા પણ ચુપચાપ ઉભા થઈને અદબથી સલામ કરતા. અબ્બા ઘરમાં દખલ થતા તો રૂઆબ અને જલાલ ટપકતો. હવે એ હાલત છે કે આજની નટખટ અને ફેશનેબલ માતાઓએ નકામો લાડ પ્યાર કરીને પોતાના બચ્ચાંઓને એટલાં માથે ચઢાવી લીધાં છે, કે તેઓ મોટાં થઈને પોતાના મનમાં આવે તે બધું કરી નાખે છે, બલ્કે મા-બાપને પોતાની સામે નમાવીને મરજી મુજબનું કરાવી લે છે.

આજની અવલાદને યાદ નથી રહયું કે અલ્લાહ તઆલા ફરમાવે છે: "વબિલ વાલિદયને એહસાના." મા-બાપ પર એહસાન કરો, પોતાના કથન અને વર્તનથી તેમને ઇઝા ન આપો, જાન અને માલથી તેમની ખિદમત બજાવો, એટલે સુધી કે મા-બાપ પોતાની અવલાદને કહે કે નફિલો પઢવાનું છોડીને અમારી સામે ખડે પગે હાજર રહો તો અવલાદને જોઈએ કે મા-બાપનો હુકમ માને, કેમકે હદીસ શરીમાં છે કે માના ચરણો તળે જન્નત છે.

અલ્લાહ તઆલાએ મા-બાપનો બહુ મોટો દરજો બનાવ્યો છે, કેમકે મા-બાપજ અવલાદને પાળી પોષીને મોટી કરે છે. તઅલીમ તરબિયત આપે છે અને દુન્યામાં માનભેર રહેવાને લાયક બનાવે છે, ઉપરાંત તેઓનાજ કારણે અવલાદ દુન્યામાં આવે છે.

જેવી રીતે અલ્લાહ તમામ જગતના પાલનહાર અને મુરબ્બી છે અને શુકરિયા તથા આભારથી બેનિયાઝ છે, તેવીજ રીતે મા-બાપ પણ અવલાદને ઉછેરવાના બદલામાં તઅર્રફ અને આભારની ઇચ્છા નથી ધરાવતા. દુન્યાના બીજા લોકો જ્યારે એહસાન કરે છે તો તેમાં કંઈ ન કંઈ મતલબ છુપાએલી હોય છે. જેવી રીતે અલ્લાહ તઆલા બંદાની નાફરમાની છતાં ઈનામ અને ઇકરામ કરતો રહે છે, તેવીજ રીતે મા-બાપ પોતાની નાલાયક અવલાદ ઉપર પણ શફકત અને એહસાન કરતાં રહે છે.

મા-બાપ એમ ચાહે છે કે તેઓની અવલાદ તરક્કી કરે, તે એટલે સુધી કે તે પોતાના કરતાં પણ વધી જાય અને તેની તરક્કી પર હસદ નથી કરતાં. એ ખાસિયત મા-બાપ વિના બીજા કોઈમાં નથી.

અલ્લાહ તઆલા ફરમાવે છે: "પોતાના મા-બાપ સાથે ભલાઇ કરો, અગર તેઓમાંથી કોઈ એક અથવા બંને તમારી ઝિન્દગીમાં ઘડપણે પહોંચી જાય (અને તેમની ખિદમતનો બોજ તમારા ઉપર આવી પડે) તો તેઓની કોઈ વાત ગમે તેટલી કડવી લાગે, મગર શિકાયતનો બોલ ઝુબાન પર ન લાવો.) અને ન તેઓને ઝિણુકી આપો. તેમની સાથે વાતચીત અદબ અને ઇઝઝતથી કરો. તેમની આગળ, પ્રેમ અને માયાની સાથે આજેઝીનું માથું ઝુકાવેલું રાખો. તેમના હકમાં હમેશા દુઆ કરો કે અય મારા પરવરદિગાર! જેવી રીતે તેમણે મને બચપનમાં પાળી પોષીને મોટો કીધો તેવીજ રીતે તું પણ તેઓ ઉપર રહેમ કર!"

મા-બાપની ખિદમત અને ઇતાઅતની આઝમાઈશનો અસલી વખત તેમના ઘડપણનો ઝમાનો છે, કેમકે ઘડપણની કમઝોરીઓ તેમને બીજાઓની ખિદમતના મોહતાજ બનાવી દે છે. અને અવલાદ પોતાની જુવાનીની ઉમંગો અને એશ આરામમાં એટલી મસ્ત હોય છે કે તેને પોતાના ઘરડાં મા-બાપની સેવા કરવાનો બહુ ઓછો ખ્યાલ રહે છે.

ઇન્સાનની લાચારીના બેજ ઝમાના હોય છે. એક બચપણ અને બીજો ઘડપણ. બચપણમાં મા-બાપે ખિદમત કીધી હતી, ઘડપણમાં અવલાદે કરવી જોઈએ.



# હુઝૂર (સલ.)ની થોડીક વસીય્યતો

બહુ હસવાથી બચો, કેમકે બહુ હસવાથી દિલ મરી જાય છે અને ચેહરાનું નૂર ઉતરી જાય છે. હક વાત જાહેર કરવાથી બિલકુલ ન ડરો, ભલે લોકોને કડવી લાગે. વધુ ચુપ રહેવાને લાઝિમ પકડો, કેમકે એનાથી શયતાન નાસે છે અને દીની કામમાં મદદ મળે છે. ખુદાવંદ તઆલાથી ડરતા રહો, એ ઉત્તમ પરહેઝગારી છે. ફકીરો અને મોહતાજોને પ્યાર કરો, તેઓની મજલિસમાં ખુશીથી ભાગ લો. પોતાથી નીચેના મરતબાવાળાઓને જો, પોતાથી ઉંચા મરતબાવાળાઓને ન જો. પાક કુર્આનની તિલાવત અને ઝિક્રમાં લાગેલો રહે, કેમકે એ વાતો તારા માટે ઝમીનમાં નૂર બનશે અને આસમાનમાં ઝિક્રે ખયરનું કારણ બનશે.

# માં કા મરતબા

[ અઝ :— મુહતરમા રઝિય્યહ બેગમ "રાહત" ]

હક માં સે ઝિયાદહ નહીં દુન્યા મેં કિસી કા,
જો કાબિલે-ઈઝઝત હય, વોહ રુત્બા હય ઈસી કા.
સીંચા હય ઈસી માંને તુમ્હેં ખુને જિગર સે,
પરવાના ચઢે ઈસ કી દુઆઓં કી અસર સે.

નીંદ અપની ઈસી માંને તુમ્હારે લિયે ખોઈ,
ગુઝરી હંય વોહ રાતેં ભી કે દમભર નહીં સોઈ.
ઈસ માંને તુમ્હેં જાન કે આરામ દિયા હય,
ઓર લોરિયોં સે નીંદ કા પયગામ દિયા હય.

અરમાન સે, ખાહિશ સે, તમન્નાઓં સે પાલા,
હય કોન ભલા, માં કી તરહ ચાહને વાલા ?
સાયા હય જહાં માં કા, વહાં હક કા કરમ હય,
ઈસ બીબી કે કદમોં કે તલે બાગે ઈરમ હય.

રાઝી હય અગર માં, તો ખુદા શાદ રહેગા,
લો ઉસકી દુઆએં તો ઘર આબાદ રહેગા.
હો જાએ કિસી બાત સે માં ગર કભી બરહમ,
આદાબ સે આગે, સરે તસ્લીમ કરો ખમ.

—રઝિય્યહ બેગમ "રાહત"



# જીવન-કિતાબનું બીજું પ્રકરણ

અય મારા મઅબૂદ! હું કેવી રીતે તારો શુક્ર અદા કરૂં? તું દરેક અવરતને મારા જેવી ખુશ નસીબ બનાવ.

આજે ફખ્ર અને આનંદથી મારૂં દિલ ખીલી ઉઠયું. એમના પ્યારા હાથોથી મુહબ્બતની બારમી મુસર્રતભરી મનઝિલની માળા પહેરી. ખુશાલીના આવેગથી મારી આંખો છલકાઈ ઉઠી. અને રબ્બુલ્ ઇઝઝતની બારગાહમાં એહસાનોનો સિજદો અદા કર્યો

આજે શાદીની બારમી વરસગાંઠ ઉજવી. તમામ ઝેવરો અને ઉમદા પોશાકોમાં સજ્જ થઈ પ્રાણનાથની રૂબરૂ હાઝર થઈ. તેમણે હર્ષભેર ઉઠીને ગળે વળગાડી અને એક સુંદર હાર પહેરાવીને કહેવા લાગ્યા: "ખુશ રહો બેગમ! મારી ખુશાલીની હદ નથી. જ્યારથી તમે મારી ઝિન્દગીની સાથી બની છો, મારૂં ભાગ્ય પલટાઈ ગયું છે અને હું દુન્યાનો એક સુખી માણસ બની ગયો છું!"

મને થયું કે તેઓ મારા જ વિચારો દર્શાવી રહયા છે. હું દિલમાંને દિલમાંજ એ ખુશીનો લ્હાવો લુંટવા લાગી. લોકો કહે છે કે એમના ઉપર જાદૂ કરી દીધો છે, પણ કોણે કોના ઉપર જાદૂ કરી દીધો એ ભેદ આજ સુધી ખુલ્યો નથી.

અય મારા મઅબૂદ! તું આલિમુલ-ગયબ છે. હું તારી રહમતના ભરોસે બેઠેલી છું. તું મને આ દુન્યાની સામે શરમીંદી ન બનાવજે.

મારી પ્યારી બહેનો! તમે અગર ચાહો તો એક જંગલી શવહરને પણ આસાનીથી પોતાનો તાબેદાર બનાવી શકો છો. અવરતોમાં એક એવી મોહિનીભરી તાકત છે કે જેના પ્રતાપે તે પોતાના ધણીને પોતાના ઈશારા પર ચલાવી શકે છે. જે અવરત ધણીને ખુશ રાખી શકે તે હમેશા એક આદર્શ જીવન જીવી જાય છે.

મારૂં માનવું છે કે મુહબ્બત જ જીવન છે. મુહબ્બતથી જ ધણીને જીતી શકાય છે. મુહબ્બતથી જ ખુદા મળે છે. જે દિલ મુહબ્બતથી ખાલી છે, તે વેરાન ખંડેર જેવું છે, સુકા મયદાન જેવું છે. શાઈરે ખરૂં જ કહયું છે:—

ઝિન્દગી હય એક રાત, પ્યાર ઉસમેં હય ચિરાગ,
યેહ ચિરાગ જબ તલક જલ સકે જલાએ જા!

—: બેગમ તસવ્વુર અલી કલકત્તાવાલી :—

# કુર્આની આયતોની રવશનીમાં

( અઝ :–નૈયર બાનુ નરગિસ સલીમ )

"અને જેણે અલ્લાહને પુરી રીતે પોતાને હવાલે કરી દીધો અને અમલી રીતે વફાદાર રહયો અને તે અલ્લાહનો ફિદાકાર બની ગયો તો તેણે મઝબૂત રસીને પકડી લીધી એટલે તેણે બળવાન સહારો મેળવી લીધો. અને દરેક કામનો અંદાઝ તો અલ્લાહનાજ તરફથી છે. (એથી વિરૂધ્ધ) જેણે વારંવાર તબ્લીગ છતાં કુફ્રની ચાલ ઈખ્તેયાર કરી તો (હે નબી!) તેના કુફ્રની વલણ તમને રંજીદા ન બનાવે! એ બધાને અમારી સામે આવવાનું છે. ફરી અમે તેઓને સારી રીતે જતાવી દઈશું જે કંઈ તેઓએ કર્યું. બેશક, અલ્લાહ દિલોની વાતને સારી પેઠે જાણે છે. અમે તેઓને થોડા દિવસ મઝા ઉડાવવનો મોકો આપી રહયા છીએ. (અગર તેઓએ સીધો રસ્તો ગ્રહણ નહિં કર્યો) તો ફરી અમો તેઓને મજબૂર કરીને સખ્ત અઝાબ તરફ ખેંચી લાવીશું." (સુરએ લુકમાન : આયત ૨૨ થી ૨૪ સુધી)

## સ્પષ્ટીકરણ

દુન્યામાં સામાન્ય રીતે જોવામાં આવે છે કે જે લોકો અલ્લાહના હુકમો પર ચાલે છે, તેઓ તો સખતથી સખત મુસીબતો અને દુખોમાં સપડાયલા રહે છે, તેઓને ખાવા પીવા, રહેવા સહેવા વગેરેમાં દરેક તરહની તકલીફ થાય છે; પરંતુ જે લોકો અલ્લાહના હુકમોની પરવા નથી કરતા, જાઈઝ ના જાઈઝમાં ફરક નથી કરતા અને હલાલ હરામ બધું સમેટતા રહે છે તેઓ એશ આરામની ઝિન્દગી બસર કરે છે અને ખુબ મોજ મઝાથી રહે છે. મોટા મોટા માણસોની આંખમાં એ વાત ખટકે છે અને તેઓ એ વિષે ટીકા કરતા રહે છે.

હુઝૂર રસૂલે કરીમે (સલ. જ્યારે મકકામાં લોકોની સામે અલ્લાહની નિઅમતોનું બયાન કરીને ફરમાવ્યું કે જે અલ્લાહે તમારા ઉપર આ એહસાનો કર્યાં છે, તેનો હુકમ માનો અને તેની મરઝી પ્રમાણે ઝિન્દગી ગુઝારો. ત્યારે મકકાના માલદારો અને શેઠીયાઓએ એજ સવાલ કર્યો કે અગર તમે અને તમારા સાથીઓ હક પર છો તો તેમની ઝિન્દગી તકલીફ અને તાણમાં કેમ બસર થાય છે? એવું લાગે છે કે અલ્લાહ તમારાથી નારાઝ છે, તેથીજ તેણે તમને ભૂખની તકલીફમાં નાખેલા છે અને ઈઝઝત તથા દવલત જેવી વસ્તુઓ પણ તમારી પાસે નથી!

મુસલમાન લોકોની આ ટીકા સાંભળતાં તો તેઓને અપાર રંજ થતો. આવી હાલતમાં અલ્લાહ તઆલા ઉપલી આયતો દ્વારા મુસલમાનોને તસલ્લી આપે છે અને નાફરમાનોને તેઓના અંજામથી ડરાવે છે. ફરમાવે છે કે જેણે પોતાને અલ્લાહને હવાલે કરી દીધો અલ્લાહની મરઝી આગળ પોતાની મરઝીને છોડી દીધી અને અલ્લાહના હુકમ પર ચાલતો રહયો, તેણે મના કરેલી વ તોથી દૂર રહયો, દરેક તરહની મુસીબતો ઝીલી, આઝમાઈશોમાં સબ્ર કરીને દ્રઢ રહયો, કોઈ લાલચ અને કોઈ તાકત તેને અલ્લાહના રસ્તા પરથી ડગમગાવી ન શકી, તો એવા માણસને સાચેસાચ બહુ મોટો સહારો મળી ગયો. અને હકીકત પણ છે કે અલ્લાહ વિના બીજો કોઈ સહારો પણ નથી.

એથી વિરૂધ્ધ જેની સામે હક વાત ખુલ્લી રીતે બયાન કરવામાં આવી અને તેણે હકથી મોઢું ફેરવી લીધું, અલ્લાહની નાફરમાની કરતો રહયો, રસૂલને જૂઠલાવતો રહયો અને અલ્લાહ તથા તેના રસૂલને માનનારાઓને સતાવ્યા, તો અલ્લાહ તઆલા સમજાવી રહયો છે કે, અય પ્યારા રસૂલ ! જે લોકો પોતાના રબની નિઅમતોનો શુક્ર નથી કરતા, બલ્કે મરઝીમાં આવે તેમ કરતા રહે છે અને અલ્લાહના શુક્ર ગુઝાર બંદાઓને સતાવતા રહે છે, તો તમે તેઓની વાતોથી જરા પણ ગમગીન ન થજો. અને મુસલમાન લોકો પણ એવો વિચાર ન કરે કે જે લોકો અલ્લાહના હુકમ માને છે, તેઓ તો તકલીફની ઝિન્દગી ગુઝારે છે અને નાફરમાન માણસો મોજ મઝા ઉડાવે છે !

અલ્લાહ તઆલા બતાવે છે કે, આ દુન્યા બદલો આપવાની જગ્યા નથી; બલ્કે આ દુન્યા તો અમલનું મયદાન છે. અહિં જેને માલ દવલત આપવામાં આવ્યાં છે, એ ખરી રીતે તેઓની કસોટી થઈ રહી છે. બદલાનો દિવસ તો આખિરતનો દિવસ છે, ત્યાં દૂધનું દૂધ અને પાણીનું પાણી અલગ અલગ થઈ જશે. ત્યાં અલ્લાહ દરેકને બતાવી દેશે કે હક શું છે અને બાતિલ શું છે. અને તે દુન્યાની ચંદ રોઝા ઝિન્દગીમાં શું શું કરીને આવ્યો છે, શું શું કમાઈને લાવ્યો છે ?

નાશુકરા અને નાફરમાન લોકો થોડા દિવસ મોજ મઝા કરી લે. આંખ બંધ થવા બાદ તેઓને પકડી પકડીને જહન્નમમાં ઝોંકી દેવામાં આવશે. ત્યાં ન આ દુન્યાનો માલ બચાવી શકશે, ન કોઈ યાર મદદગાર કામે લાગશે.

***

# "એ તો શિકારી અવરત છે !"

હું નંબર ૧૩ની બસના ઈન્તેઝારમાં લાલ કોઠીના સ્ટેન્ડ પાસે ઉભેલી હતી.

એક નવજવાન સિગારેટના ધુમાડા કાઢતો, એક ખૂબસુરત છોકરી સાથે વાતો કરતો આવ્યો.

પ્રથમ બંને એક લાઈનમાં ઉભા થઈ ગયા.

પછી થોડી વાર બાદ ત્યાંથી રસ્તાને એક ખૂણે જઈને ઉભા થઈ ગયા. અને આપસમાં કંઈ છાની વાતો કરવા લાગ્યા.

નવજવાને સડક પર ઉભેલી એક જવાન ભિખારણ તરફ ઈશારો કરીને કહ્યું:

"એ એક બદમાશ અવરત છે, હર વખત ગ્રાહકોની તાકમાં રહે છે."

ખુબસુરત છોકરી મુસ્કુરાવા લાગી.

પછી બોલી :

"ઓહ! ત્યારે એમ કહોને કે એ 'શિકારી અવરત" છે!"

નવજવાન બોલ્યો :

"ના, એ એકલી નથી, અહિં જેટલી અવરતોએ અડડો જમાવેલો છે, એ બધીના એજ ધંધા છે!"

થોડીવારમાં બસ આવી લાગી. અમે બધાં બસમાં બેસી ગયાં.

કંપની બાગના સ્ટોપ પાસે ઉતરીને હું બાજી તરફ જવા લાગી.

પેલી ખૂબસુરત છોકરી પોતાના યારને કહી રહી હતી ;

'જુઓ, હવે તમે તરત છુટા થઈ જાવ. અગર કોઈ જોઈ લેશે તો મુસીબત આવી જશે !"

લેખિકા : મિસ શવકત શાહીન (લાલગંજ)



# ઈદીની હકદાર કોણ?

લેખિકા: સુગરા બીબી હુમાયું મીરઝા [ હયદરાબાદ—દક્કન ]

સઈદની માએ પોતાની બેટી રશીદાને કહયું: તેં ઈદ મુબારકના કાર્ડ મંગાવી લીધા, કુરબાની માટે બકરા પણ ખરીદી લીધા, બચ્ચાંઓ માટે નવા નવા કપડાં અને જોડા લીધા. હવે મને પુછે છે કે ઈદી શું મળશે? વારૂ, પહેલાં મને બતાવ કે તેં આ વરસે શું શું કામો કીધાં. આખા વરસનો રિપોર્ટ સાંભળવા બાદ હું વિચારીશ કે તને ઈદી શું આપવી?

રશીદા:— અમ્માં જાન! મેં આખા વરસમાં શું શું કીધું તે આપથી છુપું નથી. ગયે વરસે મને એક બેટી હતી, હવે ખુદાના ફઝલથી બે બેટીઓ છે, ગયે વરસે એક ગેલ અને એક નોકર હતો, આ વરસે બે ગેલો અને બે નોકરો છે. મોટી છોકરીના દૂધ છોડાવવાની રસમમાં આખા કુટુમ્બ કબીલા, સગાં વહાલાં અને ઓળખીતાંઓની દઅવત કીધી બે દિવસ સુધી ખાનપાનની મેહફિલ ચાલુ રહી. જલ્સા થયા નાચગાન અને કવ્વાલીની મજલિસ ગરમ રહી અને ખૂબ દિલ ખોલીને પૈસા વાપર્યા. ગયા વરસે સાસુ સસરા સાથે ભેગી રહી આ વરસે પોતાના જુદા ઘરમાં રહું છું. એ ઘરનું કિરાયું પચાસ રૂપીયા માહવાર છે. આપના જમાઇનો પગાર ગયે વરસે પાંચસો રૂપીઆ હતો, હવે છસો છે ગયે વરસે બે હઝારની ઉધારી હતી, આ વરસે એ મનહુસ ઉધારી વ્યાજ સાથે ચાર હજારથી ઉપર છે."

સઈદની મા:—"શાબાશ બેટી! તેં બહુ સારી રીતે વરસ ગુજાર્યું. અલ્લાહે અવલાદ આપી, ખુદાનાં શુકર બજાવી લાવો. દઅવતો કીધી, જલ્સા કીધા, કવ્વાલીઓ ગોઠવી ખુદા મુબારક કરે, પણ હા, ઉધારીનો આ દુમછલ્લો કેવો? વારૂ, મારા સઈદ બેટાની દુલ્હનને બોલાવ તેણે આખા વરસમાં શું કીધું તે પણ જાણીએ.

સઈદની દુલ્હન:—"અમ્માંજાન! મારી ડાયરી હાજર છે. (જઈને ડાયરી લાવે છે) એમાં કામની બધી વાતો મેં લખી લીધી છે, આપ વાંચી લે',

સઈદની મા:—બેટી રશીદા! આવ, તું પણ જરા ભોજાઈની ડાયરી સાંભળ.

"આ વરસે મેં રમઝાન મુબારકના આખે પુરા રોઝા રાખ્યા. બીમારીના લીધે જે રોઝા છુટી ગયા, શવ્વાલમાં તેની કઝા પણ રાખી લીધી. અલ્લાહની મહેરબાનીથી મે એક વખતની નમાઝ પણ જાણી જોઈને જવા દીધી નહીં. કુદરતી લાચારીને લીધે જે નમાઝો કઝા થઈ તે પણ અદા કરી લીધી. મારા ઉપર યા મારા ખાવિન્દના ઉપર અલ્લાહની મેહરબાનીથી કોઈનું કરઝ નથી. ગયા વરસે મારી પાસે ચારસો રૂપીયા હતા, જે મેં ઘરના ખરચમાંથી કરકસર કરીને જમા કીધા. આ વરસે મેં પાંચ સો રૂપીયા કરકસરથી જમા કીધા. કુલ નવસો રૂપીયા થયા. એ પૈસા મેં મારા બેટાના નામે બેન્કમાં ડિપોઝિટ કરી દીધા છે. અલ્લાહનો શુક્ર છે કે મારી જાતથી કોઈને તકલીફ નથી પહોંચી. મેં કોઈ એવું કામ નહીં કીધું, જેથી મારી સાસુ યા સસરા નારાઝ થાય. મારા ખાવિન્દને પણ મેં રાઝી રાખ્યા છે. બહુજ હસી ખુશીની સાથે આખું વરસ પસાર થયું. પિયર અને સાસરીના બધાં સગાં મારાથી ખુશ રહ્યા. પોતાના પૈસામાંથી થોડી રકમ આપીને તથા કપડાં બનાવીને એક નાદાર છોકરીની શાદી કરાવી દીધી. એ નેકીથી મારા દિલને ઘણી ખુશી થઈ. મેં એક લાવારિસ મૈયિતના દફન-કફન માટે પણ પૈસા આપ્યા. છ વરસની નજમાને સ્કુલમાં દાખલ કીધી. મદ્રસે પઢવા મોકલી અને એ ખુશાલીમાં બે યતીમ છોકરીઓને દસ દસ રૂપિઆનો વઝીફો ભણવા પઢવા માટે મુકર્રર કર્યો. મારી સાસરીમાં ઘરનો ખરચ ઘણો વધી ગયો હતો અને કરઝ લેવાનો વખત પણ આવતો હતો, પરંતુ જ્યારથી ઘરનો કારભાર મારા હાથમાં આવ્યો, હવે દર મહીને થોડી થોડી રકમ બચવા લાગી છે અને અલ્લાહના ફઝલથી બરકત પણ સારી થાય છે. અનાજ વગેરે હું પોતે મંગાવું છું અને કીચીનમાં મારી જાતી દેખરેખ રહે છે. મારા પોતામાં કંઈ ખાસ ખૂબી નથી, બધું અલ્લાહની મહેરબાનીથી થાય છે અને તે માટે હું અલ્લાહનો શુકરાનો અદા કરૂં છું.

દિલ દે તો ઈસ મિઝાજ કા પરવરદિગાર દે,
જો રંજ કી ઘળી ભી હંસી મેં ગુઝાર દે !

જ્યારે દુલહને પોતાની ડાયરી ખતમ કીધી તો સઈદની માએ પોતાની દીકરી રશીદાને કહ્યું : બેટી ! જોયું તારી ભોજાઈએ આ વરસ કેવી રીતે પસાર કીધું. ખરી રીતે ઇદીને લાયક એ છે, નહીં કે તું. ખુદા દરેક છોકરીને નેક તવફીક અતા કરે. આમીન !



# સાસરે જતી દીકરીને માતાની શિખામણ

( મોકલનાર :–બેગમ ફાતિમા બાઈ હાજી મુહંમદ તગારી )

લાડલી બેટી ! ઓ મારા ઘર તણા રોશન ચિરાગ !
તારા દમથી મારૂં દિલ રહેતું હતું નિત બાગ બાગ !
તું હતી તો મારે મન દુનિયા મહીં નેઅમત હતી !
તું હતી તો ઘરમાં મુજ અલ્લાહની રહમત હતી !
આજથી એક નવ જિવનમાં તુજ કદમ મંડાય છે !
આજથી મારી માટીને તું પરાઈ થાય છે !
દિલ નથી ચાહતું કે નઝરોથી તું મારી દૂર થાય !
પણ કરૂં શું, કાયદો કુદરત તણો નવ ફેરવાય !
સાસરીમાં સર્વને રાજી સદા તું રાખજે !
નાનાં મોટાં પર મુહબ્બત એકધારી રાખજે !
તું પતિ–સેવા કરીને વિશ્વમાં પાવન થજે !
પાક નિર્મળ ઝિંદગી દુનિયા મહીં જીવી જજે !
ઝખ્મ તારા દિલ તણા નવ કોઈને બતલાવજે !
ભેદ તારા ઘર તણો નવ કોઈને સંભળાવજે !
પારકી પંચાતમાં તું કોઈ દી' પડતી નહિ !
આળસુ સાથે કદી પણ કોઈ દી' ભળતી નહિ !
આશા રાખે તો ફક્ત એક જ ખુદાની રાખજે !
એક આદત ઝિંદગીમાં તું દુઆની રાખજે !
આઈશા સીદીકાના પંથે જિવનમાં ચાલજે !
ફાતિમા ઝુહરાનું જિવન ધ્યાનમાં નિત રાખજે !
શીખ માતાની જિવન ભર ધ્યાનમાં તું રાખજે !
પ્રેમની ભરપૂર વાતો ભાનમાં તું રાખજે !
લે, ખુદા હાફિઝ ! સદા સુખી રહે હર્ષિત રહે !
તારૂં મન તારૂં જીવન દુનિયામાં પ્રફુલ્લિત રહે !

રચનાર :–જનાબ "અશરફ" (વહાલુ)

❋❋❋❋❋❋❋❋❋❋❋❋❋❋❋❋

# મારી દર્દભરી કહાણી

[ લેખિકા : એક ગુમનામ **મુસ્લિમ ખાતૂન** (પાકિસ્તાન) ]

**મને** આપ ગુમનામ સમજી લો. હું સી. પી.ના એક નાનકડા ગામની રહેનારી છું. મારા બાપે પોતાની જાત મહેનતથી ખેતીવાડીમાં એટલી તરક્કી કીધી કે તેઓ ગામના ચોધરી બની ગયા અને સરકારમાં સારી જેવી રકમ મહેસુલમાં ભરવા લાગ્યા. મામુલી પઢેલા ભણેલા હતા, કોર્ટ કચેરીના કાયદા કાનૂનોમાં નિષ્ણાત હતા નમાઝ રોઝાના પાબંદ હતા, રોબદાબ અને શાનથી રહેતા હતા, રાજ દરબારમાં માનપાન ધરાવતા હતા. મારી મા સાથે હજજે બયતુલ્લાહથી ફારિગ થઈ ને આવવા બાદ શહેરમાં ઘર બાંધીને રહેવા લાગ્યા. હું એજ ઘરાનામાં પેદા થઈ. અમારા ખાનદાનમાં છોકરીઓને પઢાવવાનું એબ સમજવામાં આવતું. મગર ખુદા જાણે કેવી રીતે શહેરની અંજુમને ઈસ્લામીયા સ્કૂલમાં મને ચોથી કલાસ સુધી તઅલીમ હાસિલ કરવાનો મોકો મળી ગયો. તે પછી મને ઉઠાડી લેવામાં આવી. જ્યારે મેં ઝિન્દગીના સોલમા વરસમાં કદમ મુકયો તો મારી શાદી માટે મોટા મોટા માલદારોના છોકરાએ તરફથી પયગામ આવવા લાગ્યા, પરંતુ મારા નસીબમાં કંઈ જુદું જ લખ્યું હતું. મારા એક વ્યાજખાઉ કાકા હતા, ખૂબ રૂપિયા પૈસા અને માલ મિલકત છોડીને મરી ગયા. મોટા છોકરાએ ધીરે ધીરે તમામ મિલકત પર કબજો જમાવી લીધો અને નાના ભાઈ ને મિલકતમાંથી નજીવો ભાગ આપી અલગ કરી દીધો. તે મોટા ભાઈના વર્તાવથી તંગ આવી ગયો અને કંટાળીને અમારે ઘેર ચાલ્યો આવ્યો. મારા બાપે તેની કફોડી હાલત પર દયા ખાઈ ને પોતાના ઘરમાં આસરો આપી દીધો. નહીં જેવું જ ભણેલો હતો. રંગ સામળો હતો. નાક નકશો સારો હતો. ભોલી ભાલી તબીઅતનો હતો. મારા વાલિદ તો તેનાથી નહીં અંજાયા પણ મારી મા તેની સાદાઈ અને ભોલાપણાથી અંજાઈ ગઈ. હું સ્વભાવની જરા તીખી હતી. દુબળી પાતળી હવામાં ઉડનારી, લાડ પ્યારમાં ઉછરેલી. મારી માએ વિચાર્યું કે કોઈ માલદારના છોકરા સાથે મારો નિભાવ મુશકિલથી થશે, જેથી પોતાના ભોલા ભાલા ભત્રીજા સાથે મારી શાદી કરાવી દીધી તેમનો એવો ખ્યાલ કે ઘરનો છોકરો છે, રોબદાબમાં રહેશે. પ્રથમ અબ્બાજાન રાજી ન હતા, પણ બાદમાં રાજી થઈ ગયા. મારા બાપે હઝારો રૂપીયાના ઝેવર અને બીજો માલ જહેઝમાં આપ્યો. હું મારા સરતાજનું નામ જાહેર કરવા

નથી ચાહતી. પાકિસ્તાનમાં આવવા બાદ એના દોસ્તો એને ભુન્નેખાન કહેવા લાગ્યા હતા. હું પણ એજ નામથી એમનો ઝિક્ર ખેર કરીશ.

ભુન્નેખાનનું પોતાનું કોઈ ઘર ન હતું., શાદી બાદ તેઓ મને પોતાના મોટા ભાઈને ઘેર લઈ ગયા અને પોતે તેનીજ રોટીઓ પર જીવવા લાગ્યા. હવે શાદી બાદ મારા મા–બાપની આંખ ઉઘડી. પણ પસ્તાવું હવે બેકાર હતુ. હું ભુન્નેખાનના મોટા ભાઈના ઘરમાં નોકરડી તરીકે રહેતી હતી. એકલી જાતે દસ બાર મર્દો અને અવરતોનું ખાવું પકાવતી હતી. અને જ્યારે દિનભરના કામથી થાકીને મોડી રાતે પોતાના રૂમમાં જતી તો મિયાંજી સાહેબના ઇન્તેઝારમાં આખી રાત તારા ગણ્યા કરતી; કેમકે મિયાંજી સાહેબ જેમને ઘરના નોકરો "પટેલ" કહેતા હતા, બહુ રંગીલી તબીઅતના માણસ હતા. ઘણું કરીને આખી રાત ઘરથી બહાર ખેતરોમાં દોસ્ત અહબાબ સાથે ગપસપમાં ગુજારી નાખતા. લોકો તો એમ પણ કહેતા કે તેમને ગાંજો–ચરસ અને તાડીનો પણ શવક છે, પરંતુ ખુદા જાણે કેમ મને એ વાતો પર યકીન ન આવતો. થોડાક દિવસો બાદ મેં પટેલ સાહેબ ઉર્ફે ભુન્ને ખાનને કહયું : આખર કયાં સુધી બીજાઓની રોટી પર પડયા રહેશો. મોટાભાઇ પાસે પોતાનો હિસ્સો માગો અને પોતે ખેતી કરો.

મહા મુશ્કિલીએ પોતાના મોટાભાઈને વાત કરી તો તેણે થોડીક ઝમીન ખેતી માટે આપી દીધી, જે પર મિયાંજીએ સંતરાની વાડી બનાવી. એ વાડી કેવી રીતે બની અને શી રીતે તેની બરબાદી થઈ, એ એક લાંબી દાસ્તાન છે. બસ એમ સમજી લો કે જે ઝાડ રોપ્યું તે સુકાયું, જે ડાળી બાંધી તુટી પડી. એ બાગની લાલચ દેખાડીને મારા હઝારો રૂપિયાના દાગીના વેચી માર્યા. બાગ તો ન બની શકયો પણ હું લુંટાઈ ગઈ, છતાં હું પોતાના સરતાજને ખુશ રાખવા માગતી હતી. પૈસો તો હાથનો મેલ છે. આજે છે ને કાલે નથી, સરતાજ કયાં મળવાના. સરતાજની ખુશી કયાં મળવાની ! પરંતુ અફસોસ આ વાતનો છે કે આટ આટલું છતાં હું સરતાજને ખુશ ન રાખી શકી.

શાદીના થોડાકજ દિવસો બાદ મારા સરતાજે પોતાની બહેનની મામુલી ફર્યાદ પર મને ખૂબ મારી. જી હા, એમાં તઅજ્જુબની કંઈ વાત નથી. અમારા ખાનદાનમાં અવરતોને મારવું પીટવું એક મામુલી વાત છે, જ્યારે પહેલીવાર ભુન્નાખાને મુજ પર પોતાની પહેલવાની જાહેર કીધી તો હું ઘણી રડી કકળી, મગર સબર આવી ગયો. એક તરફ ગરીબી,

બીજી તરફ દર બીજે વરસે બચ્ચાનો જન્મ થઈ જતો અને મઝાની વાત એ કે જ્યારે હું ભારે પગે હોતી તો મારા સરતાજ મને મા-બાપને ઘેર મોકલી આપતા, કે જેથી સુવાવડના તમામ ખર્ચાઓથી બચી જાય. બચ્ચું પેદા થવાના બે ચાર મહીના બાદ તેઓ મને ફરી લઈ આવતા. દિવસો એમજ પસાર થતા રહયા. અને તેઓ પોતાની આદત મુજબ મને વાત વાત પર આંખો બતાવતા રહયા. એક વખત તો છરીથી મારૂં ગળું કાપવા માટે પણ તૈયાર થઇ ગયા, પરંતુ મારી એક નેક દિલ ભત્રીજીએ મારી જાન બચાવી લીધી. ભુન્નેખાન પર જ્યારે લાનત મલામત થવા લાગી તો તે છુરી ફેંકીને ખાલી ખાલી બેભાન થવાનો ઢોંગ કરી, જમીન પર ગબડી પડયો કે જેથી જોનારાં એમ સમજી લે કે ગાંડપણની હાલતમાં તેનાથી આવું કામ થઈ જવા પામ્યું છે.

મારી ઘણી સમજાવટથી મિયાંજીએ શહેરમાં હોટલ પણ ખોલી, પાનની દુકાન પણ ચલાવી, મગર પોતાની ફુઝુલ ખર્ચી અને લાપરવાહીથી તેના કોઈ કામમાં બરકત ન થઈ. મારાં ઝેવર તો અગાઉથી વેચી માર્યાં હતાં. મારા સરતાજે મારા કીમતી કપડાં અને જહેઝના વાસણો પણ વેચી નાખ્યા, તેમ છતાં મેં કદી પોતાના બાપ આગળ મારપીટ કે કપડાં ઘરેણાં વેચી નાખવાની ફર્યાદ નહીં કીધી. નિકર મારો બાપ એનો બદલો ભુન્નેખાન પાસેથી જરૂર લેતે. હું પોતાના બચ્ચાંઓ સાથે સી. પી.માં મારા શેઠના એક મકાનમાં રહેતી હતી અને ભુન્નેખાન જ્યારે ભુખે મારવાનો વખત આવતો તો અમને છોડીને પોતાના ભાઇને ઘેર ગામમાં ચાલ્યો જતો.

જ્યારે ૧૯૪૭માં હિન્દના ભાગલા પડયા અને પાકિસ્તાન મળ્યું અને સી. પી.માં હિન્દુઓએ મુસલમાનો પર ઝુલ્મો સિતમની ઝડી વરસાવી મુકી તો અમે ત્યાંથી હયદરાબાદ ચાલ્યાં ગયાં. તે વખતે માશા અલ્લાહ મારા બે છોકરા, ત્રણ છોકરીઓ અને એક બચ્ચું હતું. અમારી સાથે અમારા સરતાજ પણ હયદ્રાબાદ આવી ગયા અને ત્યાં અમને નિરાધાર છોડીને ઘેર પાછા ચાલ્યા ગયા. હું પોતાના બચ્ચાંઓ સાથે એક ભાંગેલા તુટેલા કેમ્પમાં રહેતી હતી. રાતના જ્યારે સખત વરસાદ થતો અને તુફાન આવતું તો હું પોતાના બચ્ચાંઓને ગોદમાં દબાવીને આખી રાત ભીંજાતી રહેતી. તઅજ્જુબ આ વાતનો છે કે મારા જેવી કમઝોર અવરત આવી સખત મુસીબતોમાં જીવતી કેવી રીતે રહી જવા પામી. મેં હયદ્રાબાદમાં જે જે મુસીબતો વેઠી તે બયાન કરવા જેવી નથી. પોતાના મોટા દીકરાને સાથે

લેતી અને હયદ્રાબાદ શહેરમાં નોકરીની શોધમાં ઢોર પેઠે રખડયા કરતી. અંતે ખુદાએ મુજ દુખિયારીની ફર્યાદ સાંભળી લીધી. મારી કોશિશો કામે આવી અને નવાબ બહાદુર યારજંગની બેગમની મહેરબાનીથી મને મદ્રસા તહતાનીયાના બોર્ડીંગ હાઉસમાં છોટી ઉસ્તાની તરીકે ઉર્દૂ પઢાવવાની નોકરી મળી ગઈ. ચોથી કલાસ પાસ કીધેલી તે આ વખતે કામમાં આવી ગયું. મારા મોટા દીકરાને પણ એક કારખાનામાં જગ્યા મળી ગઇ હતી, પરંતુ મશીનમાં તેની ત્રણ આંગળીઓ કચડાઈ ગઈ અને તેને કામ છોડી દેવું પડયું.

હું બોર્ડીંગ હાઉસમાં આરામથી રહેવા લાગી, એટલામાં મારા સરતાજ સી. પી. થી આવી ગયા અને તેમને પણ રેલ્વેમાં એક જગ્યાએ નોકરી મળી ગઇ, પરંતુ થોડાકજ દિવસો બાદ તેઓ બીમાર થઇને મારી પાસે બોર્ડીંગ હાઉસમાં આવી ગયા. બચ્ચાનું કામ, પઢાવવાની ખિદમત, સરતાજની ખિદમત, તેમને લઈને દરરોઝ હોસ્પીટલમાં જવું. મામુલી પગારમાં દવાઓ ખરીદવી. મેં એ મામલામાં જે જે મુસીબતોમાં ઉઠાવેલી છે તે મારૂં દિલજ જાણે છે પરંતુ હું ખુશ હતી કે પોતાના સરતાજની ખિદમત અને બચ્ચાંઓની પરવરિશ કરવાને લાયક તો છું. થોડા દિવસો બાદ હયદ્રાબાદમાં "પોલીસ એકશન"ના કારણે બોર્ડીંગ હાઉસ બંધ કરી દેવાની ફરજ પડી. અમે પાછાં ત્યાંથી લાચારીએ સી. પી. ચાલ્યાં ગયાં. એ ઝમાનામાં મારી મોટી દીકરી જવાન થઈ ચુકી હતી. બુન્નેખાનની સલાહથી મારા વતનના એક છોકરા સાથે તેની શાદી કરાવી દીધી. સી. પી.માં આવીને અમે જ્યાં રહેતાં હતાં ત્યાંજ બુન્નેખાનની એક બહેન પણ આવી ગઇ. એનો એક જમાઇ પાકિસ્તાનમાં હતો, છોકરીની ખબર લેનાર કોઈ ન હતું જેથી મારી એજ નણંદની કોશિષથી અમે બધા ખોખરાપારના રસ્તે પાકિસ્તાન ચાલ્યાં ગયાં. પાકિસ્તાન આવવાના થોડાકજ દિવસો પહેલાં મારા સરતાજે પોતાની આદત મુજબ મને ખૂબ મારી હતી અજબ વાત એ જોઈ કે ખોખરાપારના રસ્તે પાકિસ્તાનની જમીન પર પગ મુકતાંજ મારી નણંદ અમારાથી નારાજ થઈને અમારાથી છુટી થઈ ગઇ અને હજી સુધી નારાઝ છે.

અમારા પાકિસ્તાન આવવા પહેલાંજ મારો એક ભત્રીજો, મારો મોટો છોકરો અને મારાં મા-બાપ કરાંચી આવી ગયાં હતાં. જે દિવસે અમે કરાંચી પહોંચ્યા તેના એક દિવસ પહેલાં મારા ભત્રીજાની શાદી થઇ ચુકી હતી. અમે વખતસર પહોંચી ન શકયાં જેનો અમને આખી ઉમર

પસ્તાવો રહી જશે. કરાંચી આવીને અમે ભત્રીજાના ઘરમાં રહેતાં હતાં, અમારૂં કોઇ બીજું ઠેકાણું પણ ન હતું. આ તરફ તે તરફની નાસભાગમાં મારા મોટા દીકરાની સારી તઅલીમ પણ ન થઈ શકી. તે આ વખતે સત્તરમાં વરસમાં હતો અને અંગ્રેજીના નવમા ધોરણમાં ભણતો હતો.

પાકિસ્તાન આવવાની થોડીક મુદત બાદ અમારા એક રિશ્તેદારની કોશિશથી મારા સરતાજને કોઈ ઠેકાદારને ત્યાં સો રૂપીયાની નોકરી મળી ગઈ. તેઓ ત્યાં મુન્શીનું કામ કરતા હતા. અમારી ખુશીનો કોઇ પાર ન હતો, મગર ખુદા જાણે શું વાત હતી કે જ્યારે પણ તેમને નોકરી મળી, કોઈ ન કોઈ બીમારીએ તેમને ઘેરી લીધા. તેઓ હમેશાના બીમારજ રહ્યા. દર મહીને તેમની બીમારીનો ભારે ખરચ આવતો હતો. અમારા બે વિના પાંચ બચ્ચાંઓના ખર્ચ માટે મને મુશ્કેલીથી ચાલીસ પચાસ રૂપીયા મળતા હતા. બાકી ભુન્નેખાનની દવાદારૂ, પાન બીડી, સિગારેટ અને બસના ભાડામાં વપરાઇ જતા હતા. ખુદા મારા ભત્રીજાનું ભલું કરે, તે અમને ઘણી મદદ આપતો હતો. મારા બચ્ચાંઓની ફીઝ તેજ આપતો હતો, ઉપરાંત ઘરનો ખરચ પણ થોડો ઘણો પુરો પાડતો હતો. ખરચ પુરો ન થવાના કારણે મેં મારા સરતાજને કહયું, આખર ક્યાં સુધી ભત્રીજાના મોહતાજ રહીશું અગર તમે રજા આપો તો હું પણ કોઈ સ્કુલમાં નોકરીની કોશિષ કરૂં. તેમણે બહુ ખુશીથી મને રજા આપી દીધી. મારા ભત્રીજાનો ખ્યાલ હતો કે હું ન મેટ્રીક પાસ છું, ન કેળવાયલી ઉસ્તાની છું, અંગ્રેજી પણ નથી જાણતી, જેથી નોકરી મળવી મુશકિલ છે, પરંતુ હું હિમ્મત ન હારી. અમારા મકાનની સામે એક ડોસા બાબુજી રહેતા હતા. જે કોઈ સરકારી ખાતામાં ઉંચી નોકરી પર હતા. અવરતોનો આપસમાં મેળ મિલાપ હતો. તેમના ઘરવાળાં અમારે ત્યાં અને અમે તેમને ત્યાં આવજા કર્યા કરતાં. મેં મારા સરતાજને કહયું કે તમે બાબુજીને મળીને મારી નોકરી વિષે ભલામણ કરો, મગર તેમણે કહયું કે તું પોતે તેમની છોકરીઓ પાસે ભલામણ કરાવ. એજ દિવસોમાં બાબુજી સરકારી કામ માટે દવરા પર બહારગામ જવાના હતા. ઘરમાં તેમની બે છોકરીઓ રહી ગઈ. તેઓની દેખભાલ માટે બાબુજીએ મારી માને વિનતિ કરી કે તમે મારી ગેરહાઝરીમાં રાતના મારે ઘેર જઈને સુયા કરજો. મારી વાલિદા એએક દિવસ બાબુજીના ઘેર જઈને સુતી પણ પછી મને ત્યાં સુવા માટે કહેવડાવ્યું. મારા સરતાજે પણ મને એની ભારપુર્વક તાકીદ કરી. જ્યારે બાબુજી દવરા પરથી વાપસ આવ્યા અને તેમને જાણ થઇ કે હું તેમની

ગેર હાજરીમાં તેમની છોકરીઓનો બેહદ ખ્યાલ રાખતી હતી અને તેમને ઘેર જઈને સુતી હતી તો તેમના દિલ પર મારી આ ખિદમતની બહુ સારી છાપ પડી. પછી જ્યારે મેં મારી નોકરી વિષે વાત કરી તો તેમણે ઘણી કોશિષ કીધી અને મને એક સ્કૂલમાં મામુલી પગારની નોકરી મેળવી આપી. મારા ભત્રીજા અને મારા અબ્બા સાથે બાબુજીની જુની ઓળખાણ હતી, મગર હવે મારા સરતાજ પણ બાબુજીથી બહુ ખુશ થઈ ગયા. અને દરરોજ સાંજે કામથી પરવારી ઘેર આવતા તો બાબુજીને મળવા જરૂર જતા, અને મને પણ પોતાની સાથે લઈ જતા. તેમણે બાબુજી સામે મને બિલકુલ પરદો ન કરવા દીધો. એમ પણ મારો પરદો પાકિસ્તાન આવવા બાદ નામનો રહી ગયો હતો, કેમકે ગરીબીને કારણે મારા સરતાજ મારા માટે બુરકો ન સીવડાવી શકય. હું બાબુજીને ભાઈ સાહેબ અને તેઓ મને બહેન કહેવ લાગ્યા. બહેન બનાવવા બાદ બાબુજીએ અમારી સાથે પારકાપણા જેવું કશું રાખ્યું નહીં. જ્યારે ઘરમાં ખર્ચાની જરૂરત પડતી તો મારા સરતાજ કહેતા : જાવ પોતાના ભાઈ પાસેથી કરજ માગી લાવો! હું કરજ માગવાથી બહુ ગભરાતી હતી, મગર સરતાજના હુકમથી લાચાર હતી. ન માલૂમ કેટલી વેળા મારે ભાઈ સાહેબ આગળ હાથ લાંબો કરવો પડયો, પરંતુ મારા ખાવિન્દે કરજ ચુકવવાની કદી ફિકર ન કરી.

હું અંગ્રેઝી સ્કુલમાં ઉસ્તાની તો બની હતી, મગર અંગ્રેઝી જાણતી ન હતી. મારા બાપ અને ખાવિન્દના મશ્વરાથી હું ભાઈ સાહેબ પાસે અંગ્રેઝી શીખવા લાગી અને તેમની કોશિશનો નતીજો એ નીકળ્યો કે થોડીક મુદ્દત બાદ હું બાળકીઓને પ્રાથમિક ક્લાસમાં અંગ્રેઝી ભણાવવા લાગી. પરંતુ મારી આ તરક્કી ખુદા જાણે મારા સરતાજને કેમ પસંદ ન પડી. એજ ઝમાનામાં મારો ભત્રીજો, કોઈ ઉચ્ચ ઓહદા પર બદલી થતાં, કરાંચીથી બહાર ચાલ્યો ગયો અને અમારે સરકારી મકાન ખાલી કરવું પડયું. હવે અમે ક્યાં જઈએ ? કોઈ ઠેકાણું ન હતું. મારો એક છોકરો નવમી ક્લાસમાં, બીજો છોકરો છઠ્ઠીમાં અને એક છોકરી પાંચમીમાં હતી. પરિક્ષાનો ઝમાનો નજદીક હતો. મેં મુન્નેખાનને કહયું : તરત કોઇ જગ્યાએ ઘરનો બંદોબસ્ત કરો, મગર તેણે ચોકખો ઈન્કાર કરી દીધો. જ્યારે મર્દ થઈને તે ઘર શોધી શકતા ન હતા તો હું ગરીબ અવરત શું કરી શકતી હતી? છેવટે ભાઇ સાહેબ આગળ વાત કરી કે બચ્ચાંઓની પરિક્ષા થાય ત્યાં સુધી અમને પોતાના ઘરમાં એક રૂમ આપો. તો ફરિશ્તા જેવી આદતવાળા ભાઈએ અમને

પોતાના ઘરમાં એક રૂમ આપી દીધો. પરંતુ જ્યારે અમે તેમના ઘરમાં રહેવા ગયાં તો ખુદા જાણે મારા સરતાજને ગુસ્સો કેમ આવી ગયો. પોતેજ તો ભાઇ સાહેબના ઘરમાં રહેવા તૈયાર થયા અને હવે મારી સાથે વાત વાતમાં ઝગડો કરવા લાગ્યા. એક દિવસ મેં બહુજ આજેઝીની સાથે મારા સરતાજને તેમની નકામી નારાઝીનું કારણ પુછ્યું, મગર તેઓ સાફ જવાબ આપી ન શકયા. હું તેમની વાતોથી એટલું જરૂર સમજી ગઈ કે તેઓ ભાઈ બહેનનો મેળાપ પસંદ નથી કરતા. અવરત પોતાના ધણીનો દરેક ઝુલ્મ સહન કરી શકે છે, મગર બદગુમાની સહન કરી શકતી નથી. હું ૭ બાળકોની મા હતી, મોટી દીકરીની શાદી થઈ ચુકી હતી, અને તે અવલાદવાળી હતી મારો મોટો છોકરો અઢાર વરસનો હતો. હું જવાનીની મંઝિલો વટાવી ચુકી હતી. મારો મોંઓલો ભાઇ ઘરડો હતો, તેમ છતાં બદગુમાની એમના દિલમાંથી નીકળી ન શકી. એજ ઝમાનામાં મારા સરતાજની નોકરી પણ જતી રહી, અને તેઓ અસલી યા નકલી બીમાર રહેવા લાગ્યા. બચ્ચાંઓના ભરણ પોષણ અને સ્કૂલ વગેરેની ફીઝ સાથે તેમને કંઈ લાગતું વળગતું ન હતું. મને છેક નજીવો પગાર મળતો હતો, માંડ માંડ પુરૂં થતું હતું.

એક દિવસ જ્યારે હું સ્કૂલે ગઈ હતી તો તેમણે મારી પેટી ખોલીને તેમાંથી ત્રીસ રૂપીયા જે મેં થોડા થોડા કરીને મહા મુસીબતે જમા કર્યા હતા, કાઢી લીધા. જ્યારે હું સ્કૂલેથી ઘેર આવી અને ખબર પડી તો મારા દિલને ઘણો સદમો થયો. મેં પુછ્યું, મારી પેટીમાંથી રૂપિયા કેમ કાઢી લીધા. તો ચોકખો ઇન્કાર કરી દીધો. અને ઉલટા મને મારવા તૈયાર થઈ ગયા. એના ચાર પાંચ દિવસ બાદ મારી છોકરી પોતાના ખાવિન્દ સાથે મારે ત્યાં આવી, સાંજનો વખત હતો. હું ખાવું પકાવી રહી હતી. મારા સરતાજ બહારથી આવ્યા અને વગર લેવે દેવે મારી સાથે આથડી પડયા, અને ગાળો આપવા લાગ્યા. એકાંતમાં મને કંઈ કહેતે તો હું, ખામોશ થઈ જતે, પરંતુ એક પરણેલી છોકરીની સામે જ્યારે મને બે-ઈઝઝત કીધી તો મેં પણ તેમને સખત જવાબ આપ્યો, જે પર તેમનું મગજ ગયું. મને માથાના બાલથી પકડીને ઘસેડતા રૂમમાં લઈ જઈને મારૂં માથું દીવાર સાથે અફાળી માર્યું. માસૂમ બચ્ચાં બૂમ બરાડા પાડવા લાગ્યાં. મોટી છોકરીએ મને બચાવવાની કોશિષ કરી તો તેના ઝાલિમ બાપે તેને પણ ધકકો આપી દીધો અને મને ઝમીન પર પટકીને મારા સીના પર ચઢીને મારૂં ગળું દબાવવા લાગ્યો. આટલા વખત સુધી હું એકદમ

ચુપ રહી, પરંતુ જ્યારે જોયું કે જલ્લાદ મારો જીવ લેશે તો બરાડો પાડયો. તે વખતે ઘરમાં ન તો ભાઈ સાહેબ, ન જમાઇ, ન મોટો દીકરો. પાડોશના એક બાજુ સાહેબ મારી ચીસ સાંભળી ગભરાઈને દોડી આવ્યા અને રૂમમાં ઘુસીને ભુન્નેખાનને ધાંટો પાડી બોલ્યા : શું ગરીબ અવરતને જાનથી મારી નાખશો, છોડી દો નિકર સારૂં નહીં થશે? ભુન્નેખાન ગભરાઈ ગયા. મને છોડીને ઘરમાંથી નાસી ગયા. જ્યારે ભાઇ સાહેબ ઘરમાં આવ્યા અને તેમને હકીકત માલૂમ પડી તો તેમને અપાર દુખ થયું અને રડવા લાગ્યા. તેમને સૌથી વધુ સદમો આ વાતનો હશે કે હું તેમના આસરામાં હતી. તેમના ઘરમાં હતી, છતાં તેઓ મને બચાવી ન શકયા. મારો મોટો છોકરો જ્યારે ઘેર આવ્યો અને તેને જાણ થઇ તો તેણે કહયું : હું માની બે-ઈજ્ઝતીનું જરૂર વેર લઈશ. પરંતુ મેં અને ભાઈ સાહેબે તેને ના કહયું. તે બોલ્યો : હવે ભુન્નેખાન સાથે અમારો નભાવ થઈ શકતો નથી.

ત્યાર બાદ અમે ભાઈ સાહેબ સાથે બીજા ઘરમાં રહેવા ચાલ્યા ગયાં, કેમકે ભાઈ સાહેબની પણ બદલી થઈ ગઇ હતી. એક વખત જ્યારે અમે પોતાના એક રિશ્તેદારના ઘેરથી મોટા છોકરા તેમ ભાઈ સાથે આવી રહયાં હતાં તો ભુન્નેખાંએ મારો હાથ પકડી લીધો અને શોર મચાવવા લાગ્યો કે, પોલીસ ! પોલીસ ! દોડો મારી અવરત નાસી જાય છે. લોકોનું ટોળું જમા થઇ ગયું. હું એક તમાશો થઇ પડી. બાપ બેટામાં જંગ થવાની તૈયારી હતી. મેં વચમાં પડીને જેમ તેમ મામલો અટકાવી લીધો. લોકોને જ્યારે હકીકતની જાણ થઈ તો તેઓ પણ ભુન્નેખાનને બુરૂં ભલું કહી આઘા પાછા થઈ ગયા. હવે ભુન્નેખાનને અમારી સાથે લાગતું વળગતું ન હતું, પરંતુ પાંચ છ મહીના બાદ જ્યારે ઇદનો દિવસ હતો, હું ઘરમાં એકલી હતી, બચ્ચાં પોતાના નાનાને ઘેર ગયાં હતાં, એટલામાં ભુન્નેખાન અચાનક આવીને મારા પગોમાં પડી ગયા અને માફી માગવા લાગ્યા : "મને મઆફ કરો, હું ભુલમાં હતો, હવે મને ખરી વાતની ખબર પડી છે, મને ભાઈ સાહેબ પાસે લઈ ચાલો, તેઓ ઈન્સાન નથી, ફરિશ્તા છે. હું તેમની માફી માગીશ...આ તેજ ભુન્નેખાન હતા જે મને ગલી ગલીમાં બદનામ કરી ચુકયા હતા. બદકાર બદમાશ અને ખુદા જાણે શું શું કહેતા હતા અને હવે એજ મારી પાસે માફી માગતા હતા. હું તેમનું રડવું જોઈ ન શકી, તેમની બધી ખરાબ વર્તણુંકો ભુલી ગઈ, મેં તેને સાચા દિલથી માફ કરી દીધું. ફરી હું એને ભાઈ સાહેબ પાસે લઈ ગઈ. એ શરીફ ઈન્સાને પણ ભુન્નેખાનને

કંઇ કહયું નહીં. ભુન્નેખાન ફરી મારી સાથે રહેવા લાગ્યા. પોતે કંઈ કામ ધંધો કરતા ન હતા. મારૂંજ ખાતા હતા અને મારા ઉપરજ રોફ જમાવતા હતા. જ્યારે ખર્ચામાં તકલીફ પડવા લાગી તો ફરીવાર મને કહયું: જાવ, ભાઇ સાહેબ પાસેથી કરજ માગી લાવો. પણ હવે મને એ વાત વાજબી ન લાગી. અને રોજ રોજ ઝગડા થવા લાગ્યા. હું મારા મોટા છોકરાની સલાહથી લાચારીએ મા–બાપને ઘેર રહેવા ચાલી ગઈ. મારા બાપને ભુન્નેખાનની આદતોની જાણ હતી. ભુન્નેખાનની હિંમત ન હતી કે મારા બાપના ઘરમાં ઘુસીને મને પરેશાન કરે. મારા બાપ તો પોલીસમાં ભુન્નેખાનનો રિપોર્ટ આપવા તૈયાર થઈ ગયા. જ્યારે ભુન્નેખાનને એ વાતની ખબર પડી તો તેણે પોતાના વડીલ સસરા વિષે કહયું, કે "બુઢ્ઢો કુતરાની મોતે મરશે!" બેચાર મહીના બાદ ભુન્નેખાન ફરી મારી સ્કૂલમાં આવીને મને ધમકાવવા લાગ્યો. તેની એકજ ઝિદ હતી કે ફરીવાર મારી સાથે આવીને ઘર માંડ. પરંતુ મેં સાફ ઇન્કાર કરી દીધો. આખા વરસ સુધી ખરચ માટે મને એક પૈસો પણ નહીં આપ્યો. મારાં બચ્ચાંઓની તઅલીમની જરા પણ દરકાર નહીં કરી, હવે કયે ભરોસે સાથે રહું! મારી આ વાતથી તેને એકદમ ગુસ્સો આવી ગયો. તેણે મને ધમકી આપી કે સ્કુલમાંથી બહાર આવશે ત્યારે તને જોઈ લઈશ. ખુદાની પનાહ! મર્દ આખર અવરતને આટલી બધી કમજોર કેમ સમજે છે? હવે મેં પણ નક્કી કરી લીધું કે જે થાય તે ખરૂં, હું જરૂર એનો મુકાબલો કરીશ. જ્યારે હું મુકાબલો કરવા તૈયાર થઈ ગઈ તો ભુન્નેખાન ત્યાંથી જીવ લઈને નાઠો.

હું મારા ભાઈ સાહેબને દિલથી દુઆઓ આપું છું કે તેમણે મને એ લાયક બનાવી દીધી કે હું ખુદાના સિવાય કોઈની મોહતાજ નથી અને હવે પોતે પોતાના પગ પર ઉભેલી છું.

મિલે કાસિદ, અગર પુછે હમારી ખાના બરબાદી,
હથેલી પર ઉઠા કર ખાક રખના ઓર ઉડા દેના.



# શવહરકી બેવફાઈ

તુમ ભુલા બેઠે હમેં લેકિન ન ભૂલે હમ તુમ્હેં !

કિસ ઝુબાં સે કિસ્સએ-ગમ અબ સુનાએં હમ તુમ્હેં !
હર મુસીબત કા સહારા હમ સમજતે હંય તુમ્હે !
શીશએ ઉલ્ફત કો ચકના ચૂર જિસને કર દિયા,
ઉસ કે વઅદે ઉસકી કસમેં યાદ આતી હંય હમે.
તુમ ભૂલા બેઠે હમેં લેકિન ન ભૂલે હમ તુમ્હેં !

ઉસકો ઉલ્ફત કે સુનેહરે આબશારોં કી કસમ !
ચાંદની રાતોં કે ઉન રંગીં ઈશારોં કી કસમ !
ગુલશને-હસ્તી કે ઉન દિલકશ નઝારોં કી કસમ !
સુબ્હ કી ઔર શામકી ઔર ચાંદ તારોં કી કસમ !
તુમ ભુલા બેઠે હમેં લેકિન ન ભૂલે હમ તુમ્હેં !

જિસ કદર ભી હો સકે હમ પર મઝાલિમ ઢાઈએ !
જૂઠે વઅદે કીજીએ ઔર જૂઠી કસમેં ખાઇએ !
હમ સે જિતની આપ કો ઉલ્ફત હય સબ મઅલૂમ હય !
મીઠી મીઠી બાતેં કર કે મત હમેં બેહલાઈએ !
તુમ ભુલા બેઠે હમેં લેકિન ન ભૂલે હમ તુમ્હેં !

બેવફા દુન્યામેં ઉલ્ફત કો પરખ સકતે નહીં,
બારે ઉલ્ફત અપને કાંધો પર ઉઠા સકતે નહીં,
તુમ "ઝકિય્યા" કી મુહબ્બત કો સમજ સકતે નહીં,
તુમ ભુલા દો, હમ તો હરગિઝ ભી ભુલા સકતે નહીં.
તુમ ભૂલા બેઠે હમેં લેકિન ન ભુલેં હમ તુમ્હેં !

**—: અઝ : મુહતરમા ઝકિય્યા બાનુ દહેલ્વી :—**



# બેઈમાનીનો અંજામ

વિમળા એક ગોવાલણ હતી. તેને ત્યાં સાત ગાયો અને ચાર ભેંસો દૂધ આપતી હતી. તે દરરોઝ સવારે દૂધ લઈને શહેરમાં જતી. વિમળા કદી પૈસાનો લોભ નહિં કરતી. અને બીજી ગોવાલણો પેઠે દૂધમાં પાણી ભેળવીને નહિ વેચતી. બધા એના દૂધને ખૂબ પસંદ કરતા. એનું દૂધ બધી ગોવાલણો પહેલાં વેચાઈ જતું. દુર્ગાપૂજાનો તહેવાર આવ્યો. વિમળાને પોતાના બાળકોના કપડાં અને તેઓને મેળો દેખાડવા માટે પૈસાની જરૂરત પડી. વિમળા દૂધ લઈને શહેરમાં જતી હતી, રસ્તે મનમાં વિચારતી જતી કે પૈસાનો બંદોબસ્ત શી રીતે કરવો? અચાનક તેને એક યુક્તિ સુઝી. દૂધમાં થોડું પાણી ભેળવી દઉં તો કેમ? એનાથી દૂધમાં શું વાંધો આવવાનો? કોઈને ખબર પણ નહિં પડે અને પૈસા પણ વધુ મળે! આમ વિચારી, વિમળાએ રસ્તે આવતી નદીમાંથી થોડું પાણી દૂધમાં મેળવી દીધું અને નિયમ પ્રમાણે દૂધ વેચીને વાપસ ફરી નદી પર થોભીને તેણે પૈસા ગણવા માંડયા. આજે તેમાં વધારો થયો હતો. તેણે પૈસાને એક થેલીમાં બાંધ્યા અને તાંબડીને નદીમાં ધોવા લાગી. તે વિચારતી હતી, બસ આ તરકીબ સારી છે, દરરોઝ આ પ્રમાણેજ કરીશ. એટલામાં આકાશે ઉડતી એક ચીલ આવી અને ઝાપટ મારીને પૈસાની થેલી પંજામાં લઈને ઉડી ગઈ. વિમળા આ જોઈને બરાડવા લાગી. ચીલ ઉંચે આકાશમાં ઉડતી જઈ રહી હતી. ત્યાં તો અચાનક થેલીની ગાંઠ ખુલી ગઈ. થોડાક પૈસા નદીમાં પડયા રોતી કકળતી વિમળાએ પૈસાને ભેગા કરીને ગણ્યા તો પાણી નાખવાથી જેટલા વધારે પૈસા મળ્યા હતા તે બધા પાણીમાં પડેલા જણાયા, અને દૂધના પૈસા વિમળાના હાથમાં હતા. આ જોઈ વિમળાના પસ્તાવાનો પાર ન રહયો. તેણે મકકમ નિર્ણય કરી લીધો કે હવે પછી બેઇમાની નહિ કરીશ.

આકાએ તેને દૂધમાં પાણી ભેળવતાં જોઇ ન હતી, પણ તેથી શું થયું? ખુદા તો બધું જોઈ રહયો હતો. આ રીતે તેણે દૂધનું દુધ અને પાણીનું પાણી અલગ કરી દીધું.

લેખિકા: નુઝહત આરા "નિકહત" (લાલગંજ)



# અવરતો ! પર્દામાં રહો

- પર્દો મુસલમાન અવરતો માટે બેહદ જરૂરી છે. હયામાં રહેનારી માતાઓ અને બેટીઓ અને બહેનો નેક સીરત તથા શરીફ હોય છે.
- પર્દો કરવો ખુદા તથા તેના રસૂલ સ. અ. વ.ની ખુશનૂદીનું કારણ છે. પર્દામાં રહેવાથી ઈઝઝત, શાન અને આબરૂ વધે છે.
- આંખવાળી અવરતે આંધળા મર્દથી પર્દો કરવો જોઈએ, કેમકે આંધળો મર્દ ભલે જોઈ નહિ શકે, મગર આંખવાળી અવરત તો તેને જોઈ શકે છે, જેથી પર્દો લાઝિમ થઈ ગયો.
- બેપર્દગી કુર્આન અને રસૂલના હુકમથી એકદમ ખિલાફ છે, જેથી દરેક મુસલમાન બહેને પર્દામાં રહેવું જોઈએ.
- ઈસ્લામની બેટીઓ પર્દામાં રહીને દીનો મિલ્લતના મોટાં મોટાં કામ બજાવી ચુકી છે, જેથી પર્દાનો બંદોબસ્ત કરો. દિલોને સાફ કરો. કેરેકટરને સુધારો. નમાઝને વખત પર અદા કરો. તઅલીમને આમ કરો, ઈસ્લામની દાવત લઈને ઉઠો અને દરેક અવરતને હકીકી મુસલમાન અવરત બનાવો.
- અવરતો પોતાના શણગારનું પ્રદર્શન ન કરે, મગર પોતાના ખાવિન્દ માટે. (કુર્આન)
- અય મર્દો ! અવરતોને કંઈ પુછવું હોય તો પર્દાની ઓટમાંથી પુછો. (કુર્આન)
- આજે દુન્યાની ઘણી બુરાઈઓ અવરતોની બેપર્દગીને લીધે પયદા થઈ ગઈ છે, માટે અવરતોએ પર્દાને અપનાવી એ બુરાઈઓને દૂર કરવી જોઈએ.
- જે ઘરમાં અવરત નથી, ત્યાં નેક બખ્તીના ફરિશ્તા કદમ નથી મુકતા. (સિકંદરે આ'ઝમ) એનાથી માલૂમ પડયું કે અવરત ઘરમાં રહેવા જેવી ચીઝ છે. એ ઘરમાં ન રહે તો બે-બરકતી આવે છે. અવરતનું ઘરમાં રહેવું ખયર અને બરકતનું કારણ છે. અને ઘરની બહાર રખડવું ફિત્ના ફસાદનું કારણ છે.
- ઈસ્લામની પાક દામન બીબીઓએ પર્દામાં રહીને બધું કરી દેખાડયું છે. આજની અવરતોએ પર્દો છોડીને પણ કંઈ કરી દેખાડયું નથી. સિવાય પાવડર લિપસ્ટીક ક્રીમની તરકકીના.

—અઝ :- નજમા બેગમ અબ્બાસ હુવ્વારી (છોટા નાગપૂર)



# મુસલમાન બહેનોની તઅલીમ

( સંપાદિકા : ફાતિમા મુહંમદ મુસા તગારી (કલીપટાઉન) )

**અવરત** જ્યારે મા બને છે તો તેની જવાબદારીઓમાં અનેક ગણો વધારો થઈ જાય છે. તેની સૌથી મોટી જવાબદારી પોતાના બચ્ચાંઓને ઉચ્ચ તઅલીમ અને તરબીયત આપવાની છે, મા પોતે જાહિલ હોય તો બચ્ચાંઓ શું તઅલીમ આપવાની? અવરતની જહાલતને લીધેજ આપણી કોમ આજે ઘણી પાછળ પડી ગઈ છે. આપણે કોમી ઝિન્દગીની જે ઈમારત બનાવવા માગીએ છીએ તેની પહેલી ઈંટ અવરતને હાથેજ મુકાવી જોઈએ. જાહેર છે કે પહેલી ઈંટ વાંકી હશે તો આખી ઈમારત વાંકી થઈ જશે." હઝરત રસૂલે મકબૂલ સ. અ. વ.એ ફરમાવ્યું છે કે :

"તઅલીમ દરેક અવરત અને મર્દ પર ફર્ઝ છે."

બીજી જગ્યાએ ફરમાવ્યું : "તઅલીમ ખુદાની ખુશ્નુદી હાસિલ કરવાનો ઝરીઓ છે. એમાં મશગૂલ રહેવું તસબીહ છે. એની શોધમાં નિકળવું જિહાદ છે, એની તલબ એક ઈબાદત છે!"

અહિં હઝરત રસૂલે મકબૂલે અવરતને મર્દ જેટલો મરતબો આપ્યો છે અને ફરમાવ્યું છે કે, મર્દ પેઠે અવરત ઉપર પણ તઅલીમ ફર્ઝ છે. આ રીતે આપે અવરતને આઝાદી આપી દીધી કે તે પોતાની દિમાગી કાબિલીયતનો ઉપયોગ કરી દીની તઅલીમ મેળવે અને ઈસ્લામની ખરી સેવા બજાવવાના લાયક બની જાય.

ઈલ્મ પ્રાપ્તીની એજ ધગશને લીધે સહાબિયા અવરતોએ હુઝૂર (સલ.)ની સેવામાં જઈને અર્ઝ કરી કે, અમારે માટે પણ તઅલીમનો એક દિવસ નક્કી કરી દો! હુઝૂરે તેઓની દરખાસ્ત કુબુલ ફરમાવીને એક દિવસ મુકર્રર કરી દીધો.

ઇસ્લામમાં અમીર અને ગરીબ, નાનાં મોટાંનો કંઈ ફરક નથી, જેથી તઅલીમમાં પણ કંઈ ફરક ન હતો. એ તઅલીમ ફકત માલદાર ઘરોની અવરતો સુધી મર્યાદિત ન હતી, બલકે લોંડીઓ અને ગરીબ અવરતો સુધ્ધાં એ તઅલીમનો લાભ લેતી હતી. હુઝૂર (સલ.)નો ઈરશાદ છે

"જે શખ્સ પાસે લોંડી હોય તે તેને તઅલીમ આપે, અદબ શીખવે અને તેને આઝાદ કરીને તેની સાથે નિકાહ કરી લે તો તેના માટે બમણો સવાબ છે."

તઅલીમ એક એવું ઝેવર છે જે સોના ચાંદીના ઝેવરોથી વધુ ખૂબસુરત અને ખેંચાણકારક છે. ઈલ્મ એક નૂર છે, જેનાથી ઈન્સાન જહાલતના અંધકારમાંથી નિકળીને રવશનીમાં આવી જાય છે. ઈલ્મથી ઇન્સાનની આદતો સુધરી જાય છે. અયબો દૂર થાય છે. એનાથી ઈન્સાન બા–અદબ તમીઝદાર અને સંસ્કારી બની જાય છે. તઅલીમ દિમાગી ઝિન્દગીની રૂહે રવાં છે. એનાથી દિમાગને ચિંતન અને મનનની આદત પડે છે. નવી નવી શોધો અને અખ્તરાઓ કરવાની સમજ પડે છે. એનાથી સોચવા વિચારવાની લાયકાત જન્મે છે. ખરૂં ખોટું પારખવાની બુધ્ધિ આવે છે, એજ તમામ સફળતાઓ અને સિધ્ધિઓનું ઝરણું છે. એનાથી ઈન્સાન ખરા અર્થોમાં ઈન્સાન બને છે. જહાલતના અંધકારને મારી હઠાવે છે.

આજે આપણી અકસર બહેનો અને માઓની ઝિન્દગી છેક બદલાઈ ગએલી માલૂમ પડે છે ખાવું પકાવવા અને અવલાદને પાળવા પોષવાથી બેઝાર થઇ પડેલી છે, ખાનાદારીની ઝિન્દગીને બોજ સમજવા લાગી છે. મર્દોની સેવાને કયદ સમજવા લાગી છે. ઘરના કામકાજથી નફરત કરવા લાગી છે. પુરૂષો તરફથી બદઝન થઈ પડી છે. શાદીને એક જંજાળ સમજવા લાગી છે ઝિન્દગીના કોઇ પણ વિભાગમાં મર્દોને સહકાર આપવા તૈયાર દેખાતી નથી. તેઓના સહારે જીવવાનું પણ પસંદ નથી કરતી. મર્દોના એહસાનને પોતાનઃ નામોશી સમજવા લાગી છે હવે તેઓનો નારો એવો છે કે પોતાના પગ પર ઉભી થાવ! પોતાની રોઝી પોતે કમાવ! મર્દોની ઓશિયાળી ન રહો! આ રીતે પુરૂષો વિરૂધ્ધ ઝેહર ઓકવા લાગી છે અને ઘરેલુ મામલાતમાં અજબ અંધેર મચી રહયો છે.

દર અસલ ઝિન્દગીનું ગાડું ત્યારેજ ઠીક રીતે ચાલી શકે છે, જયારે બંને પૈડાં પોતપોતાનું કામ સારી રીતે બજાવતાં હોય. અગર એક પૈડાની ચાલ બીજા પૈડાંથી ધીમી હોય અથવા એકજ પૈડાં ઉપર આખી ગાડીનો બોજ ધરી દેવામાં આવે તો તેનો અંજામ શું આવશે તે આપ કલ્પી શકો છો. આઝાદીની બુમરાણ મચાવનાર અવરતોએ ઠંડે કલેજે એ વાતોનો વિચાર કરવાનો છે.

હકીકતની નઝરથી જોવામાં આવે તો આજે તે ઇસ્લામ નથી રહયો, જે ચઉદ સો વરસ પહેલાં હતો. યુરોપની હવાએ મુસલમાનોના ઈમાનની બુન્યાદ ખોખળી બનાવી છોડી છે. યુરોપની અસરે અવરત અને મર્દ બંનેને ફેશન પરસ્તી અને આઝાદીનો સબક પઢાવી ઈસ્લામથી ગુમરાહ કરી

નાખ્યા છે. મુસલમાન મર્દ અને અવરત રોઝા નમાઝના અગાઉ જેવા પાબંદ નથી રહયાં. ઇસ્લામના અરકાન સુધ્ધાં ભૂલી ગયાં છે. શરીઅતના હુકમોથી એકદમ ફરી બેઠાં છે. ફેશનની આંધી એવા સુસવાટાથી ફુંકાઈ કે ભલભલી શરીફઝાદીઓ પર્દાને ફગાવી ખુલ્લે મોઢે મયદાનમાં આવી અને મર્દોના કાન કતરવા લાગી ગઈ. ઝમાનાની નયરંગીઓએ અવરતનું ઇમાન પણ છીનવી લીધું. સીનેમા–બાઈસ્કોપની બદીએ તો એવો અંધેર મચાવી દીધો કે અવરતો પુરૂષોથી પણ ચાર ડગલાં આગળ વધી ગઈ. આજે એવી હાલત થઈ પડી છે કે પુરૂષ ભલે નીચી નઝરો કરીને ચાલે પણ અવરત નીચી નઝરો કરવાનું જાણતી નથી હઝારો પુરૂષો ભલેને ઉભેલા હોય એ છાતી કાઢીને ગામા પહેલવાન પેઠે બેધડક ત્યાંથી પસાર થઈ જશે. શરમ અને હયા શું છે, એ કિતાબોમાં રહી ગયું છે. અવરતને તેની મુદ્દલ પરવા રહી નથી. પર્દો આજે એક તમાશો થઈ પડયો છે. શરમ અને હયા ધુમાડો બનીને વિલીન થઈ ગયાં છે આજે આપણી આંખો નવા ખેલો જોઈ રહી છે, સેંકડો નહિં હઝારો મુસલમાન ખાતૂનો, પછી તે શહેરમાં રહેતી હોય કે ગામડામાં, ખૂબ બની ઠનીને પાવડર લિપસ્ટિક અને ક્રીમથી અંજાઈ મંજાઇને ખુલ્લે મોઢે તમાશા જોવા જાય છે અને પોતે દુન્યાની નઝરમાં એક દિલચસ્પ તમાશો બની જાય છે. જેને જુઓ તે આખલા જેવી, બઝારો, ગાર્ડનો, પાર્કો, હોટલો, નાચઘરો, કલબો, બાઈસ્કોપો નાટકો અને ખેલ તમાશાઓમાં રખડી રહી છે. ન અલ્લાહનો ખોફ છે, ન રસૂલના હુકમોનો પાસ છે. ન બુઝુર્ગોની શરમ છે, ન વડીલોની હયા છે ખુદ મા–બાપ પોતાની બેટીઓને, ભાઈઓ પોતાની બહેનોને, અને ખાવિન્દો પોતાની બાયડીઓને લઈને ઉઘાડે છોગે ફરી રહયા છે. કોણ કહે અને કોને કહે ?

ઉર્સો, મેળાઓ, પાર્ટીઓ અને કવ્વાલીની મેહફિલોમાં અવરતોના ટોળાંના ટોળાં લાલ પીળા પોશાકો અને હવામાં લહેરાતા દુપટ્ટાઓ સાથે તમાશો જોતી માલૂમ પડે છે. જોનારને તઅજ્જુબ થાય કે આ તેજ મુસલમાનોની અવલાદ છે જેઓની અવરતોનો સાયો સુદ્ધાં પારકા પુરૂષો જોઈ શકતા ન હતા. જેઓની અવાઝો સુધ્ધાં પરાયાના કાનમાં પહોંચી શકતી ન હતી. આજે એજ અવરતો ફેશન–પરસ્તીના જૂઠા નશામાં ચકચૂર થઈને ગયર કોમોનું આંધળું અનુકરણ કરી રહી છે, અને ઉંધે રસ્તે જઈ રહી છે. આપનો મઝહબ તો તે છે જેના ઉપર પારકી કોમો ચાલવાને ફખર લેતી હતી. અફસોસ, આપણે પોતાના કરતુતોથી એ મઝહબને

લાંછન લગાડી દીધું છે. બીજી કોમો આપણને જોઈ હસી રહી છે, છતાં આપણા કાનના પર્દા ખુલતા નથી. આપણું ઈમાન તો તે છે જે દુન્યાના તમામ ખુણેખુણામાં મિસાલ તરીકે પંકાઈ ગયું હતું.

મુસલમાન અવરતોની તઅલીમનો એ મકસદ નથી કે તે ઇંગ્લાંડથી બેરીસ્ટરીની ડિગ્રી લઈને આવે, કોઈ હાઇકોર્ટમાં જજની, કુરસી પર બિરાજમાન થઈ જાય, કોઇ પ્રાંતની ધારાસભામાં મેમ્બર તરીકે ચુંટાઈ જાય, બલકે એની તઅલીમનો મકસદ તો એટલો છે કે તે પોતાના ખાવિન્દ માટે બેહતરીન પત્ની બને, પોતાની અવલાદ માટે બેહતરીન મા બને અને પોતાની કવમ માટે અનુકરણ પાત્ર નમુનો બને.

આ ખ્યાલ સાવ ગલત છે કે તઅલીમ માટે પર્દાનો ત્યાગ કરવો જરૂરી છે અને બે-પર્દા ન થાય ત્યાં સુધી કોમની ખિદમત બજાવી ન શકાય. ઇતિહાસ આ વાતની સાક્ષી પુરે છે કે પર્દામાં રહેવા છતાં મુસલમાન અવરતોએ મોટાં મોટાં પરાક્રમ કરી દેખાડયાં છે. બીબી આઈશહ, બીબી ફાતિમા, બીબી ખવલા, ઉમ્મે સુલયમ (અલ્લાહ એ સૌથી રાજી હો) વગેરે બહાદુર મુસ્લિમ ખાતૂનોએ પર્દામાં રહેવા છતાં એવા કામો કરી બતાવ્યાં છે કે આજના પુરૂષો શું કરી બતાવવાના! જેથી આ વાત નિર્વિવાદ છે કે પર્દામાં રહીને પણ આપણી મુસ્લિમ બહેનો કવમની તરક્કીના નવા નવા માર્ગો શોધી શકે છે.

અવરતોની તઅલીમના વિષયને દરેક દેશ અને દરેક કોમની નઝરે ઉંડા વિચારથી જોઇ રહી છે. મગર મુસલમાનોએ એના તરફ કંઇ ખાસ લક્ષ આપ્યું નથી. હવે મિલ્લતે ઇસ્લામીયા જાગૃત થઈ રહી છે. તેની ઉંઘની ખુમારી કંઈક તૂટી રહી છે; પરંતુ ક્યારે—? જ્યારે દુન્યાની દરેક કોમ પોતાની મંઝિલ પર પહોંચી ચુકી છે.

આપણી કોમમાં કાબેલીયતનું જવહર પયદા કરવું હોય તો કવમની દરેક વ્યક્તિને સહીહ ઉસૂલ પર તઅલીમ આપવી જોઈએ. બહાદુર અને જોશીલા યુવકો પયદા કરવા માટે અનિવાર્ય છે, કે અવરતોને પણ તઅ-લીમના ઝેવરથી આરાસ્તા કરવામાં આવે. જે મુસલમાન બહેનો આજે ભણેલી ગણેલી જોવામાં આવે છે, તે વધુ ભાગે ફેશન અને આઝાદીના પ્રવાહમાં તણાઈ જઇને ઈસ્લામના રસ્તા પરથી ભટકી ગએલી હોય છે. એવી બહેનો પોતાના બચ્ચાઓની કેળવણીમાં પણ નાલાયક જ સાબિત થઈ છે; કેમકે બી. એ. અને એમ. એ.ની ડિગ્રી મેળવી લેવા બાદ ઘરના કામકાજથી તેઓને નફરત થઈ જાય છે અને "ઘરની રાણી" બનવાને

તેઓ પોતાની નામોશી લેખે છે. તેઓના બાળકો, નોકરો અને ગેલોના રહેમ પર હોય છે. અને આખો દહાડો તેઓની સોબતમાં રહેવાના કારણે તેઓની આદતો ગંદી બની જાય છે. એવી બહેનોના ઘરોનો ઇન્તેઝામ પણ અસ્ત વ્યસ્ત રહે છે, કેમકે ઘરનો મામલો નોકરોના હાથમાં હોય છે, જેનો નતીજો એ નીકળે છે કે ખાવિન્દની આવકનો મોટો ભાગ નોકરો ફુઝૂલ ખર્ચાઓમાં ઉડાવી દે છે.

તઅલીમનો મકસદ બનાવ શણગાર અને ઠાઠ ઝમાળ પોશાકો નથી; જેને આજે આપણી બહેનોએ પોતાની ઝિન્દગીનો દિલચસ્પ મશગલો બનાવી લીધો છે. આપણી તઅલીમ યાફતા બહેનો આજે પગથી માથા સુધી ફેશનમાં ગરકાવ થઈ ગઇ છે. અને ધણીની આવકનો મોટો ભાગ પોતાના બેહુદા બનાવ શણગારોમાં ઉડાવી નાખે છે, જેનો નતીજો એ છે કે તેઓ થોડીકજ મુદ્દતમાં ઘરને દોઝખનો નમૂનો બનાવી છોડે છે, અને પોતાના મર્દો માટે રાહત અને આરામનું કારણ બનવાને બદલે જાનનો વબાલ થઈ પડે છે. આજકાલ સ્કૂલો અને કોલેજોની છોકરીઓને પોતાની તઅલીમ અને ફેશનથી એટલી ફુરસત નથી, કે તેઓ અલ્લાહના હુકમો બજાવી લાવે. રમઝાન મહીનામાં રોઝા રાખવાનું તેઓને ઝેર જેવું લાગે છે, અને પાંચ વખતની નમાઝો પહાડ જેવી લાગે છે. કુર્આન શરીફની તિલાવતને (નઉઝુબિલ્લાહ) એક મઝાક સમજે છે.

હવે આપણે જોવું જોઇએ કે એવી કઇ તઅલીમ છે જે ઇન્સાનને ખાસ અર્થોમાં ઇન્સાન બનાવે છે. તે ઇલ્મ જે ઇન્સાનને સહીહ અર્થોમાં ઇન્સાન બનાવી શકે છે તે કુર્આનનો ઇલ્મ છે. કુર્આનનો ઇલ્મ હાસિલ કરવાથી મઝહબની જડો મઝબૂત થાય છે. તેનાથી ઇન્સાનમાં હમદર્દી અને ઇત્તિફાકનો જઝબો પયદા થાય છે. એનો લાભ બીજા ઇન્સાનોને પણ મળવા પામે છે

અવરતો માટે એવી તઅલીમ જરૂરી છે, જેમાં ખુદાનો ખોફ, ઇમાનદારી, સચ્ચાઇ, ઇન્સાફ પરહેઝગારી, પાક દામની, ઉદાર દિલી, સબ્ર, તવક્કુલ અને સેવાની ભાવના હોય.

જે મઝહબી અને ઇસ્લામી અકીદાઓ બાળકોના દિલોમાં માના દુધ દ્વારા દાખલ થાય છે, તે તેઓની નસે નસમાં પયવસ્ત થઇ જાય છે અને મરણ ઘડી સુધી દિલમાંથી નીકળી શકતા નથી.

ખુદા કરે કે તમામ મુસલમાન બહેનોના કાનો સુધી મારી આ અવાઝ પહોંચી જાય!

# તમન્ના હય યેહ મર્દોં કી....

[ રચનાર :— શમ્સુન-નિસા બેગમ ]

તમન્ના હય યેહ મર્દોં કી કે, અવરત ખૂબસુરત હો !
નિહાયત નાઝની હો, હૂરવશ હો, માહે-તલ્અત હો !
વોહ યુનીવરસિટી કી, એક ડિગ્રી-યાફતા ભી હો !
સહર સે શામ તક જિસ્કો ખિયાલે-ઝેબો-ઝીનત હો !

નિહાયત ફેશનેબલ હો, ન હો પાબંદ પરદે કી
ક્લબ ઔર સીનેમા જાનેકી, જિસ્કો દિલ સે રગબત હો !
હો જિસ્કી હર અદા મેં, મગરિબી તેહઝીબ કી શાનેં,
રૂખે-સીમીં પે, જિસ્કે, ખેલતા રંગે-મલાહત હો !

જો ઝેબે-તન કરે સાડી, બહુત બારીક શબનમ કી,
ખુલે શાનોં કી કમ્મર સે, કદે-રઅના કિયામત હો !
દુબાલા હુસ્નકો અપને, કરે સુરખી સે પાવડર કી,
ગલે મેં જિસ્કે નેકલસ, એક નિહાયત પુર નઝાકત હો !

જો હર જલ્સે મેં જા કર, ખુબ બોલે, ઔર લેકચર દે,
રિસાલોં મેં ભી મઝમૂનોં સે, જિસ્કી ખૂબ શુહરત હો !
પિયાનો પર દિખાએ જો, તરન્નુમ-રેઝીએ-નગમા,
ઔર અપની ઈગ્લીશી તાનોં મેં, રશ્કે-હૂરે-જન્નત હો !

હિજાબ ઉસ્કો ન આએ, બાત કરતે, ગયર મર્દોં સે,
જિસે શોખી કી આદત હો, હયા સે જિસ્કો નફરત હો !
જિસે એક તેતરી કી ઝિન્દગી, મરગૂબ હો દિલ સે,
કે જો, હર ફૂલ પર જા બૈઠતી હય, જિસસે રગબત હો !

દુઆ હય સિદક દિલ સે, "શમ્સ" કી, દરગાહે-બારી સે !
કે મર્દોં કો, વુહ દિલ દે, જિસ્મેં ગયરત હો, હમીય્યત હો !



# "જ્યારે હું દુલ્હન બની!"

[ લેખિકા :—મુહતરમા ખુરશીદ જહાં બેગમ સાહિબા (દિલ્હી) ]

"પ્યારી શાહિદા! ખરેખર કુદરતે અવરતને કંઈ અજબ વસ્તુ બનાવી છે. ખરૂં તો એ છે કે અવરત દુન્યામાં મર્દની સાચી દોસ્ત છે. ખુદા પાક અમે કોઈના એહસાન તળે દબાએલા હોઈએ તો તે અવરત છે, તેનું પહેલું એહસાન તો એ છે કે એ મર્દને ઝિન્દગી બખ્શે છે. અવરતનાજ પ્રતાપે આ દુન્યા જન્નતના નમૂના બનવા પામી છે. અવરત જન્નતની રંગીનીઓથી પણ વધુ રંગીન છે. કેમકે હઝરત આદમે (અલૈ.) પણ જન્નતની રંગીનીઓથી કંટાળી જઈને અવરતની ઈચ્છા દર્શાવી હતી. ખુદાના સોગંદ! અવરત વિના મર્દનું જીવન એક અંધારી કોટડી જેવું છે. યા ઉજ્જડ થઈ પડેલા ચમન જેવું!'

"શાહિદા! જ્યારથી તું શાદી કરીને મારે ઘેર આવી છે, મારી ઝિન્દગીમાં એક નવો ઇન્કેલાબ આવી ગયો છે. દુન્યાની રજેરજ હસીન બની ગઇ છે. હર તરફ હું તનેજ જોવા માગું છું. તું એક પળ માટે મારી નઝરોથી દૂર થાય તો મને એવું લાગે છે કે હું જીવન અને મરણની વચ્ચે ડોલાં ખાઈ રહયો છું. તું મારા જીવનની તમામ ખુશીઓની જડ છે. તારાથી વધીને મારો કોઈ જિગરજાન દોસ્ત નથી. ખુદાના હઝારો હઝાર એહસાન છે કે તેણે તારા જેવી હોશિયાર ભણેલી ગણેલી અને હસમુખી પત્ની મને આપી!"

આ છે તે વાતો જે શવકત સાહબ ગઈ કાલે મારા બારામાં ઉચ્ચારતા હતા, જ્યારે તેઓ મને દુલ્હન બનાવીને પોતાના ઘેર લઈ આવ્યા હતા.

આજથી બરોબર ચાર વરસ પહેલાં હઝારો ઉમંગો સાથે મને વહુ બનાવીને લાવનારી મારી સાસુ અને મારૂં મોઢું જોઈ જોઈને જીવનારી મારી નણંદો દરેક કદમ પર અલ્લાહ આમીનના નઅરા પોકારતી હતી. મારા પતિ શવકત સાહિબના શબ્દોમાં :

"તેઓની અંધારી અને સુનસાન દુન્યામાં હું એક ઝગમગતા દીવા પેઠે દાખલ થઇ અને ઘરના ખુણે ખુણાને રોશન કરી દીધું"!"

જ્યારે શવકત સાહબ સવારથી સાંજ સુધી મનેજ જોતા રહેવા માગતા હતા, આખી દુન્યાને છોડીને મારાજ બની ગયા હતા, ન પોતે કોઈની પાસે એક મિનિટ બેસી શકતા ન મને બેસવા દેતા. હર વખત એમજ ચાહતા

કે હું તેમની પાસે બેસી રહું, અને તેઓ મારા ચેહરાના દર્શન કરતા રહે. મારા વખાણો કરવા એ તેમનું મન પસંદ કામ હતું. મારી તઅરીફોના પુલના પુલ બાંધી દેતા હતા. કોઈના મોઢે મારી જરા જેટલી બુરાઈ સાંખી શકતા ન હતા. મારા વખાણ કરનારને પોતાનો દોસ્ત માનતા અને મારામાં ઐબ કાઢનારને પોતાનો દુશમન ગણતા. જે કંઈ કામ કરતા મારી સલાહ લઈને કરતા. મા-બાપ, ભાઈ બહેન દરેકની ખુશીને ઠુકરાવી દેતા, મગર મારી વાતને રદ ન કરતા. મને આખા ખાનદાનમાં સૌથી વધુ સમજદાર ગણતા અને કુટુમ્બ કબીલામાં મને દરેક પર સરસાઈ આપતા.

પછી તો સમય પલટાયો અને દુન્યાએ પોતાનો અજબ રંગ દેખાડયો. હવે શવકત સાહબ અગાઉ જેવા શવકત ન હત. હવે તેઓ આખો દિવસ બેસીને આ પ્રમાણે વિચાર કર્યા કરતા:

"હાય! ઝિન્દગી બરબાદ થઈ ગઈ! શાહિદા જેવી ડાકણ મારે પલ્લે કયાંથી પડી? કમબખ્તે મારૂં જીવવાનું હરામ કરી છોડયું છે. કહેનારાઓએ સાચું જ કહયું છે કે અવરત મર્દની સૌથી મોટી કમઝોરી છે. દુન્યાના તમામ ખૂન ખરાબા અને લડાઈ ઝગડા અવરતના જ લીધે થાય છે. એ ટંટા ફસાદો અવરત જ કરાવે છે. એ બધામાં પર્દા પાછળ અવરતનો જ હાથ હોય છે. અવરત તમામ ખરાબીઓની જડ છે. અવરતના મકરો ફરેબથી અલ્લાહ સૌને બચાવે. એ મનહૂસ શાહિદાની ખાતર મેં આખા ઘર સાથે બગાડયું હતું. તેના ઈશારાઓ પર હું આજ સુધી નાચતો રહયો. મારી આંખો પર પર્દા પડી ગયા હતા. એને લીધે મેં જાઈઝ અને નાજાઈઝની પણ પરવા નહિં કીધી. જેનો નતીજો એ છે કે આજે મા-બાપથી લઈને ઘરના નોકર ચાકરો સુદ્ધાંની નઝરમાં હું હલકો પડી ગયો છું. એના બતાવેલા રસ્તા પર અંધાધુંધ ચાલીને હું એવી મનઝિલ પર પહોંચી ગયો છું, જ્યાં અંધકાર જ અંધકાર દેખાય છે. ગળામાં પડેલું ઢોલ તો વગાડવું જ પડે છે. શાહિદા! મેં તારા માટે શું શું નહિં કર્યું? અફસોસ! તેં મને કયાંયનો નહિં રાખ્યો. તેં મારી આંધળી મુહબ્બતથી નાજાઈઝ લાભ ઉઠાવ્યો. તારી આ બેવફાઈને હું કદી ભૂલીશ નહિં. જે ચમકદાર વસ્તુને હું હીરો સમજ્યો તે પત્થર નિકળ્યો........"

આ છે શવકત સાહિબના મોઢેની આજની વાતો! કાલે મારી ઐબ પણ ખુબીમાં ગણાતી હતી. આજે મારી ખૂબીઓ પણ ઐબ ગણાય છે.

પોતાના ભૂંડા કામોનું પાપ મારે માથે ઠલવાય છે. પોતાની કમઝોરીઓને મારી બુરાઈઓના પર્દામાં છુપાવવા માગે છે. ભૂલો પોતાની અને વાંક મારો. કાલે મને જોઈ જોઈને જીવતા હતા. મારા વિના એક પળ ચેન પડતું ન હતું. મને જોઈ ને ખુશીથી બાગ બાગ થઈ જતા હતા. આજે મારી સૂરતથી નફરત થઈ ગઈ છે. મને જરી વાર પણ જોવા નથી માગતા. આખર આ ઈન્કેલાબનું કારણ શું છે? મામલો એકદમ પલટાઈ કેમ ગયો? એનું કારણ તેઓ પોતે છે. એમાં બધો વાંક તેમનોજ છે.

શ્રાવણની કાલી કાલી ઝૂમતી ઘટાઓને જોઇને બેખુદ થઇ ગયા પણ એટલો વિચાર નહિં કર્યો કે એ કાલી ખુશનુમા ઘટાઓના દામનમાં નિગાહોને આંજી નાખનાર અને દિલને ધ્રુજાવી નાખનાર વિજળીઓ પણ છુપાયેલી છે. લીલી પાંદડીઓમાં સુગંધીદાર ગુલાબને જોઈ ને તોડવા માટે હાથ તો લંબાવી દીધો પણ એટલું નહિ વિચાર્યું કે ફૂલની સાથે કાંટા પણ હોય છે. ચમકદાર વસ્તુને કસોટી પર કસવા પહેલાં સોનું સમજી બેઠા. ખુશાલીના જોશમાં આવીને મવતને પણ ભૂલી ગયા. શું આ તેમની ભૂલ નથી? અગર એ ભૂલ નથી તો શયતાનના બહેકાવામાં આવીને હઝરત આદમને ઘઊંનો દાણો ખવડાવી દેવું પણ ભૂલ નથી. બીબી હવ્વા બેગુનાહ છે. અવરતનો દામન ભૂલોથી પાક છે!

પહેલી ઈંટની કમઝોરી આખી ઈમારત માટે ખતરાનું કારણ થઈ પડે છે. જે ઈમારતની બુન્યાદ વાંકી હોય તેનો કોઈ ભાગ સીધો હોઈ શકતો નથી. શરૂ શરૂમાં તો મને એટલી બઢાવી ચઢાવી દીધી કે ખુદ મને પોતાની બુલંદીઓ પર ઈર્ષા થવા લાગી. ખુદાના હુકમોની ના–ફરમાની થઈ શકતી હતી પણ શાહિદા બેગમના દિલ પર જરી જેટલો મેલ આવવા દીધો નહિં. વાત બધાની સાંભળી લેતા પણ કરતા તેજ જે હું કહેતી. આખા ઘર પર હુકૂમત મારીજ ચાલવા દેતા. શવકત સાહબ ઘણી વેળા મને કહેતા:

"બેગમ! જ્યાં સુધી હું જીવતો છું તારે કોઈની પરવા નહિં કરવી. જે તારી સાથે જેવો વર્તાવ કરે તેવોજ વર્તાવ તારે પણ તેની સાથે કરવો. ઇંટનો જવાબ પત્થરથી વાળવો. કોઈથી દબાઇને હાર માનવામાં ભારે નામોશી છે. અગર ઘરવાળાઓના ઈશારા પર નાચતી રહેશે તો બધા તને પોતાની ગુલામડી બનાવી લેશે. અકકલથી કામ લે. બીજાઓનો બતાવેલો રસ્તો ખતરનાક હોય છે........"

આ રીતે તેઓ પોતાના નવા પોપટને સબક પઢાવતા રહ્યા. અને હવે જ્યારે કે હું તેમનાજ બતાવેલા સબકને દોહરાવી રહી છું તો તેમને ખોટું શા માટે લાગે છે? અવરત અને બાળકના સ્વભાવમાં ઝાઝો ફરક નથી હોતો. જેવી રીતે બચપનની તઅલીમનો અસર મરતાં દમ સુધી મટતો નથી તેવી જ રીતે શરૂઆતના દિવસોમાં પત્નીના દિલ પર પતિની તઅલીમ અને સબકનો અસર ઝિન્દગીના છેલ્લા શ્વાસ સુધી કાયમ રહેવા પામે છે. મર્દ ચાહે તો નેક તઅલીમથી અવરતને ફરમાં બરદાર, સુઘડ અને સંસ્કારી બનાવી દે અને ચાહે તો ઝગડાખોરા બદઝુબાન અને ફુવડ બનાવી દે. ખાવિન્દ પોતાની અવરત સામે પોતાના વડીલોનું માન રાખે તો અવરત તેનાથી વધુ વડીલોનું માન જાળવશે. અગર ખાવિન્દ પોતે તુમાખી વાપરીને બુઝુર્ગોની ઇઝઝત ન સાચવે તો દુલ્હન બીબીની જુતીને શું ગરજ પડી છે કે તે મફતની જંજાળ પોતાને માથે વહોરી લે, અને ઘરવાળાંઓની સેવા ચાકરી કરીને પોતાનો વખ્ત નકામો બરબાદ કરી નાખે!

કાલે મને એટલા માટે કોઈ પાર્ટી કે જલસામાં જવા દેતા ન હતા કે ઘર સુનું પડી જશે અને એકલા એકલા તેમનો જીવ ગભગવા લાગશે. અને આજે જ્યારે કે હું તેમના સગાં વહાલાંઓને ઘેર જવાથી ઇન્કાર કરૂં છું તો મારી ઉપર ગાળો અને જુતીઓનો વરસાત વરસે છે! કાલે મને જોશ અપાવી અપાવીને વડીલોનો મુકાબલો કરવાની હિમ્મત અપાવી હતી અને આજે જ્યારે હું પોતાની આદતથી મજબૂર થઈ ને ઘરવાળાંઓ સાથે હાજર જવાબીથી કામ લઉં છું અને તેઓનો હુકમ માનવાનો ઇન્કાર કરૂં છું તો મને "ઝુબાન દરાઝ"ના નામથી મશહુર કરી દીધી! કાલે મને "ઘરની મલેકા" બનાવી હતી અને આજે જ્યારે હું આખા ઘરને પોતાની "સલતનત" અને ઘરવાળાંઓને પોતાની "રૈયત" સમજીને હુકૂમત કરવા ચાહું છું તો આળો અને ગાળોથી મારી આવ-ભુગત કરવામાં આવે છે! તેમણેજ પાડેલી ખરાબ ટેવોનો ઉપયોગ કરૂં છું તો તેમના દિલને તકલીફ શાને થાય છે?

કાલે તેઓ તોફાની સમંદર પેઠે છલકાઈ કેમ ગયા હતા અને આજે થંભી ગએલું પાણી કેમ બનવા ચાહે છે? કાલે હવા સાથે શરત લગાવીને નાઠા હતા. આજે ડગલેને પગલે ચાલવામાં તકલીફ કેમ નડે છે?

કાલે મને બગાડી હતી અને આજે મને સુધારવા ચાહે છે! વાંકા વળી ગએલા થડને સીધું કરવા ચાહે છે. પણ ક્યારે? જ્યારે કે છોડ મોટું ઝાડ બની ગયો!

કેવી સમજ છે મારા શવકત સાહબની ! એમના બિચારાના પર જ શું ધરેલું છે. ન માલૂમ શવકત જેવા કેટલા આદમના બેટા બાગ લગાવીને વસંત આવવા પહેલાંજ તેને ઉજ્જડ બનાવી છોડવા ચાહે છે ! કેવા સારા નિયમો છે આ મર્દોના પણ ! પોતેજ આગ ચાંપે છે અને પોતેજ પાણી નાખીને ઓલવવા ચાહે છે !

મારા જેવી ન જાણે કેટલી મારી બેબસ મઝલૂમ બહેનો આવા ગંદા વાતાવરણમાં શ્વાસ લઈ રહી હશે !

શાદીના અર્થ બેફિકરી અને ખુશાલી છે, તેને બદલે ચિન્તાઓ, દુખો અને ગુલામીની એક સાંકળ થઈ પડે છે. મારી આપવીતીમાં સત્યની કડવાશ મર્દોની ગયરત પર ચાબખાનું કામ કરતી હશે, પરંતુ આ સબક પણ તેમનો જ આપેલો છે. જેથી ખુલ્લી રીતે કહી દેવામાં મને જરા પણ વાંધો નહિં હોવો જોઈએ. આ તે ગુંબદનો પડઘો છે, જે જેવી કહેશે તેવી જ સાંભળશે.

કાલે નવા રમકડાંના શવકમાં લાગણીઓની અફરા તફરીથી એવા મ્હાત થયા કે સવાર સાંજની તમીઝ પણ ખોઈ બેઠા. અને આજે જ્યારે કે દુન્યાની તિરસ્કાર ભરેલી નિગાહો કલેજાની પાર ઉતરી રહી છે તો ગભરાટમાં ભાન ભૂલીને પોતાની ભૂલોનો ટોપલો બિચારી સબર કરનારી અવરતોને માથે લાદવાની કોશિષો થઈ રહી છે. વાહ વાહ !



# શવહર કા ઈન્તેઝાર

અદીબએ-બે-બદલ મોહતરમા સહબા બાનુ બેગમ સાહિબા (જોનપુર)

ગુલિસ્તાં પે ઘિર કર ઘટાએં ભી આઈં,
ખુનુક ઔર મુઅત્તર હવાએં ભી આઈં,
બહુત નરમો શીરીં અદાએં ભી આઈં,
મગર તુમ અભી તક ન આએ, ન આએ!

શફક મુસ્કુરાઈ, ફિઝા ગુનગુનાઈ,
મુસર્રત જહાં પર ઘટા બનકે છાઈ,
સિતારોં કી વોહ ઝિલમિલી સી દુલાઈ,
મગર તુમ અભી તક ન આએ, ન આએ!

મુસર્રત કે રંગીન પ્યાલે ભી છલકે,
બહુત નૂર બરસા બહુત રંગ છલકે,
નિકાબેં ભી ઉઠીં દુપટ્ટે ભી ઢલકે,
મગર તુમ અભી તક ન આએ, ન આએ!

મુહબ્બત કે જઝબાત ને ભી સતાયા,
જુદાઈ કે લમહાત ને ભી સતાયા,
તુમ્હારે ખ્યાલાત ને ભી સતાયા,
મગર તુમ કો આના ન થા, તુમ ન આએ!

નિગાહેં મેરી આજ તક મુન્તઝિર હૈં,
વફાએં મેરી આજ તક મુન્તઝિર હૈં,
દુઆએં મેરી આજ તક મુન્તઝિર હૈં,
તુમ ઈતના તો "સહબા" કો આ કર બતા દો,
વોહ કબ તક ગમે આશિકી કો છુપાએ!



# બેકારોનો મુશાઈરો

[ લેખિકા :—આસિફા બેગમ સાહિબા ચિશ્તી (બુલંદ શહેર) ]

## મુશાઈરામાં ભાગ લેનાર :

જનાબ "નાદાર" ઉધારપુરી ★ જનાબ "કલ્લાંચ" ઢંઢીચાપુરી ★ જનાબ "મુફ્લિસ" ભિકારપુરી ★ જનાબ "અપાહજ" ખેરાતપુરી ★ જનાબ "મરીયલ" લમઢેંગપુરી ★ જનાબ "બેકાર" ડંગોરાપુરી ★ જનાબ "ગરીબ" ગંડુપુરી અને સભાજનો.

સ્ટેજ પરથી પરદો ઉપડે છે. મુશાઈરાના સેક્રેટરી જનાબ "કલ્લાંચ" ઢંઢીયાપુરી કુરસી પરથી ઉભા થઈ નીચેનું ભાષણ આપે છે :

"પધારેલા ગ્રહસ્થો ! આજ સુધી જુદા જુદા મુકામો પર બેકારોના મુશાઈરા થતા રહયા છે, પરંતુ હવે બેકારી આખા દેશમાં ફેલાતી જઈ રહી છે, જેથી એક "ઓલ ઈન્ડીઆ મુશાઈરા"ની જરૂરત ઉભી થઈ. મને આશા છે કે આજના "ઓલ ઈન્ડીઆ મુશાઈરા"માં હિન્દના ખુણે ખુણામાંથી નામચીન શાઈરો ભાગ લેવા પધારેલા છે. વિચાર તો કરો જે મુશાઈરામાં જનાબ "મરીયલ" લમઢેંગપુરી અને જનાબ "નાદાર" ઉધારપુરી જેવા નામચીન શાઈરો પધારેલા હોય, એ મુશાઈરો ઓલ ઈન્ડીઆ મુશાઈરો નહીં તો બીજું શું ? એ મુશાઈરાની સફળતામાં કયા "ગધ્ધા"ને શંકા હોઇ શકે—? આ અઝીમુશ-શાન મુશાઈરાની સદારત માટે જનાબ "નાદાર" ઉધારપુરીનું નામ રજુ કરૂં છું. એઓ નામદાર ઉધારપુરના રહેનારા છે. એમના ટાંટીયા કબરમાં લટકી ગયા છે, છતાં આજ સુધી એમણે કોઇ કામને હાથ નથી લગાડયો. મને આશા છે કે આપ સાહેબો મારી સૂચનાને ટેકો આપી વધાવી લેશો......"

ટોળામાંથી કેટલીક અવાઝો : "હું ટેકો આપું છું ! હું ટેકો આપું છું !" સદારતની કુરસીને એઓજ શોભાવી શકે......"

સદર સાહેબ સદારતની કુરસી પર આવીને ચોઢાઈ ગયા, ફરી આપે ઉભા થઈને નીચેની સુંદર તકરીર ઇરશાદ ફરમાવી.

હાઝેરીને મજલિસ ! આપ સાહેબોએ મુજ નાચીઝને આ ઓલ ઈન્ડીઆ મુશાઈરાની સદારતની કુરસી સોંપીને એવું જબ્બર જરત કામ કરી દેખાડયું છે, જેવું કે ગઈ મહાન લડાઇમાં ઇંગ્લાંડના લોકોએ મિસ્ટર

ચર્ચીલને વડા પ્રધાન બનાવીને કરી દેખાડયું હતું. વિચારો તો અમારા પણ ઘણા બુલંદ છે યાને કોઈ એવી તરકીબ શોધી કાઢવી કે જેનાથી હિન્દુસ્તાનના લોકો કંઈ પણ કામ કર્યા વિના બેઠાં બેઠાં આરામથી જિન્દગી ગુઝારી શકે. અમારી શોધ ચાલુ છે. અખ્તરા થઇ રહયા છે, અગર કામયાબી મળી ગઈ તો લડાઈ, નફરત, દુશમની, હસદ અને એવાંજ બુરાં કામો દુન્યામાંથી નેસ્તો નાબૂદ થઈ જશે અને દરેક શખ્સ ઘર બેઠાં સુખચેનથી ઝિન્દગી ગુઝારી શકશે........."

[ તાળીઓના ગડગડાટથી આખો હોલ ગાજી ઉઠયો. લોકોએ ખૂબ વખાણ કર્યાં કે, વાહ વાહ, કેવી મુબારક શોધ છે. સુબ્હાનલ્લાહ ! જીતે રહો ! ]

સદર સાહેબે પોતાની તકરીર ચાલુ રાખતાં ફરમાવ્યું: "વહાલા સદ ગ્રહસ્થો ! હું છાતી ઠોકીને કહી શકું છું કે અંતે જીત અમારી જ થશે. અમે જરૂર અમારી શોધમાં ફતેહ પામવાના........

(વાહ વાહના નારાઓથી હોલ ગુંજી રહયો) આપ સાહેબો જરા વિચાર તો કરો, દુન્યાના લોકો કયાં સુધી તકલીફોમાં ઘેરાઈ અને બેચેન રહેશે ? કયાં સુધી છરીઓ અને લાઠીઓ ચાલતી રહેશે ? આખર એક દિવસ કંટાળીને તેજ રસ્તે ચાલશે જે રસ્તે અમે ચાલીએ છીએ........

(ટોળામાંથી પોકારો પાડયા: હા, કેમ નહિં ! કેમ નહિં ! બધાને એજ રસ્તે આવવું પડશે !)

હવે વહાલા સાહેબો ! હું પોતાની નાચીઝ જાત વિષે બે બોલ બોલવા માગું છું. ઉધારપુર શહેરમાં પયદા થવાનું મેં એટલા માટે પસંદ કર્યું કે પ્રથમ તો અમારા શહેર અને જીલ્લામાં કામ કરનારા અને કામ આપનારા એવી રીતે ગાઈબ થયા છે જેમ ગધેડાના માથેથી શીંગડાં. બીજું, જે લોકો ત્યાં વસે છે, તેઓ એટલા બધા હરામ હાડકાનાં થઈ જાય છે, કે અગર કોઈ કામ આપનારો મળી આવે તો યે કામ ન કરી શકે.........(તાળીઓ)

હવે માનવંતા ગૃહસ્થો ! હું મુશાઈરો શરૂ કરવાનું એલાન કરૂં છું. યાદ રાખો કોઈ શાઈરને વધુ પડતી દાદ આપવી નહિં. પોતે બેકાર છો અને બેકારોને પસંદ કરો છો, એવુંજ તમારે તો પોતાના વર્તનથી જાહેર કરવાનું છે. હવે હું જનાબ સેક્રેટરી સાહેબને દરખાસ્ત કરૂં છું કે તેઓ માનવંતા શાઈરોને પોતાની કવિતાઓ સંભળાવવાની ઝેહમત આપે...!

સેક્રેટરી સાહેબ :—માનવંતા હાઝેરીન ! મુશાઈરાઓમાં ઘણું કરીને શાઈર સાહેબોને ફરિયાદ હોય છે કે મને પહેલો ઉભો કરી દીધો અને ફલાણાને બાદમાં ઉભો કીધો, જેથી કોઈને ફરિયાદ ન રહે તે માટે સૌથી પહેલાં હું પોતાનું કલામ રજુ કરૂં છું. પહેલી કડી અરજ કરૂં છું......(ટોળામાંથી કેટલીક અવાઝ સંભળાય. "અરે સાહેબ! તમે કોણ છો? તમારી ઓળખાણ શું?")

સેક્રેટરી :—"બંદએ નાચીઝને લોકો "કલ્લાંચ" ઢેંચીયાપુરી કહે છે. ખાનદાની શાઈર છું. ઢેંચીયાપુર મારૂં વતન છે."

હાઝેરીન :—પણ મુશાઈરાનો "મિસરએ-તરહ" શું છે?"

સેક્રેટરી :—સાહેબો ! આજકાલના ઓલ ઈન્ડીઆ મુશાયરા "મિસરએ-તરહ" વગરના થાય છે, જેથી અમે પણ આ મુશાઈરા માટે "તરહ"નો કોઈ મિસરો નકકી કર્યો નથી. દરેક શાઈર પોતાનું બેહતરીન કલામ આપની ખિદમતમાં રજુ કરશે. હું પણ મારી આખી ઉમરની કમાણીનો બેહતરીન હિસ્સો આપની સામે પેશ કરૂં છું. ધ્યાન દઈ સાંભળો. પહેલો શેઅર છે :—

દુન્યાં કો હમ ખુદા કી કુદરત દિખા રહે હંય,
બેકાર ફિર રહે હંય ઔર મુસ્કુરા રહે હંય !

હાઝેરીન:—"સુબ્હાનલ્લાહ ! ખરેખર ખુદાની કુદરત દેખાડી રહ્યા છો !"

કલ્લાંચ:—બીજો શેઅર અરજ કરૂં છું:—

જો કામ કર રહે થે આરામ કર રહે હંય,
હમ અપને સાથીયોં કો જીના સિખા રહે હંય !

બીજો એક શેઅર અરજ છે :—

અકસર મેં સોચતા હું યેહ કામ કરને વાલે,
કિસ પાપ કી સઝામેં તકલીફ ઉઠા રહે હંય ?

સદર:—કામ કરવું પોતે એક પાપ છે. વાહ ! કયા ખૂબ કહા અપને !

કલ્લાંચ :—ચોથો શેઅર સાંભળો :—

હમ કો પળી હી કયા હય જો મેહનતેં કરેં હમ,
રોઝી કમાને વાલે રોઝી પા રહે હંય !

હાઝેરીન:—બેશક ! બેશક !

કલ્લાંચઃ—મકતઅ એટલે છેલ્લો શેઅર અરજ કરું છું:

"કલ્લાંચ" તુમ કિસી કી બાતોં મેં આ ન જાના,
જો હંસ રહે હંય તુમ પર ખુદ મુંહકી ખા રહે હંય!

હાઝેરીનઃ—"વાહ સાહબ વાહ! આપને તો કમાલ કર દિયા!" (તાળીઓ)

**********

સેક્રેટરીઃ—હવે હું જનાબ "મરીયલ" લમઢેંગપુરી સાહેબને કલામ સંભળાવવાની તકલીફ આપીશ.

મરીયલઃ—વહાલા અહસ્થો! પોતાને મોઢે મિયાં મિઠ્ઠુ બનવું સારૂ તો નહિંજ, છતાં મારી તઅરીફ એ કે બંદા માના પેટથીજ શાઈર પયદા થયો છે. મારા છોકરા શાઈર, મારી છોકરીઓ શાઈર, મારી બીબી શાઇર...શાઈરી અમારો ખાનદાની પેશો......

ટોળામાંથી અવાઝ: "ત્યારે કહોને આપનું ઘર શાઈરીનું કારખાનું...

મરીયલ—જી હાં, સદર સાહેબની ઈજાઝત હોય તો હું સૌથી પહેલાં એક "કત્ઓ" અરજ કરૂં!"

સદરઃ—એ શું બોલ્યા સાહેબ! જે બોલવું હોય તે ખુશીથી બોલો, રૂબાઈ બોલો, ચોપાઈ બોલો, કસીદો બોલો, મુશાયરો આપનોજ છે.

મરીયલઃ—કત્ઓ અરઝ કરૂં છું:

ન પઢને પઢાને કો જી ચાહતા હય,
ન લિખને લિખાને કો જી ચાહતા હય.
કમાના હો "મરીયલ" જિન્હેં વો કમાએં,
હમારા તો ખાને કો જી ચાહતા હય!

હાઝેરીનમાં એક શોર મચી રહયો —વાહ, સુબ્હાનલ્લાહ! શું સરસ કત્ઓ કહયો છે એક વધુ, એક વધુ.

સદર સાહબઃ—મરીયલ સાહબ! એક કત્ઓ વધુ ઈરશાદ ફરમાવી દો.

મરીયલઃ—"વારૂ તો પછી હું ગઝલ નહિં બોલીશ."

હાઝેરીનઃ—ભલે કત્ઓજ સંભળાવી દો!"

મરીયલઃ—તો સાંભળો:

ન બાતેં બનાને કો જી ચાહતા હય,
ન ચલને ચલાને કો જી ચાહતા હય,
જહાં કામ કરને કો કેહતા હે કોઈ,
વહીં લેટ જાને કો જી ચાહતા હય!

હાઝેરીનમાં ફરીવાર શોરબકોર મચી ગયો : બહુત ખુબ ! બહુત ખુબ ! એક કત્ઓ વધુ સંભળાવી દો. લોકોનો આગ્રહ થવા લાગ્યો.

સદર :— સાહબો ! આ રીતે કત્આઓ બોલાવ્યા કરશો તો આખી રાત એમાંજ નિકળી જશે. જનાબ મરીયલ સાહબ પોતાના રંગના ઉસ્તાદ છે. એમણે અનેક કાવ્યો રચેલાં છે અને એકથી એક ચઢીયાતું છે. અગર આપ આગ્રહ ચાલુ રાખશો તો એઓ સંભળાવતાજ રહેશે અને આપની તરસ મટવાની નથી, જેથી હાલ આપ માફ કરો. મુશાઇરો ખતમ થતાં જનાબ મરીયલ આપને ફરીવાર સંભળાવશે. હવે હું સેક્રેટરી સાહેબને વિનતિ કરીશ કે તેઓ બીજા કોઈ શાઈરને બોલાવે.

સેક્રેટરી :— જનાબ "અપાહજ" ખયરાતપુરી હાઝર છે ?

અપાહજ :— સાહબો ! લોકોની ખયરાત પર ગાડું ગબડાવું છું, છતાં દરરોજ જુમેરાત ચાલે છે. વારૂ, સાંભળો શેઅર અરઝ કરૂં છું :

દુન્યામેં આજકલ ભી જો કામ કર રહે હંય,
જીને કી આરઝૂ મેં બે-મ઼ત મર રહે હંય !

એક શાઈર :— વાહ, શું ફરમાવ્યું : બે-મવત મર રહે હંય !

હાઝેરીન :— સુબ્હાનલ્લાહ ! "આજકલ" કેટલું બંધ બેસતું છે. જાણે આજે કામ કરવાનો ઝમાનો જ રહયો નથી.

અપાહજ :— બીજો શેઅર અરઝ કરૂં છું :

કારીગરોં કી જાનિબ તુમ શામ કો ન દેખો,
દિનભર કી મેહનતોં સે ચેહરે ઉતર રહે હંય !

હાઝેરીન :— ખરૂં છે, આજે એજ વખત આવી લાગ્યો છે !

અપાહજ :— ત્રીજો શેઅર સાંભળો, શાયદ પસંદ પડે :

કોઈ ભી કામ કીજીએ, યેહ કશ-મ-કશ તો હોગી,
આજ ઈસ સે ડર રહે હંય કલ ઉસસે ડર રહે હંય !

હાઝેરીનઃ-તદ્દન સાચું કહયું, જેથીજ ખયરાતની રોટલીઓ તોડવી પડે છે !

અપાહજઃ-છેલ્લો શેઅર અરજ કરૂં છું :

અપની ભી અય "અપાહજ" ક્યા ખુબ ઝિન્દગી હય,
કુછ ભી નહીં કમાતે ઔર અયશ કર રહે હંય !

હાઝેરીનમાં ફરીવાર શોર ઉઠયો કે જનાબ મરીયલને પાછા બોલાવો.

સદરઃ—ઝરા થોભો, હજી ઘણા શાઈરો બાકી છે.

સેક્રેટરીઃ—જનાબ "મુફલિસ" શિકારપુરી તશરીફનો ટોકરો લાવે!

મુફલિસઃ—પહેલો શેઅર અરઝ છેઃ

હમેં અપની બાતોં મેં લાઓ તો જાનેં!
કોઇ કામ હમસે કરાઓ તો જાનેં!

હાઝેરીનમાં પાંચ મિનિટ સુધી શોર મચી રહયો અને ચારે તરફથી અવાઝો સંભળાઈઃ કોઈ કામ હમસે કરાઓ તો જાને! વાહ કેવો ફાંકડો શેઅર છે. મુફલિસ સાહબ વારંવાર એ શેઅર બોલતા રહયા. સદર સાહબે મહા મુશકેલીએ ટોળા પર કાબૂ મેળવ્યો.

સદરઃ—સાહેબો! બીજો શેઅર તો સાંભળો. મુફલિસ સાહબે એના કરતાં ફાંકડો લખ્યો છે. જેથીજ તો કહયું હતું કે હજી સારા સારા શાઈરો મવજૂદ છે.

મુફલિસઃ—આપ સાહબોએ મને જે માન આપ્યું તે વાજબીજ છે. બીજો શેઅર સાંભળોઃ—

દિનો રાત દુન્યા મેં બેકાર રેહ કર,
હમારી તરફ દનદનાઓ તો જાને!

હાઝેરીન—વાહ! દનદનાઓ તો જાને! કયા ખૂબ કહી!

મુફલિસઃ—નાચીઝનો શેઅર છેઃ

તુમ આસાં સમજતે હો બેકાર રેહના,
જો દો દિનમેં ગભરા ન જાઓ તો જાનેં!

હાઝેરીનઃ—ખરું ફરમાવ્યું. બેકાર રહેવું પણ દિલગુર્દા વાળાનુંજ કામ છે.

મુફલિસઃ—છેલ્લો શેઅર અરજ કરું છું:

ગરીબી સે સબકો ડરાતે હો વાઈઝ!
જો મુફલિસ કો મુફલિસ બનાઓ તો જાને!

હાઝેરીનઃ—મુફલિસ સાહિબને બીજી ગઝલ પણ સંભળાવવી પડશે. હા, જરૂર, જરૂર, (તાળીઓ)

સાદર સાહેબઃ—ખામોશ ખામોશ! સાહબો! મુશાઈરો ખતમ થઇ જવા દો, પછી એ શાઈરોના કલામ સાંભળ્યા કરજો. હમણાં ગરબડ મચાવી મુશાઈરાનો રંગ ન બગાડો.

સેક્રેટરીઃ—જનાબ "બેકાર" ડંગોરાપુરી સ્ટેજ પર પધારે!

બેકારઃ—સાહેબો! એક ગઝલ હું પણ રજુ કરૂં છું.

સદરઃ—જરૂર!

બેકારઃ-સાંભળો:

જહાં વાલોં સે યૂં બેઝાર હું મેં,
યે દીલને હંચ સબ, હુશ્યાર હું મેં,
મેરા સાની નહીં દુન્યા મેં કોઈ,
અઝલ સે આજતક બેકાર હું મેં!

હાઝેરીનમાં એક શોર મચી ગયો. વાહ વાહ, સુબ્હાનલ્લાહના નઅરાઓથી આખો હોલ ગુંજી ઉઠયો.

બેકારઃ—સાહેબો! શેઅર અરઝ કરૂં છું:

જિસે બેહ આરઝૂ હો કવમકા સરદાર હો જાએ,
તો ઉસ કો ચાહીએ મેરી તરહ બેકાર હો જાએ!

સદરઃ— "વાહ, કેવો ગઝબનો શેઅર છે, સલાહ પણ અનોખી છે જાણે આપ પોતે કવમના સરદાર છો!"

હાઝેરીને પણ ખૂબ દિલ ખોલીને એ શેઅરની દાદ આપી.

બેકારઃ—બીજો શેઅર હાઝર છે:

હર ઈન્સાં કો મેરે ઉસ્તાદ કી પેહલી નસીહત હય!
જહાં હો કામ કા મવકા વહીં બીમાર હો જાએ!

હાઝેરીને તાળીઓના ગડગડાટ અને વખાણના નારાઓથી આખો હોલ ગજગજાવી નાખ્યો. અને મઝકૂર શેઅર પાંચ છ વાર બોલવાની ફર્માઈશ કરી.

સદરઃ—વાહ બેકાર સાહેબ! આ કડીનો તો જવાબ નથી કે, જહાં હો કામ કા મવકા વહીં બીમાર હો જાએ!

બેકારઃ—ત્રીજો શેઅર સાંભળો:

જહાં મેં સારે ઝગળે કામ કરને કી બ–દવલત હંય,
જો સબ બેકાર હો જાએં તો બેડા પાર હો જાએ!

હાઝેરીને આ શેઅરની પણ ખૂબ દાદ આપી એક સાહબે તો કહી દીધું કે મુશાઈરાની સૌથી ઉત્તમ ગઝલ તમારીજ છે.

બેકાર:—આખેરી શેઅર અરઝ છે.

બસ અબ દુન્યામેં "બેકાર" અપના ડંકા બજને વાલા હય,
ઝમાના અપયશ કરને કે લિયે તૈયાર હો જાએ!

હાઝેરીનમાંથી એક સાહબે ઉભા થઈને કહયું: જનાબે સદર! અગર મુશાઈરો વધુ લંબાય તો એના અર્થ એ હશે કે આપણે ગમ્મત ખાતર નથી આવ્યા, બલકે કામ કરવા આવ્યા છીએ, જેથી મુશાઈરો ખતમ થવો જોઇએ!

બીજી તરફથી આવાઝ આવી: મરીયલ સાહબ પાછા સ્ટેજ પર આવે! બીજો માણુસ બોલ્યો: નહિં. બેકાર સાહબ આવે! કેટલીક અવાઝો: હરગિઝ નહિં. અમે કોઈને સાંભળવા નથી માગતા! ડબ્બા ગુલ બત્તી હઝમ...!

સદર:—સાહબો શાંતિ જાળવો, ચુપ રહો, મારી એક વાત સાંભળો.

ચારે તરફથી અવાઝો: નથી સાંભળતા! નથી સાંભળતા! ડબ્બા ગુલ બત્તી હઝમ!

શોર બકોર વધતો ગયો. માણુસો ઉઠવા લાગ્યા. હોલમાં શોર સિવાય કંઈ સંભળાતું ન હતું. કોઈ સીટી વગાડતો હતો, કોઈ તાલીઓ વગાડતો હતો, કોઈ બરાડતો હતો, કયાંકથી બિલાડીઓ જેવી અવાઝો આવતી હતી, કયાંકથી કુતરાઓ જેવી. જાણે હોલમાં હઝારો કુતરાં બિલાડાં ઘુસી આવ્યાં છે. સદર અને સેક્રેટરીએ શાંતિ સ્થાપવાની ઘણી કોશિષ કરી, પણ કાંઈ ન વળ્યું. અંતે સદર સાહબે એ'લાન કરી દીધુ કે મુશાઈરો ખતમ થાય છે. અને બધા હસતે ચેહરે પોત પોતાના ઘર તરફ રવાના થયા.



# હમારી શાદીયાં

[ રજુ કરનાર:— સલીમહ અહમદ ]

★ ** ** ** ** ★

હો ગએ બે-ખાનમાં માં બાપ, આફત હો ગઈ!
કયા હુઈ બચ્ચોં કી શાદી, એક કિયામત હો ગઈ!

બિયાહ મેં બેટોં કે સબ, બરબાદ દવલત હો ગઈ!
બદ સે બદ, બદતર સે બદતર, અપની હાલત હો ગઈ!

કત-ખુદાઇ[1] ને તો માલો ઝર કા પાની કર દિયા,
ઓર ખત્નહ, ખસ્તહ-સામાની[2] કી સૂરત હો ગઈ!

ઘર મુસલમાનોં કે, રસ્મે-મુશરિકાના દેખ કર,
અકલ કો સકતહ હુવા, હયરત કો હયરત હો ગઈ!

હિર્સે-શુહરત મેં મુસલમાં, ઘરસે બે-ઘર હો ગએ,
શખ્સીયત કી ચાહ મેં હાસિલ નદામત હો ગઇ!

ઘર લગા રેહને હમારે સૂદખારોં[3] કા હુજૂમ,
બિયાહ આફત બન ગયા, શાદી મુસીબત હો ગઈ!

ગમ હય કુછ દુન્યામેં, અય "શાલિગ", તો યેહ ગમ હય મુજે,
કવમ અપની તારિકે[4] —રસ્મે-શરીઅત હો ગઇ!

---

(૧) કતખુદાઈ=શાદી (૨) ખસ્તહ સામાની=બરબાદી
(૩) સૂદખાર=વ્યાજ ખોર (૪) તારિક=છોડનાર



# અલ્લાહકી ખાતિર

હઝરત અબી ઉમામહ (રદિ.) સે રિવાયત હય કે રસૂલુલ્લાહ સલ-લલ-લાહુ અલય હે વ સલ્લમને ફરમાયા :—

| હદીસ | તરજુમા |
|---|---|
| ★ મન અહબ્બ લિલ્લાહે...... | ★ મુહબ્બત જિસને કી અલ્લાહકી ખાતિર |
| ★ વ અબગઝ લિલ્લાહે...... | ★ અદાવત જિસને કી અલ્લાહકી ખાતિર |
| ★ વ અઅતા લિલ્લાહે...... | ★ દિયા કુછ તો ફકત અલ્લાહકી ખાતિર |
| ★ વ મનઅ લિલ્લાહે...... | ★ અગર રોકા તો બસ અલ્લાહકી ખાતિર |
| ★ ફ કદિસ-તક-મલલ-ઇમાન... | ★ મુકમ્મલ કર દિયા ઈમાં કો અપને. |
| ★ (અબૂ દાવૂદ-મિશ્કાત)... | ★ ખુદા હમ કો ભી યેહ તવફીક બખ્શે ! |

—: રઝિય્યહ બાનુ :—



# પીરાને પીરની વસિય્યત

મહબૂબે સુબ્હાની હઝરત અબ્દુલ-કાદિર જીલાની (રહ.) જ્યારે દુન્યાથી રૂખ્સત થવા લાગ્યા તો આપે પોતાના બેટા હઝરત શયખ અબ્દુલ-વહહાબ (રહ.)ને વસિય્યત કરતાં ફરમાવ્યું :—

★ તમારા પર લાઝિમ છે કે અલ્લાહથી ડરતા રહો.
★ અને અલ્લાહ વગર કોઈથી ન ડરો.
★ અને અલ્લાહ સિવાય કોઈથી આશા ન રાખો.
★ અને પોતાની તમામ હાજતો અલ્લાહને સોંપી દો.
★ અને અલ્લાહ સિવાય કોઈ પર ભરોસો ન રાખો.
★ અને તમામ મુરાદો તેની જ પાસેથી માગો.
★ અને અલ્લાહ સિવાય કોઈ પર આધાર ન રાખો.
★ તવહીદને લાઝિમ પકડો !
★ તવહીદને લાઝિમ પકડો !
★ એના ઉપર બધા સંમત છે.

—: નસીમ બાનુ :—

# શાદીનો પસ્તાવો

## ( એક યુરોપિઅન છોકરીની સાચી આપવીતી )

### લેખિકા :— મિસિસ ડીના જેરી કોલેન્ઝ

"મિસિસ જેરી કોલેન્ઝ ! તમારા પતિનો પગ અનેક જગ્યાએથી તૂટેલો છે." ડોકટરના આ શબ્દો લોખંડના હથોડા પેઠે મારા મગજ પર પડયા. હું ફાટી ફાટી આંખે ડોકટર તરફ તાકી રહી.

ડોકટર બોલ્યો : "ઘૂંટણનું હાડકું તો ચૂરેચૂરા થઈ ગયું છે. મને અફસોસ છે એમને લાંબી મુદ્દત પથારી પર રહેવું પડશે."

"આસરે કેટલી મુદ્દત ?" મેં ધડકતા દિલે પુછયું.

"એક નહિ અનેક મહીના સુધી...બનવા જોગ છે કે વરસ પણ નીકળી જાય અને સારૂં થવા પછી પણ ગેરંટી નહિ આપી શકાય કે એઓ હરી ફરી શકશે......"

મારી આંખોમાંથી ચોધાર આંસુ વહી પડયાં. મારી કરૂણ દશા જોઈને ડોકટર પણ ઉદાસ બની ગયો. તે બોલ્યો :

"મિસિસ જેરી ! બનવાનું બની ગયું. ચિન્તા કરવાથી શું વળશે ? તમારૂં ભરણ પોષણ કરનારૂં કોઈ છે કે નહિ ?"

"ના કોઇ નથી......બદ નસીબીથી એવો કોઈ વડીલ પણ નથી જે અમારી મદદ કરી શકે." મહા મુશ્કેલીએ ઉપલા શબ્દો હું બોલી શકી.

"શું તમારૂં કોઈ બાળક પણ છે ?'

"હા, છ મહીનાની અમારી એક બાળકી છે."

ડોકટરના ચેહરા પર ઉદાસીના ભાવો ઓર બી ગેહરા થઈ ગયા. તે મને દિલાસાના બોલ કહે તે પહેલાં હું રૂમમાંથી નીકળી આવી. મારૂં મગજ બહેર મારી ગયું હતું. વારંવાર આંખે અંધારા આવી જતાં હતાં. ઉફ્ ખુદાયા ! આ શું થઈ ગયું ? હું હવે કયાં જાઉં ? કોની પાસે મદદ માગું ? કોનો આસરો લઉં ? મારો પતિ...મારો સરતાજ જેરી હોસ્પીટલમાં નિરાધાર દશાએ પડેલો છે. ઘરનું ગાડું કેવી રીતે ગબડશે ? જુની કાર અને ટેલીવિઝનના હપ્તા કેવી રીતે ભરાશે ? ફરનીચર અને ઘરનું કિરાયું કયાંથી લાવીશ ? શું હવે નોકરી માટે દર બદરની ઠોકરો ખાવી પડશે......? ઉફ્ ! ઉફ્ !

આવી અણધારેલી આફત અમારા ઉપર અચાનક તૂટી પડશે, તેની મને ખાતરી થતી ન હતી. કારના એક્સીડન્ટમાં મારા પતિની ટાંગ તૂટી ગઈ હતી. આ તેજ મનહૂસ જુની કાર હતી, જેને અમે ટમેં પર ખરીદી લાવ્યાં હતાં. હોસ્પીટલના પલંગ પર પડેલા મારા પતિને મેં જોયો. બેભાન દશામાં લાશ પેઠે પડેલો હતો. તેના આખા અંગ પર પાટા બાંધેલા હતા. તેના ચેહરા પર મૃત્યુ જેવી પીળાશ છવાએલી હતી. હુ બરાડા પાડી પાડીને રડવા માંગતી હતી. મને એવું લાગતું હતું, જાણે કોઇ મારૂં કલેજું ચુંથી રહયું છે. શુ જેરી આ રીતે આંખો બંધ કરીને મરી જશે? શું હવે તે મને અને પોતાની બાળકી બારબરાને નહિ જોઈ શકે? શું હવે તે આખા જન્મારા માટે અપંગ થઈ પડશે? પરેશાન વિચારો અને ભયજનક ખ્યાલો પ.ણીના પુર પેઠે ધસી ધસીને આવતાં હતાં.

મને યાદ નથી કે હું ક્યારે બસમાં બેઠી અને ક્યારે ઘરે પહોંચી. પથારી પર પડીને છ મહીનાની બાળકી બારબરાને મેં છાતી સાથે ચાંપી લીધી. હુ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. મોડે સુધી ચોધાર આંસુએ રડતી રહી. હૈયાં વરાળ ઠાલવતી રહી અને સિસકારા ભરતી રહી. રડવાથી દિલનો ભાર હળવો થયો. હવે હું વિચારવા લાગી કે આઇન્દા મારે શું કરવું જોઈએ. કોઈ તદબીર મગજમાં આવતી ન હતી. ચારે તરફ ઘોર અંધારૂં જ અંધારૂં ભાસતું હતું. થોડી વારે મારા વિચારો ભુતકાળની ઝાલર પર ફરી ગયા. વીતેલા દિવસો મને યાદ આવવા લાગ્યા. પર્દા પર ચાલતી ફિલમ પેઠે એક પછી એક સીન મારી આંખો સામેથી પસાર થવા લાગ્યું.

## ૨

બે વરસ પહેલાં ઉનાળાની તે સોહામણી સલુણી સાંજ મને બરાબર યાદ છે, જ્યારે પહેલ્લ વહેલાં મેં જેરીને જોયો હતો. હું સોલ વરસની એક તંદુરસ્ત અને ચંચળ તરૂણી હતી. સ્કૂલની મારી સહેલીઓ મારી સુંદરતા અને રૂપના વખાણ કરતાં થાકતી ન હતી. આહ! તે પણ કેવા સોનેરી દિવસો હતા! દુન્યાની કોઈ ચિન્તા મારી નઝદીક પણ ફરકતી ન હતી. મારા પિતાજી ખાતાપીતા અને સુખી માણસ હતા. ઘરમાં મારા માત પિતાની હું ખૂબ લાડકી હતી. મારા ઉપર તેમના પ્યાર અને મમતાનો ધોધ વહેતો હતો. મારી નજીવી માગણી પણ રદ થઇ હોય તેવું મને યાદ નથી. કેવો સોહામણો અને ઉલ્લાસ ભર્યો ઝમાનો હતો.

મારી આંખો—જે અત્યારે રડતાં રડતાં સુજી ગઈ હતી, એકવાર પાછી આંસૂઓથી છલકાઈ ઉઠી.

જે બે વરસ પહેલાંની સોહામણી સાંજનું મેં વર્ણન કર્યું તે સાંજે મારી પ્રિય સહેલી જોન પોતાના પિતાની કાર લઈને અમારે ઘેર આવી. આવતાં જ તે બોલી: "ચાલ, આજ સાંજનુ જમણ હોટલમાં લઈએ, મઝા પડશે."

અમે જે ટેબલ પાસે ગોઠવાયાં તેનાથી થોડે દૂર એક ફાંકડો જવાન બેઠેલો હતો. તેના ચેહરાની રૂપરેખા દિલને આકર્ષી લે તેવી હવી. ખબર નહિ કેમ મને તે ગમી ગયો. મારૂં મન થયું કે હું વારંવાર તેને જોયા કરૂં. હું મારી સહેલી જોન સાથે આ તરફ તે તરફની વાતો કરતી રહી. કોઇક વેળા ત્રાંસી નઝરે પેલા નવજવાન તરફ જોતી, તો તે પણ તાકી તાકીને મારી તરફ જોતો, મને દેખતો. થોડીક પળો બાદ તે પોતાની જગ્યા પરથી ઉભો થયો અને અમારા ટેબલ પાસે આવીને પોતાનો પરિચય આપતાં બેસી ગયો. અમે ત્રણેએ ખાધું. તેનું નામ જેરી ફ્રાલેન્ઝ હતું. તે કોઇ બિલ્ડીંગો બાંધનારી કમ્પનીમાં કામ કરતો હતો. થોડીક જ પળોમાં મને થયું, જાણે મુદ્દતથી હું જેરીને ઓળખું છું મિત્રો પેઠે અમે આપસમાં છુટથી વાતો કરતાં રહયાં. અલક મલકની હાંકવા બાદ અમે મોડી રાતે હોટલમાંથી નીકળ્યાં. જોન પોતાની કારમાં ચાલી ગઈ. જેરી પોતાની કારમાં મને મારે ઘેર ઉતારીને રૂખ્સત થયો

તે રાતે હું મોડે સુધી જેરી વિષે તરહ તરહના તરંગોમાં ગોથાં ખાતી રહી ધીરે ધીરે અમે એક બીજાથી નઝદીક થતાં ગયાં. જેરી રોજ અમારે ઘેર અચૂક આવતો, મને પોતાની કારમાં સહેલ માટે લઈ જતો. એજ રસભર્યા વાતાવરણમાં ઉનાળાની રજાઓ પુરી થઇ. સપ્ટેમ્બરનો મહીનો આવી લાગ્યો. હવે મારી સ્કુલ ઉઘડવાની તૈયારી હતી. શરૂઆતમાં મારા પિતાજીએ જેરીના આવવા જવા પર વાંધો લીધો. અમારા વધતા જતા સંબંધો પ્રત્યે ચિન્તા વ્યકત કરી. મને અટકાવવાનો પ્રયત્ન પણ કર્યો ખરો, પરંતુ મેં રડી રડીને બુરા હાલ કરી લીધા. પછી તો કોઈએ પણ રોકટોક નહિ કરી. અલબત, મારા પિતાજી મારા આ કૃત્યથી મનમાં ખુબ નારાઝ રહેતા હતા પણ મેં તેમની નારાઝીની જરાયે દરકાર નહિ કરી. નિયમ મુજબ જેરીને મળતી રહી. કોઈક વાર એવું પણ બનતું કે ઘરમાં મારા માતપિતા અને ભાઈ બહેન ન હોતાં ત્યારે જેરી આવી લાગતો.

મોડે સુધી મારી પાસે બેસીને વાતો કર્યા કરતો. અમે બંને જવાન હતાં. જવાનીની ઉર્મિઓ અમારા દિલોમાં થનગની રહી હતી. લાગણીઓ પર અંકુશ રાખવાનું ખાસું મુશ્કેલ બની જતું. આ ગંભીર વસ્તુ-સ્થિતિનું અમને પુરેપુરૂં ભાન હતું. જેરી ચાહતો હતો કે જેમ બને તેમ જલ્દી શાદી કરી લેવી જોઇએ. પરંતુ શાદી શી રીતે થઈ શકે?

સ્કુલની મારી તઅલીમ ખત્મ થઈ ન હતી. શાદીમાં આ સૌથી મોટી રૂકાવટ હતી. મા-બાપ કયારેય રાજી થાય એમ ન હતું. જેરી વયમાં મારાથી પાંચ વરસ મોટો હતો. એક દિવસે તેણે મને કહયું:

"ડીના! તું જાણે છે, હું તો શાદી માટે, અત્યારથી પૈસા ભેગા કરી રહયો છું!"

જો કે તે રખડુ અને લંપટ ન હતો. કોઈ શરીફ અને ખાનદાની કુટુમ્બનો નબીરો હતો. એમ છતાં મારા પિતાને તેનું અમારે ઘેર આવવા જવાનું રૂચતું ન હતું. જીભથી તો તેમણે કદી મને અટકાવી નહિ, ન જેરીને કશું કહયું. છતાં તેમની "કરડી નઝર" તેમની નારાઝીની ચોકખી રીતે ચાડી ખાતી હતી.

એક દિવસે માતાજીએ મને કહયું પણ ખરૂં કે પિતાજીને તારા આ લખ્ખણ મુદ્દલ પસંદ નથી. તું હજી નાદાન અને અણસમજ છે. તેમને ધાસ્તી છે કે તારી ઝિન્દગી કયાંક બરબાદ ન થઈ જાય!

મેં માતાજીને ખાત્રી કરાવી કે તેમની ઈચ્છા વિરૂધ્ધ હું કોઈ પણ પગલું નહિ ભરૂં. આ વાત કહેવાને તો મેં તેમને કહી દીધી પણ ખુદ મારા મનને સંતોષ ન હતો. મને ધાસ્તી હતી કે અમારી મુલાકાત અગર આમજ ચાલુ રહી તો એક ન એક દિવસે જરૂર મારી પવિત્રતાનો દામન ખરડાઈ જશે

## ૩

એક તરફ સંજોગો આ રીતે પલટાઈ રહયા હતા ત્યારે બીજી તરફ સ્કૂલની મારી તઅલીમી આગેકૂચ એકદમ અટકી પડી. ભણવા ગણવામાં જરાયે મારૂં દિલ લાગતું ન હતું. પ્રેમીની કલ્પના પુરી તરહથી મારા મસ્તક પર સવાર થઈ ગઈ હતી. હું તે સમયની આતુરતાથી રાહ જોતી હતી, જ્યારે હું અને જેરી હમેશાને માટે એકબીજાના થઈ જઇએ.

ક્રિસમસના તહેવારના થોડા દિવસ પછીનો બનાવ છે. એક રાતે જેરી અમારે ઘેર આવ્યો. તે ઘણો પરેશાન લાગતો હતો. મને પોતાની સાથે

બહાર લઈ ગયો. અમે મોડે સુધી અહીં તહીં ફરતાં રહ્યાં. તે રાત ઘણી મનહર અને આનંદજનક અને રસ ભરપુર હતી. તે રાતે મને પ્રથમવાર થયું કે શાદીનો ઈન્તેઝાર તો બહુ કડવો અને કંટાળાજનક છે. શા માટે, જેમ બને તેમ જલ્દી છુટકારો નહિ મેળવવો ? જેરીની પરેશાનીનું કારણ મેં જાણી લીધું. ધીરજનો પાલવ તેના હાથમાંથી પણ છુટી ગયો હતો, તેણે જ્યારે બીતાં બીતાં મને આ વાત કહી તો લાગણીના આવેશથી તેના હોઠ ધ્રુજી રહયા હતા. તે બોલ્યો :

"ડીના ! હું તારા વિના જીવતો નહિ રહી શકું. તારે મને જીવાડવો હોય તો જલ્દી શાદી કરી લે. હું તને કોઇ પણ ભોગે મેળવવા ચાહું છું. ચાલ, આજે જ આપણે શાદી કરી લઈએ !"

અને તેજ દિવસે સાંજે અમે કાનૂની રીતે શાદીની ગાંઠથી જોડાઇ ગયાં.

શાદીની ક્રિયાઓ એટલી ઉતાવળે થઈ ગઈ કે આજે બે વરસ થઈ ગયાં છતાં હું તેનો વિચાર કરૂં છું તો મને ભારે નવાઈ લાગે છે. તે રાત અમે એક રળિયામણા સ્થળે આવેલી એક હોટલમાં પસાર કરી. હોટલના રજિસ્ટરમાં જ્યારે મેં મિસિસ જેરીના નામથી સહી કરી તો ખુશાલીના આવેશમાં મારી આંખોમાં આંસુ આવી ગયાં. મને ખાતરી ન હોતી થતી કે હું મારા પ્રેમી જેરી કોલેન્ઝની પત્ની બની ચુકી છું.

બીજે દિવસે સવારે મેં મારે ઘેર ફોન કર્યો. મારી માતાએ ફોન ઉપાડયો. મારી અવાઝ સાંભળતાંજ તે એક દમ રડી પડી. તેણે બતાવ્યું કે આખી રાત ઘરમાં કોઈ સુઈ શકયું નથી. બધાજ હેરાન પરેશાન છે કે ડીનાનું શું થયું ને તે કયાં ગઈ ? અનાજનો દાણો સરખો કોઈના પેટમાં ગયો નથી.

જ્યારે મેં માને સમાચાર આપ્યા કે મેં જેરી સાથે શાદી કરી લીધી છે તો તે ફ્વરન ચુપ થઈ ગઈ. મેં કહયું, પિતાજીને ફોન આપો, મારે તેમની સાથે વાત કરવી છે. મા બોલી, પિતાજી તારી સાથે વાત કરવા નથી માગતા !

મા બાપની નારાઝીનો આઘાત જેવો તેવો ન હતો, છતાં શાદીની ખુશાલીમાં મેં જલ્દી તેને ભૂલાવી દીધો. હું જેરીના નાનકડા ફ્લેટમાં ચાલી ગઈ. કેટલાય મહીના પસાર થઈ ગયા. ન હું મા-બાપને ઘેર ગઈ, ન કોઈ ત્યાંથી મળવા આવ્યું. બાદમાં ખબર પડી કે માતાજીએ અનેક વાર મારી પાસે આવવાની કોશિશ કરી પણ પિતાજી તેમને ખૂબ વઢયા

અને મારે ઘેર જવા દેવાની ઘસીને ના પાડી દીધી. પ્રથમ મારો વિચાર હતો કે પોતાનું ભણતર ચાલુ રાખું અને હાઈસ્કુલ સુધીનું શિક્ષણ પુરૂં કરી લઉં. પરંતુ તરતજ મારે ભણતર છોડી દેવું પડયું, કેમકે અમારી નાની બાળકી બારબરા દુન્યામાં આવવાની તૈયારીમાં હતી.

## ૪

બીજા દિવસે જ્યારે હું હોસ્પીટલમાં જેરીની ખબર લેવા ગઈ તો તે ભાનમાં હતો મને જોઈને તેના સુકા હોઠો પર ફિક્કું હાસ્ય ફરકી ગયું.

"ડીના! ડોકટર કહે છે કે મારે લાંબી મુદ્દત પથારીમાં રહેવું પડશે. ઘરનું ગાડું કેવી રીતે ગબડશે તેની મને ચિન્તા પેઠી છે!"

તે એમ કહેવા માગતો હતો કે તારે ઘરનો ખર્ચ ચલાવવાનો કોઈ બંદોબસ્ત કરવો જોઇએ. મેં પોતાના ચેહરા પેર આનંદના ભાવો પ્રકટ કરતાં કહયું:

"જેરી! તમારે જરાએ ચિન્તા નહિ કરવી. હું ગમે તેમ કોઈજગ્યાએ કામ ગોતી લઇશ. આજે બપોરથીજ કામ શોધવાની શરૂઆત કરી દઇશ. ક્યાંયે મળીજ રહેશે."

મેં જુદી જુદી પેઢીઓ અને ઓફિસોના ચક્કર લગાવવા માંડયા, તો ખબર પડી કે કામ મળવું એટલું આસાન નથી જેટલું હું ધારતી હતી. લાગલગાટ કેટલાય દિવસો એ દોડધામમાં પસાર થઈ ગયા. હું જ્યાં જતી, નિરાશા અને ધક્કા વિના કશુંજ નહિ મળતું. હું ટાઇપીંગનું કામ બરાબર જાણુતી હતી. પરંતુ હાઈસ્કુલનું શિક્ષણ અધુરૂં રહી ગયું હોવાને કારણે કોઈ પેઢી મારી "કાબેલિયત"નો સ્વીકાર કરવા તૈયાર ન હતી. અરજીઓ ટાઈપ કરી કરીને હું થાકી ગઇ. સાચું કહું તો સેંકડો અરજીઓ મેં ટાઈપ કરી નાખી હશે. પરંતુ નોકરી ન મળવાની તે નજ મળી નિરાશા અને નિષ્ફળતાના ભયંકર બોજથી જીવન રોઝ-બ-રોઝ અઝાબ બની રહયું હતું. પતિ હોસ્પીટલમાં લાચાર દશાએ પડેલો હતો. હું એકલી હતી. નિરાધાર અને નિસહાય હતી. સાથેજ બારબરા જેવી ધાવણી બાળકીની જવાબદારી પણ ઉપાડવાની હતી. મા-બાપ મારી શકલ-સુરત જોવાના રવાદાર ન હતાં. થોડી ઘણી સંઘરેલી પુંજી હતી તે પુરી થવા આવી હતી. હવે શું થશે? એ ચિન્તા મારા દિલને કોરી ખાવા લાગી.

ત્રણ અઠવાડિયાં એજ રખડપટ્ટીમાં નીકળી ગયાં. આ દરમ્યાન જેરી હોસ્પીટલથી ઘેર આવી ગયો હતો. ચાલવા ફરવાનું તો આવું રહ્યું,

પોતે ઉઠીને પાણીએ પી શકતો ન હતો. હર વખત પથારી પર પડયો રહેતો. બારબરાને હું તેની પાસે મુકી જતી કે જેથી નોકરીની તલાશમાં હું દર–બ–દરની ઠોકરો આસાનીથી ખાઈ શકું. હવે હું એટલી બધી કંટાળી ગઈ હતી કે ગમે તેવી નીચમાં નીચ નોકરી મળે તો તે પણ સ્વીકારી લેવી, એવો નિર્ણય પુકારી લીધો હતો. સવારે નાસ્તો કરીને ઘરેથી નીકળતી, આખો દિવસ ઓફિસો, પેઢીઓ, ફેક્ટરીઓ અને દુકાનોનો ચકકર લગાવતી. અને થાકી પાકીને ઘરે પાછી ફરતી. હવે હું ખુબ ચીડીયલ સ્વભાવની બની ગઈ હતી. કોઈની સાથે વાત કરવાનુ મન નહિ થતું. વાત વાત પર ગુસ્સો આવી જતો. નજીવી નજીવી બાબત પર કરડી ખાવા દોડતી અમો મિયાં બીબી વચ્ચે શાદી બાદ કદી જરાક જેટલી પણ ટકટક થઈ ન હતી. પરંતુ હવે એવું બનવા લાગ્યું કે અમે એકબીજાને કરડી ખાવા દોડતાં. વાતચીત પણ એવી ઢબે કરતાં જાણે લડી રહયાં હોઈએ. જેરીને જો કે આ અણધાર્યા એકસીડન્ટનો ભારે સદમો હતો અને તે વારંવાર કહયા કરતો કે ડીના! મેં તને વગર લેવેદેવે મુસીબતમાં નાખી દીધી. પરંતુ મને તેની વાતમાં બનાવટની ગંધ આવતી.

એક રાતે જયારે હું થાકી પાકીને નિયમ મૂજબ ઘેર પહોંચી તો સુવાના રૂમમાંથી બારબરાની રડવાની અવાઝ આવતી હતી. જેરી એક કુરસી પર બેઠેલો હતો. તેણે પોતાનો ઘવાએલો ટાંટીયો એક સ્ટૂલ પર લાંબો કર્યો હતો. હું રૂમમાં ગઈ. કાંઈ પણ બોલી નહિ. કપડાં અને જોડાં કાઢીને મેં એક ખૂણામાં ફગોટી દીધા. હું કપડાં બદલતી રહી ત્યાં સુધી ચુપચાપ મારા તરફ જોતો રહયો. પછી બોલ્યો:

"કંઈ કામ બામ મળ્યું કે નહિ...?"

મેં નકારમાં માથું ધુણાવી દીધું. મારી આંખોમાં અચાનક આંસુ આવી ગયાં. હું મોઢું ફેરવીને ધબ દઈને એક કુરસી પર ફસકાઈ પડી. જેરી થોડીક પળો બાદ પાછો બોલ્યો, "ડીના તબીઅત તો સારી છે ને?"

"જાવ ખુદાને માટે બીજા રૂમમાં ચાલ્યા જાવ, મારૂં મગજ ન ચાટો, મને એકલી છોડી દો!"

તે ચુપચાપ ઉભો થયો. બે સાખીઓને સહારે લંગડાતો લંગડાતો જવા લાગ્યો. અને સુવાના રૂમમાં જઈને બારબરાને બહેલાવવા લાગ્યો. તેના જવા બાદ હું મોડે સુધી રડતી રહી. મને થયું જાણે ખરેખર મારે માથે દુઃખોનો ડુંગર તૂટી પડયો છે. યાતનાઓ અને મુસીબતોનો અગાધ

સમુદ્ર છે જેમાં હું તણખલા પેઠે ડૂબકીઓ ખાઈ રહી છું. મેં જે પુરૂષના પ્રેમમાં આંધળી થઈને મા–બાપને છોડયાં, ઘરબારનો ત્યાગ કર્યો, તેનું પણ મને પુરેપુરૂં ભાન નથી ખુદા રહમ કરે, હું આ કેવી ઝંઝટમાં ફસાઈ પડી. શું કરૂં ને કયાં જાઉં? શું આપઘાત કરી લઉં? અને દુન્યાના ઝગડાઓથી નજાત મેળવી લઉં? મૃત્યુ યકીનન મને આ મુસીબતોમાંથી સદંતર છુટકારો અપાવી શકે છે. પરંતુ એજ પળે મારા કલેજાના કકડા જેવી બારબરાનું ચિત્ર મારી આંખ સામે ખડું થઇ ગયું. આહ! એ નિર્દોષ બાળકીએ શું પાપ કર્યું છે......ના, મારે જીવવું જોઈએ. પોતાને માટે નહિ..... જેરીને માટે પણ નહિ. માત્ર બારબરાને માટે......હા, માત્ર બારબરાને માટે......

## ૫

એક દિવસે જ્યારે કે હું નોકરી માટે રખડ પટ્ટી કરીને...જોડાના તળિયાં ઘસીને... નિરાશાનું મોઢું જોઈને ઘર તરફ પાછી ફરી રહી હતી, એક રેસ્ટોરાંને બારણે આ પ્રમાણેનો બોર્ડ વાંચવામાં આવ્યો,

**એક નોકરડીની તાકીદે જરૂર છે.**

મેં આ જાહેર ખબર વાંચી. સ્તબ્ધ થઈને ત્યાંજ ઉભી રહી ગઈ. મને થયું, આજ તે નોકરી છે જેની શોધમાં હું ભટકી રહી છું. કામયાબી હાથવેંતમાં મને દેખાવા લાગી. આ વાતનો વિચાર કરવાની મને ફુરસત ન હતી કે આ નોકરી મારી શાનને લાયક છે કે નહિ? હું ઉતાવળે દરવાજો ખોલીને રેસ્ટોરાંમાં ભરાઈ ગઈ. મેં પોતાને એક મોટા હોલમાં ઉભેલી જોઈ. એના એક ખુણામાં લાકડાંનો એક મોટો કાઉન્ટર હતો. વચ્ચે થોડાક ટેબલો અને કુરસીઓ પડેલી હતી. આજુ બાજુ નાની નાની કુબીનો હતી. કાવા અને કોફીની આકરી ગંધ ત્યાં જતાં જતાંજ મારાં નસકોરામાં પેસી ગઈ. ઉલ્ટી થવાની હોય તેમ મારો જીવ બગડવા લાગ્યો. કાઉન્ટરની પાછળ એક માણસ બેઠેલો હતો. રેસ્ટોરાંમાં અત્યારે થોડાક ગ્રાહકો દેખાતા હતા.

મેં પેલા આદમીને નોકરી વિષે પુછયું. પ્રથમ તે મને પગથી માથા સુધી ધારી ધારીને જોવા લાગ્યો. પછી મારા તરફ તિક્ષણ નઝરે જોતાં બોલ્યો: "આથી અગાઉ પણ તમે કોઈ રેસ્ટોરાંમાં નોકરી કરી છે?"

મેં નકારમાં મસ્તક ધુણાવી દીધું. તે બોલ્યો:

"ત્યારે તો મોટો વાંધો. મને તો અનુભવી વેઇટ્રેસની જરૂર છે!"

હું નિરાશ થઇને ઉદાસ ચેહરે બહાર જવા લાગી. અચાનક તે બોલ્યો, "જરા થોભો, તમે કોઇ દુખિયારી લાગો છો. ખંતથી કામ કરશો તો જલ્દી શીખી જશો, વારૂ કાલથી કામે લાગી જાવ."

આ સાંભળીને મારી ખુશાલીનો પાર નહિ રહયો. તે બોલ્યો, "જુઓ હું તમને પગાર તો વધારે નહિ આપી શકું, કેમકે ધંધા આજકાલ ઘણા મંદા છે. પણ ટીપ વગેરે મળ્યા કરશે. ગ્રાહકોને ખુશ રાખશો, ખંત અને ઉત્સાહથી કામ કરશો તો હું પગાર વધારી દઈશ. તમારી ડયૂટી સાંજે પાંચથી રાતના બાર વાગ્યા સુધી રહેશે. બોલો કબૂલ છે?"

મેં હકારમાં માથું ધુણાવી દીધું. તે મુસ્કુરાવા લાગ્યો, અને બોલ્યો : "ચાલો નોકરીનો મામલો તો પતી ગયો, હવે ઓળખાણની ક્રિયા થવી જોઈએ. મારૂં પુરૂં નામ ફિલ ડી મીરા છે અને તમારૂં ?"

મેં તેને પોતાનું નામ અને ઠેકાણું બતાવ્યું અને ત્યાંથી ચાલી આવી. મારૂં ચાલતે તો હું હવામાં ઉડીને ઘરે પહોંચતે અને જેરીને નોકરીની ખુશ ખબરી સંભળાવતે. મે બસની પણ રાહ નહિ જોઈ. પગે ચાલતીજ ભાગંભાગ ઘરે પહોંચી ગઈ. જેરીએ ખુશ ખબર સાંભળી તો આનંદથી તેનો ચેહરો ખિલી ઉઠયો. આજે મહીનાઓ બાદ મેં તેના ચેહરા પર તેજ જાણીતું મનમોહક હાસ્ય ફરકતું જોયું જે શાદી પહેલાં તેના હોઠો પર રમ્યા કરતું હતું. તે રાતે અમે ખાસી ઇદ ઉજવી નાખી. બચેલા ખુચેલા પૈસાથી શાનદાર પાર્ટી ગોઠવી અને મોડી રાત સુધી ગપ્પાં સપ્પાં ઉડાવતાં રહયાં. નવા નવા પ્રોગ્રામ ઘડતાં રહયાં.

બીજા દિવસે નકકી કરેલા સમયે હું રેસ્ટોરાંમાં પોતાની ડયૂટી પર હાજર થઈ ગઈ. કામ ઘણું કઠણુ અને મહેનતભર્યું હતું. પણ નોકરી મળી જવાનો સંતોષ હતો. ખૂબ ખંત અને ઉત્સાહથી કામ કરવા લાગી. રાતના બાર વાગ્યા સુધી ઘડીભરની ફુરસત નહિ મળી. છેવટે બારને ટકોરે કામ સંકેલીને ઘરે પહોંચી. આ રીતે એક મહીનો પસાર થઈ ગયો. હું પુરા ઉત્સાહથી પોતાની ડયૂટી બજાવતી રહી.

રેસ્ટોરાંનો માલિક ફિલ ડો મારા કામથી ઘણો પ્રસન્ન હતો. પણ જ્યારે તેણે મારો પગાર ચુકવ્યો તો હું સન્નાટામાં આવી ગઈ. એટલો નજીવો પગાર હતો કે અમે મિયાં બીબી મહા મેહનતે એમાં ગુજરાન ચલાવી શકતાં. હોટલમાં ટીપ પણ મળતી હતી, પરંતુ તે ન હોવાના બરાબર હતી, કેમકે અદના વર્ગના ગ્રાહકો આ હોટલમાં આવતા હતા.

હવે અમને ફિકર પેઠી પેલા સ્ટેટમેન્ટોની જે જુદી જુદી દુકાનો તરફથી અમને દર મહીને મળતાં હતાં. મોટર, ટેલીવીઝન, મકાન અને ફરનીચરના હપ્તા ભરવા માટે અમારી પાસે કોઈ પુંજી ન હતી. જેરી આખો દિવસ પલંગ પર પડયો પડયો પોતાની તકદીરનાં રોદણાં રડયા કરતો. હું સાંજે પાંચ વાગ્યાથી લઈ રાતના બાર વાગ્યા સુધી—કદી કદી એક વાગ્યા સુધી સતત ગધ્ધા વૈતરૂં કર્યા કરતી. થાકી પાકીને જ્યારે ઘરે પાછી ફરતી તો જેરી સાથે વાત કરવાનું પણ ઝેર જેવું લાગતું. મને થતું કે અત્યારે મારી સાથે કોઈ વાત નહિ કરે તો સારૂં. હું કપડાં બદલીને પથારી પર પડતું મુકતી અને તરતજ ઘસઘસાટ ઉંઘવા લાગી જતી.

થોડા દિવસ બાદ મને લાગ્યું કે જેરીને મારા આ કામથી સંતોષ નથી. તે મોડી રાત સુધી જાગીને મારી રાહ જોયા કરતો. ટાઈમ પાસ કરવા માટે ટેલીવીઝન જોતો. વાંચેલી નોવેલોના પાના ફરી ફરીને ઉથલાવતો અગર તો ધાવણી બારબરાને બહેલાવ્યા કરતો. અમારી શાદીને એકજ વરસ થયું હતું. અમે મિયાં બીબી એકજ ઘરમાં રહેવા છતાં એક બીજા માટે પારકા જેવાં બની ગયાં હતાં.

એક વેળા મધરાતે હું ઘેર આવી. આવતાંજ પથારી પર પડતું મુકવાનો વિચાર કરૂં છું ત્યાં તો જેરી બોલી ઉઠયો, "ડીના! જરા મારી એક વાત સાંભળતી જા, પછી આરામથી ઉંઘ લેજે!"

તેનો સ્વર કંઈક રૂંધાએલો લાગતો હતો, જાણે તે મોડે સુધી રડતો રહયો હોય. મેં તેને કહયું, "શું તમે સવાર સુધી પોતાની વાત મુલતવી રાખી નહિ શકો?"

"હું ઘણા દિવસો સુધી મારી વાતને મુલતવી રાખી ચુકયો છું. હવે મારી ધીરજ ખૂટી ગઈ છે. તું પોતાના મા બાપને ઘેર જા ને બધી કથા કહી દે. બનવા જોગ છે કે તેઓ આપણી કંઈક મદદ કરે."

"ના, કદાપિ નહિ, હરગિઝ નહિ!" હું એકદમ સળગી ઉઠી. મારા મગજનું બોઈલર ફાટી ગયું, "હું કોઈ પણ ભોગે ત્યાં જવા માટે તૈયાર નથી. મદદ કરવાનું તો આઘું રહયું, તેઓ મને ઘરમાં પણ પેસવા નહિ દે."

"ના, ડીના! એવું ના બોલ, તેઓ તારાં મા-બાપ છે. એમાં ચોકખી ભુલ આપણી છે. આપણે આજ સુધી તેમની પાસે નહિ ગયાં. બનાવટી સ્વમાન અને જુઠું અભિમાન કયાં સુધી નભી શકે છે? મારી સહન શકિત

હવે ખુટી ગઈ છે. તું એક નીચ ચાકરડી પેઠે રેસ્ટોરાંમાં રાતના બાર બાર વાગ્યા સુધી ગધ્ધા વૈતરું કરે એ મારાથી જોવાતું નથી. તું એવું ના ધારતી કે હું પોતાના સુખ માટે તને ત્યાં મોકલવા માગું છું. મને તો માત્ર તારું અને બારબરાનું દુખ લાગે છે. આહ! હું અપંગ બની ગયો!"

દુખના ભારથી તેનો સ્વર રુંધાઈ ગયો. તેની આંખમાં આંસુ આવી ગયાં. તેણે મોં બીજી તરફ ફેરવી લીધું. મને તેની આ દશા પર ઘણી દયા આવી અને પોતે શા માટે તેના પ્રત્યે આવો કડક વર્તાવ રાખ્યો, તેનો પસ્તાવો થવા લાગ્યો. મેં તેના ખભા પર હાથ મુકયો. તેને દિલાસો આપતાં મિઠાસથી બોલી, "જેરી! હું તમારી લાગણીઓને માન આપું છું. પણ તમને મારા બાપના ગુસ્સાની ખબર નથી. મેં તેમની ઈચ્છા વિરૂધ્ધ ભણવાનું છોડી દીધું, તમારી સાથે શાદી કરી લીધી, એ વાતથી તેઓ ખૂબ ગુસ્સે થયા છે. તેમણે તો મારી માને સુદ્ધાં મને મળવાની ના પાડી દીધી છે. હવે હું કયે મોઢે તેમની પાસે જઈને હાથ લંબાવું? હવે તો આપણે ગમે તેમ આ બધું વેઠવું રહયું. તમે સારા થઈને કામે લાગી જશો ત્યારે હું આ નોકરી છોડી દઈશ."

જેરી નિસાસો નાખતાં બોલ્યો, "ડીના બનવા જોગ છે કે તારી વાત ખરી હોય, પરંતુ મારું માનવું છે કે પિતાજી વિષે તારી ધારણા ખોટી છે. તને કદાપિ નિરાશ નહિ કરે. એમ છતાં જવા માટે હું તને આગ્રહ નથી કરતો.'

## ૬

એક રાતનો બનાવ છે. મોડેથી વરસાદ ચાલુ હતો. રેસ્ટોરાંમાં ગ્રાહકો ઘણા થોડા આવતા હતા. અગ્યાર વાગતા સુધીમાં તો વાતાવરણ સુનસાન બની ગયું ફિલ્ડી સમજી ગયો હતો કે હું થાકીને કંટાળી ગઈ છું. મને કહેવા લાગ્યો, "ડીના! આજનો દિવસ સારો નથી ખરૂ ને! રેસ્ટોરાં બંધ કરી દેવું જોઇએ."

"તમારે જવું હોય તો ભલે જાવ" મેં કહયું, "હું એક કલાક વધુ અહીં થોભીશ, પછી તાળું મારીને ચાલી જઈશ. બસ તો બાર વાગ્યા પછીજ મળશે."

"બસની રાહ જોવાની જરૂર નથી, ચાલો હું તમને મારી કારમાં મુકી આવું."

મેં આભાર સહિત તેની આ ઓફર સ્વીકારી લાધી. કાર ધીરે ધીરે

ઘર તરફ રવાના થઈ. હું તે વેળા ફ્રિલ ડી વિષે વિચારવા લાગી કે કેટલો ભલો માણસ છે. કેટલો મિલનસાર ને વિવેકી છે. હું પાછલા બે મહીનાથી એને ત્યાં નોકરી કરૂં છું, પરંતુ કોઈ દિવસે તોછડાઈથી મારી સાથે વાત કરી નથી. કદી કોઈ ખરાબ શબ્દ કહયો નથી. અરે, મને તુકારો સુધ્ધાં કહયો નથી હું જાણતી હતી કે એ આજ સુધી કુંવારો છે એના યાર દોસ્તો પણ નથી. લંપટ અને રખડુ છોકરીઓ સાથે પણ એનો સંબંધ નથી. એ સવારથી લઈને રાતના બાર સુધી રેસ્ટોરાંમાં બેસતો. ક્વચિત મારા કામોમાં પણ મદદ કરતો. ગ્રાહકોના કડવાં વેણો અને ગાળો સુધ્ધાં ઠંડે કલેજે સાંભળી લેતો. અને હસીને ટાળી દેતો. કોઈક વેળા મને એની દયા પણ આવતી કે ન જાણે બાપડા પર શું દુખ પડયું કે આટ આટલી મહેનત કરે છે. દુન્યામાં એક બહેન સિવાય એનું કોઈ ન હતું. અનેકવાર મને થયું કે એના જીવન વિષે પુછું, પણ પછી વિચાર કર્યો કે એને ખોટું લાગશે એટલે માંડી વાળ્યું.

મારા ઘરના સામે પહોંચીને કાર અટકી ગઈ. તેણે મારા તરફ એવી નઝરે જોયું જાણે કંઈ કહેવા માગતો હોય. હું કારમાંથી ઉતરૂં તે પહેલાં તે બોલ્યો, "ડીના! હું ઘણા દિવસથી ગડમથલમાં છું, કે તમારી સાથે વાત કરૂં કે ન કરૂં. ડર લાગતો હતો કે તમે નારાઝ નહિ થઈ જાવ. હું જોઇ રહયો છું કે તમે બહુ ઉદાસ અને પરેશાન છો. વાંધો ન હોય તો મને તમારૂં દુખ કહો. બનવા જોગ છે હું કંઈ મદદ કરી શકું."

મારા ખ્વાબો ખ્યાલમાં પણ ન હતું કે ફ્રિલ ડી આવી વાત કહેશે. એક પળ માટે મારૂં મગજ બહેર મારી ગયું. છેવટે મેં તેને કહ્યું :

"ફ્રિલ ડી! હું તમારી ઘણી આભારી છું. ખરેખર તમે મારા પ્રત્યે ઉંડી લાગણી દર્શાવી છે. ખરૂં કહું તો તમે મને નોકરીએ રાખી એજ તમારૂં અમારા ઉપર મોટું એહસાન છે. એનાથી વધારે મને કંઇ નહિ જોઈએ."

એ પછી મેં આરંભથી અંત સુધી પોતાના દુખની કહાણી તેને સંભળાવી. તે ઘણો પ્રભાવિત થઈ ગયો. તેણે હમદર્દીથી મારી પીઠ થાબડતાં કહયું :

"ચિન્તા ના કરો, તમારી બધી મુશ્કેલીઓ દૂર થઈ જશે."

તે રાતે પથારી પર સુવા બાદ મને લાગ્યું કે મહીનાઓથી મારાં મન પર જે બોજો પડયો હતો તે અચાનક દૂર થઈ ગયો છે. જે વાતો

ફિલ ડીને મેં કહી તે તો મેં કદી જેરીને પણ કહી ન હતી. મને એવું લાગ્યું કે આ દુખથી ભરેલા સંસારમાં હું હવે એકલી નથી. મારી સહાય કરનારૂં પણ કોઈ છે. આ સહારો જ એટલો આનંદદાયક હતો કે તે રાતે હું આરામની ઉંઘે સુઈ શકી.

બીજે દિવસે જ્યારે હું પોતાની ડયૂટી પર ગઇ તો ફિલ ડીએ મને પોતાની પાસે બોલાવી અને કહેવા લાગ્યો, "ડીના ! ખરેખર તમે ઘણી દુખી છો. મને તમારી સાથે ઘણી હમદર્દી છે. તમારી દાસ્તાન સાંભળીને મારા દિલ પર ચોટ લાગી ગઈ છે. ખાતરીથી માનજો, હું આખી રાત સૂઈ શકયો નથી. તમારી ઉમરજ કેટલી છે ! અરે હજી તો રમવા કુદવાના દિવસો છે. આટલી કુમળી વયમાં આટલું મોટું દુખ ? તમારા માટે કંઈક કરી છુટવાનું મેં નકકી કરી લીધું છે."

આમ કહેતાં તેણે ટેબલનું ખાનું ખોલ્યું. તેમાંથી એક નોટ દસ ડોલરની અને બે નોટો વીસ વીસ ડોલરની કાઢીને કાઉન્ટર પર મુકી દીધી.

"ડીના ! લો એનો સ્વીકાર કરો. આ એકદમ નજીવી રકમ છે પણ એનાથી કંઈક સહાય તો મળી રહેશે."

હું સ્તબ્ધ બનીને તેના તરફ જોતી રહી. શું કરવું તેની મને સમજ ન પડી. કયા સબબે અને કયા આધારે આ રકમ તેની પાસેથી લેવાનો મને અધિકાર હતો ? શાયદ તે મારા મનોભાવો કળી ગયો. બોલ્યો,

"ડીના ! શું વિચાર કરો છો ? ખાતરીથી માનો હું તમારા સ્વમાનને ઠોકર લગાવવા નથી માગતો. કદાચ તમે એમ ધારો છો કે હું તમને દાન ખેરાત આપી રહયો છું. ના, એવું નથી. તમારો પતિ સારો થઈને કામે લાગે ત્યારે વાળી દેજો !"

મે નકારમાં ડોકું ધુણાવતાં કહયું, કદાચ ઝિન્દગી ભર હું તમારી આ રકમ પાછી નહિ ફેરવી શકું. મારો પતિ બુરી રીતે ઘવાયો છે. તે લાંબી મુદ્દત સુધી કામે નહિ ચઢી શકે. પછી શા માટે આ બોજો મારે મસ્તકે ઉપાડું ? અમારૂં ગાડું સુખે દુખે ગબડીજ રહયું છે. જરૂર પડયે હુ પોતે તમારી આગળ હાથ લાંબો કરીશ."

ફિલ ડી થોડી વાર વિચારતો રહયો પછી મારી આંખોમાં આંખો નાખતાં બોલ્યો, "ડીના ! શું તમે મને પોતાનો મિત્ર નથી ગણતી ?"

"કેમ નહિ, તમે મારા ઉપકાર દાતા છો, મુરબ્બી છો. હું જીવનની છેલ્લી પળ સુધી તમારી આભારી રહીશ."

"ત્યારે આ નોટો ઉપાડો લો." તે બોલ્યો.

લાચારીએ મારે તે રકમ ઉપાડી લેવી પડી. મેં વિચાર્યું આ રકમથી થોડુંક કરજ ચુકવી દઇશ, જેરીને રોજની ઉપાધિઓથી નિરાંત થશે. માગનારા રોજ મકાને આવીને ધમાલ મચાવતા હતા.

જેરીએ જ્યારે મને પુછ્યું, આ પચાસ ડોલરની રકમ ક્યાંથી આવી? તો હું બેબાકળી બની ગઈ. પ્રથમ મને થયું કે સાચેસાચું બતાવી દઉં, પણ પછી એવા વિચારે અટકી ગઈ કે જેરી મારી પવિત્રતા વિષે ખોટા વહેમમાં પડી જશે. મેં જુઠ બોલતાં કહયું, "આ રકમ મારી સહેલી જોને મને ઉધાર આપી છે." જેરીને સંતોષ થઈ ગયો.

તે દિવસથી ફ્લિડી મારા ઉપર ઘણો મહેરબાન થઈ ગયો. રોજ રાતે રેસ્ટોરાં બંધ કરવા બાદ તે મને પોતાની કારમાં મારે ઘેર મુકી આવતો. મેં અનેક વાર કહયું, આટલી બધી તકલીફની શી જરૂર છે! પણ તેણે માન્યું નહિ. રસ્તામાં અમે આ તરફ તે તરફની વાતો કર્યા કરતાં. આ રીતે અમારો સંબંધ ગાઢ થતો ચાલ્યો. હવે અમે આપસમાં છુટથી વાતો કરતાં હતાં. અનેક વાર અમે સાથે બેસીને જમણ લીધું. સહેલ સપાટા માટે પણ ગયાં. મને તેનો સ્વભાવ ઘણો ગમી ગયો. તેની કેટલીક ટેવો જેરી સાથે મળતી આવતી હતી. એકાદ અઠવાડિયા બાદ તે મને પગાર ઉપરાંત પણ થોડી રકમ આપી દેતો. હું લેવાને ઈન્કાર કરતી ત્યારે તે આગ્રહ કરતો. મતલબ કે તેની માણસાઈ અને નિખાલસતાની છાપ મારા દિલ પર કોતરાતી ગઈ.

એ દરમ્યાન ફ્લિડી અનેક વાર અમારે ઘેર પણ આવ્યો. મેં જેરી સાથે તેનો પરિચય કરાવી દીધો હતો. પરંતુ પરિણામ એ આવ્યું કે જેરી મારા તરફ શંકાની નજરે જોવા લાગી ગયો. હવે તે બહુ જ ઓછું મારી સાથે બોલતો. મેં જોયું કે ફ્લિડીને જોઈને તેના નસકોરાં ગુસ્સાથી ફુલાવા લાગતાં. નફરત અને ધિક્કારથી તેના ચેહરાનો રંગ બદલાઇ જતો. ખરેખર ફ્લિડીને તે પોતાનો હરીફ સમજવા લાગ્યો હતો. મેં પોતાને અજીબ ગડમથલમાં જોઈ. સુડી વચ્ચે સોપારી જેવી મારી દશા થઈ પડી. ખરી બાબત એ છે કે ફ્લિડીને હું કદી પણ જેરીની ગાદી આપી શકતી ન હતી. મને ફ્લિડી પ્રત્યે રસ જરૂર હતો પણ આ "રસ" એવો હતો જેને "પ્રેમ"ની ઉપમા નહિ આપી શકાય. હું તેનું માન જાળવતી હતી કેમકે મારા ઉપર તેના ઉપકારો હતા.

આ મામલા વિષે હું જેરી સાથે વાત કરવા માગતી હતી. વાત કરીને જેરીની કુશંકાનું સમાધાન કરવા માગતી હતી. લાગ જોઈને એક દિવસે મેં વાત છેડી દીધી. પરંતુ એટલામાં તો જેરી એકદમ તપી ગયો. આવેશમાં આવી જઈને મગજ પર કાબૂ ગુમાવતાં બોલ્યો,

'ડીના! હું બધું સમજું છું. હું નાદાન બાળક નથી. જા તું પોતાના યાર સાથે મોજમઝા કર. મારી તને પરવાજ ક્યાં છે. તેં જોઈ લીધું છે કે હું લંગડો છું, અપંગ છું તારી દયા પરજ જીવી રહ્યો છું. તારો વાળ પણ વાંકો વાળી શકતો નથી. હાશ! મને અગાઉથીજ ખબર પડતે કે તું મારી સાથે બે-વફાઈ કરવાની છે તો હું કદાપી તારી જાળમાં નહિ સપડાતે!"

એ પછી તે ધાર ધાર રડવા લાગી ગયો. રડતાં રડતાં તેણે પોતાના બુરા હાલ કરી નાખ્યા.

"જેરી! ખુદાને માટે મારા ઉપર જુઠો આરોપ ના ચઢાવો. મારા દિલમાં તમારે માટે પ્રેમની તેવીજ લાગણીઓ છે જેવી અગાઉ હતી. એમાં જરાયે કમી આવવાની નથી. હું તમને પુરેપુરી વફાદાર છું. ફિલ ડીને હું કદાપિ તમારૂં સ્થાન નહિ આપી શકું. તમેજ મારા પતિ છો ને તમેજ મારા સરતાજ છો. તમારે મારા ચરિત્ર પ્રત્યે કુશંકા નહિ કરવી જોઈએ. હું પાકદામન છું. ફિલ ડી ઘણો ભલો માણસ છે. તેની નિય્યત ખરાબ નથી."

## ૭

આ કંકાસ બાદ ફિલ ડીની કારમાં જવાનું મેં માંડી વાળ્યું. તેણે અનેક વેળા ઓફર કરી પણ મેં નકારી કાઢી. એક રાતે જ્યારે અમે રેસ્ટોરાં બંધ કરી રહયાં હતાં, ફિલ કહેવા લાગ્યોઃ

"ડીના! આજે તમે સખત કામ કીધું છે. હું દેખી રહયો હતો કે તમને શ્વાસ લેવાની પણ ફુરસત નહિ મળી. તમે ઘણી થાકેલી છો. આવી હાલતમાં બસની ક્યાં રાહ જોશો. ચાલો, કારમાં બેસી જાઓ, હું તમને તમારે ઘેર ઉતારી આવું!"

હું થોડી આનાકાની બાદ તૈયાર થઈ ગઈ. અમે બહાર નીકળ્યાંજ હતાં કે હળવો હળવો વરસાદ શરૂ થઈ ગયો. જ્યારે તે ગેરેજમાંથી કાર કાઢી લાવ્યો તો વરસાદનું જોર વધી ગયું. તે બોલ્યો,

"આજે તમે બસમાં જ જવાનો આગ્રહ સેવતે તો નક્કી પાણીમાં પલળી જતે ને સરદી લાગી જતે. ચાલો જરા કોઈ સ્થળે જઇને થોડીવાર આરામ લઈએ. પછી હું તમને ઘેર છોડી આવીશ. જેરી પુછે તો કહી દેજો કે વરસાદને લીધે મોડું થઈ ગયું."

હું ખામોશ રહી. ખરૂં પુછો તો મારૂં પોતાનું અત્યારે ઘેર જવાનું મન ન હતું. કાર સ્ટાર્ટ થઈ. હું અને ફિલ ડી ચુપચાપ બેઠેલાં હતાં. પવનના સુસવાટા સાથે વરસાદની ગતિ ઉગ્ર બની હતી. પાણીના ટીપાં પુરા બળથી કારના ગલાસો સાથે ટકરાઈ રહયાં હતાં મને ઠંડી લાગવા માંડી. ફિલે મારા ખભા પર હાથ મુકીને મને પોતાની નઝદીક ખેંચી લીધી. અને તેવી જ રીતે કાર ચલાવતો રહયો.

મને ખબર ન હોતી કે તે કઈ તરફ જઈ રહયો છે. કાર ઝપાટા ભેર દોડી રહી હતી. હુ જાણી પણ ન શકી કે અમે કયારે શહેરમાંથી બહાર નીકળી આવ્યાં. અચાનક હું પોતાના વિચારોમાંથી ચોંકી.

"ફિલ! આપણે કયાં જઈ રહયાં છીએ?"

"અરે હવે વધારે છેટું નથી." તેણે જવાબ આપ્યો.

હું વિચારમાં પડી ગઈ કે, વધારે છેટું નથી, એમ કહેવાથી તેનો હેતુ શું છે? મેં ફરીવાર સવાલ કર્યો. તે બોલ્યો,

"આવી મનહર અને મધુરી રાત કયાં નસીબ થવાની? અહીં એક સુંદર હોટલ છે ત્યાં જ આપણે જવાનું છે." આમ કહેતાં હાથ લાંબો કરીને તેણે હજીય વધુ નઝદીક મને ખેંચી લીધી.

"ના ના, આમ હરગિઝ નહિ બને!" હું નિરંકુશ રીતે બરાડી ઉઠી!

"મને અબઘડી મારે ઘેર મુકી આવો."

તે હસી પડયો, "ડીના! શું તમને ડર લાગે છે...આહ! મેં કેટલા દિવસ સબર કર્યો...આજે તો હું તમને નહિ જવા દઉં!"

હું દિગમુઢ બનીને એ શેતાન જેવા પિશાચ તરફ જોવા લાગી, જે અત્યારે મારી આબરૂ લુંટવા તત્પર બન્યો હતો.

"ફિલ! તમે આ શું બકો છો. મને તમારાથી આવી આશા ન હતી. હું તમારૂં માન જાળવું છું. શું તમે ભૂલી ગયા કે હું પરણેલી છું? હું એક બાળકની માતા છું."

"અહાહાહ'..." તે શેતાન જોરે ખડખડાટ હસતાં બોલ્યો, "હું બધુંય જાણું છું ડીના! મારી પ્યારી ડીના પણ દિલને શું કરું...એના પર મારો કાબૂ નથી. મને તારી સાથે પ્રેમ થઇ ગયો છે...પ્રેમ..." આમ કહેતાંજ આંચકા સાથે તેણે કાર રોકી લીધી. અને મારા અંગ સાથે અડપલાં કરવા લાગી ગયો. મેં પુરા બળથી તેને પાછળ ધકેલી દીધો. તેના મસ્તક પર શેતાન ચઢી બેઠો હતો. તરત સ્વસ્થ થઈને તેણે મારાં બંને કાંડા પકડી લીધાં. અને મને પોતાની સાથે વળગાડી લેવાની મથામણ કરવા લાગ્યો.

"ફિલ! આ શું કરો છો, ભાનમાં આવો, મને ખબર ન હોતી કે તમે આટલા નીચ માણસ છો. હું તમારા ઉપર ફિટકાર વરસાવું છું. હું તમારા મોં પર થુકું છું ધિક્કાર હજો તમારી જાત પર...ખબરદાર મને હાથ લગાડયો તો!"

"વાહ પ્યારી વાહ!" તે કટાક્ષ રૂપે હસતાં બોલ્યો, "મારી પાસેથી પૈસા લેતી વેળા તમને વિચાર નહિ આવ્યો, કે હું આટલો નીચ માણસ છું?" હું બોલી: "પરંતુ તે પૈસા તો તમે મને ઉધાર આપ્યા હતા!"

"ઉધાર...? અરે વાહ વાતજ કરી ને...શું હું એટલો બેવકુફ છું કે તમને પૈસા જેવી વસ્તુ ઉધાર આપી દઉં...? મારી વહાલી, હું જાણું છું કે એ પૈસા તમે કિયામત સુધી નહિ વાળી શકો. મને ખાતરી છે કે તમે પોતાના બેવકૂફ પતિને પણ પૈસાની વાત નહિ કરી હશે."

ફિલના આ શબ્દો વીજળી બનીને મારા મગજ પર અથડાયા. ભય અને દહેશતથી મારૂં રૂંવે રૂંવું કાંપવા લાગ્યું. ખુદાની પનાહ......શું આ નરાધમ મને આટલી નજીવી રકમથી ખરીદવા માગે છે? શું એ રાક્ષસે મારી આબરૂનો સોદો કર્યો છે......? અગર એ શેતાન મારા પતિને કહી દે કે હું એની પાસેથી પૈસા લેતી રહી છું તો.........તો જેરીને હું મોં કેવી રીતે દેખાડી શકીશ?

મારૂં માથું ભમવા લાગ્યું. ફિલે જ્યારે કારનું એંજિન સ્ટાર્ટ કીધું તો મને ભાન આવ્યું. ભારે કટોકટીનો સમય હતો. તે જ પળે મેં એક જીવલેણ નિર્ણય પુકારી લીધો કે જીવને ભોગે પણ આબરૂનું રક્ષણ અવશ્ય કરીશ. કારની ગતિ હજી ધીરી હતી. મેં હળવેથી દરવાજો ખોલ્યો અને બહાર છલાંગ મારી દીધી. હું ઉંધે માથે પાકા રોડ પર પટકાઈ પડી.

ક્યાં વાગ્યું તેનું તો ભાન જ કોને હતું. તરત જ ઉભી થઈ અને અંધાધુંધ નાસવા લાગી.

થોડી વારે મેં પાછળ ફરીને જોયું. ફિલે કાર રોકી લીધી હતી. તે બહાર નીકળ્યો. મારી પાછળ તેણે દોટ મુકી. મેં રોડ છોડી દીધો અને નજીકના ધીચ બગીચામાં ઘુસી ગઈ.

મુશળધાર વરસાદ વરસી રહયો હતો. મારી આજુબાજુ ઘોર અંધકાર હતો. હું દોડતી રહી ફિલના ભારી બુટની અવાઝ મારી પૂંઠે આવી રહી હતી. એક જગ્યાએ હું ઠોકર ખાઇને પડી ગઈ. આંખે અંધારાં આવી ગયાં. તારા નાચવા લાગ્યા.

કેટલીય પળો સુધી મુશળધાર વરસાદમાં હલન ચલન વગર ભીંજાએલા ઘાસ પર પડી રહી. તે વેળા મને થયું જાણે કલાકોથી હું દોડી રહી હતી અને હવે લોથપોથ થઈને ગબડી પડી છું. મારૂં હૈયું એવી રીતે ધડકી રહયું હતું જાણે હમણાં તાળવે આવીને બહાર નીકળી પડશે. આવી ટાઢમાં પણ હું પરસેવાથી રેબઝેબ હતી. કપડાં ઠેકઠેકાણેથી ફાટી ગયાં હતાં. મેં કાન માંડીને ફિલનો પગરવ સાંભળવાની કોશિશ કરી. ધારવા મુજબ તે મને શોધવામાં નિષ્ફળ થઈને પાછો વળી ગયો હતો, કેમકે થોડીવાર બાદ મેં કારના એંજિનનો ઘરઘરાટ સાંભળ્યો. ફરી તેની લાઇટો રાતના ભયંકર અંધકારને ચીરતી અદ્રષ્ય થઈ ગઈ.

હું મોડે સુધી ત્યાં લપાઈને સરદીથી ધ્રુજતી રહી અને વરસાદમાં પલળતી રહી. મને ધાસ્તી હતી કે ફિલ મારી સાથેદગો તો નહિ રમે. નજીકમાંજ કયાંયે લપાઈને બેઠો હોય અને જેવી હું નીકળું કે તરત મને ઝડપી લે.

તે ભયાનક રાત આજે પણ મને યાદ આવે છે તો ભય અને દહેશતથી મારા બદનના બાલ ઉભા થઈ જાય છે. જ્યારે પૂર્વદિશા તરફથી પ્રભાતના અજવાળાના ચિન્હો પ્રગટ થયાં અને વરસાદ બંધ થયો તો હું બગીચામાંથી બહાર આવી. પુરી રીતે અજવાળું ફેલાયું ન હતું, છતાં રસ્તો હું બરાબર જોઈ શકતી હતી. સડક પર આવીને હું હયરાન પરેશાન ઉભી થઈ ગઇ. વિચારવા લાગી કે હવે કયાં જાઉં ? સડક તીર પેઠે સીધી બહુ દુર સુધી પશ્ચિમ તરફ ચાલી ગઈ હતી. હું એજ દિશાએ ચાલી નીકળી. પાછળ ફરીને વારંવાર એવી આશાએ જોતી રહી કે કદાચ કોઈ કાર આવી જાય અને મને લિફ્ટ આપી દે. એક કલાક ચાલવા બાદ

અચાનક પાછળથી ઝડપી ગતિએ દોડી આવતી એક કાર દેખાઈ તેની આગલી લાઈટોનો પ્રકાશ સડક પર રેલાએલો હતો. હું સડકની વચ્ચોવચ ઉભી થઇ ગઇ, અને બંને હાથ ઉંચા કરી દીધા. એ કાર ન હતી. સામાનથી લદાએલી એક ટ્રક હતી, જેને એક આધેડ વયનો ડ્રાઇવર હાંકી રહયો હતો. મને દેખીને તેણે ટ્રક રોકી લીધી. જ્યારે હું નજીક ગઈ તો તેની આંખોમાં મને નવાઈના ચિન્હો દેખાયાં. કદાચ તે વિચારી રહયો હતો કે એક જવાન રૂપાળી છોકરી આવે વખતે અને આવી દશાએ આ વેરાન સડક પર કેમ લટાર મારી રહી છે!

"ખુદાને માટે મને શહેર સુધી પહોંચાડી દો!" હું અચાનક રડી પડી. તેણે એક પળ વિચાર કીધો. કદાચ મારી આ કફોડી દશા વિષે કોઈ નિર્ણય કરી રહયો હતો. પછી દરવાજો ઉઘાડતાં બોલ્યો, "આવ, બેસી જા, કયાં જવું છે?"

૮

જ્યારે હું ઘેર પુગી તો દિવસનું અજવાળું અચ્છી રીતે ફેલાઈ ગયું હતું. જેરી અને ધાવણી બારબરા સુવાના રૂમમાં પલંગ પર ભર ઉંઘમાં પડેલાં હતાં. મેં પોતાના પલળેલાં કપડાં કાઢી નાખ્યાં. બાથરૂમમાં ગઈ. ગરમ પાણીથી શાવર બાથ લીધો. સ્નાન બાદ મારા હોશ ઠેકાણે આવ્યા, તો પોતાની પથારી પર પડીને ગંભિરતાથી વસ્તુસ્થિતિ પર દ્રષ્ટિપાત કર્યો. શાદી પછીથી આજ સુધીના તમામ બનાવોનું અવલોકન કર્યું. વારંવાર એક જ હકીકત મારી આંખ સામે તરવરી આવી કે:—

"મા બાપની નાફરમાની અને જેરી સાથે સમય અગાઉ શાદી કરીને મેં ગંભિર ભૂલ કરી નાખી છે. આ ભુલના ભોગે જ મારે ગંભિર નુકસાનો વેઠવાં પડયાં. હવે આ નુકસાનોનો ખંગ હું કોઈ પણ રીતે વાળી શકું એમ નથી."

ફિલના રેસ્ટોરાંમાં ફરીવાર જવું બનવા જોગ ન હતું. બીજી કોઈ નોકરી આસાનીથી મળી શકે એમ પણ નહતું. સવાલ એ ઉભો થયો કે હવે શું કરવું? મોડે સુધી હું આ મડાગાંઠને ઉકેલવાની કોશિશ કરતી રહી. એક જ ઉકેલ ધ્યાનમાં આવતો હતો કે જરાયે વિલંબ વિના મા-બાપ પાસે ચાલી જાઉં——એ જ એક રસ્તો છે જેના ઉપર હું આંખો બંધ કરીને ચાલી શકું છું. પણ......પણ મા-બાપ જો મને ઘરમાં નહિ પેસવા દે તો.....મારી મદદ નહિ કરે તો......શું......થશે......?



જ્યારે હું એક પારકા માણસ પેઠે મા–બાપના ઘરમાં દાખલ થઈ તો સૌથી પહેલાં માની મારા પર નઝર પડી. પ્રેમાળ અને મમતાળુ મા મને જોતાં જ પાગલ પેઠે મારા તરફ ધસી આવી. પ્યાર અને મમતાના જોશમાં મને વળગી પડી. મને છાતી—સરસી ચાંપી લીધી. ચુંબનોના વરસાદથી મને નવરાવી મુકી. અમારાં હૈયાં ભરાઈ આવ્યાં. લાગણીઓનો બંધ તૂટી ગયો નિરંકુશ રીતે અમારા બંનેની આંખોથી આંસુઓની ધારા વહી નીકળી આ ખુશાલી અને હર્ષના આંસુ હતાં.

મારા પિતાજી ઘરમાં જ હતા. મારો સ્વર સાંભળતાંજ પોતાના રૂમમાંથી નીકળી આવ્યા. મારો ચેહરો જોતાંજ પિતૃપ્રેમે ઉછાળો માર્યો. મમતાના આવેગથી ઝડપભેર મારી નજીક આવી ગયા. ખુશાલીના ભાવોથી તેમનો ચેહરો તમતમી ઉઠયો. હું તેમની સાથે આંખો ચાર ન કરી શકી પરંતુ તેમણે આગળ ધસીને ઉમળકાભેર મને ગળે વળગાડી લીધી. અને મારા કપાળ પર ચુંબન આપતાં બોલ્યા,

"બેટી! તું તો અમને ભૂલીજ ગઈ. કોઈ વેળા અમસ્થા પણ યાદ નહિ કર્યા. કુશળતાનો કાગળ સુધ્ધાં નહિ લખ્યો. ચાલો, નાસ્તો તૈયાર છે જમી લો!"

એ દરમ્યાન નાના ભાઈ બ્હેન બધાં મારા આગમનનું સાંભળીને એક પછી એક દોડી આવ્યાં. બધાં મને જોઈને ન્યાલ થઈ ગયાં. આટલી લાંબી મુદ્દત બાદ મા–બાપના ઘરે આવવાની જે અનુપમ ખુશાલી મારા જીવને થઈ, હું જીવતે જીવંત તેને ભૂલી નહિ શકું. માતપિતાને પ્રથમથી છેવટ સુધીની દુખભરી કહાણી સંભળાવી તો તેઓના હૈયાં ભરાઈ આવ્યાં. પિતાજી ગળગળા થઇને બોલ્યા,

"દીકરી! હમણાંજ જાવ અને જેરી તથા બારબરાને વિના વિલંબે અહીં લઈ આવો. હવે તમે બધાં અમારી સાથેજ રહેશો!"

## ૧૦

આ બનાવને લાંબો સમય પસાર થઈ ગયો છે. મેં જેરીને આજ સુધી બતાવ્યું નહિ કે ફિલ પાસેથી મેં પૈસા ઉધાર લીધા હતા. ફિલ પણ ત્યાર પછી કદી મને મળ્યો નહિ. જેરી અવાર નવાર ફિલનું નામ લઇને

મને ચીડવ્યા કરે છે. હું મુસ્કુરાઈને ચુપ થઈ જાઉં છું. અમારો ખોવાએલો પ્રેમ ફરીવાર અમને હાસિલ થઇ ગયો છે. સ્કૂલનું શિક્ષણ અહીં આવવા બાદ મેં પુરૂં કરી લીધું છે. જેરીનો પગ સારો થઈ ગયો છે. હવે તે કામે જવા લાગ્યો છે.

મારી કહાણી—મારી આપવિતી અહીં પુરી થાય છે. હવે મારાજ જેવી બેવકૂફ છોકરીઓને મારે બે વાત કહેવાની છે. હું તો બેવકૂફ બની પણ તમે ખુદાને માટે બેવકૂફ નહિ બનજો. યાદ રાખો તમે પણ આવી બેવકૂફી કરી નાખી તો જેવો મારો મામલો મારી સાથે બન્યો, તમારી સાથે પણ તેવોજ મામલો બનવાનો પુરતો સંભવ છે. જે દુખો મારા ઉપર પડયાં તેનાથી તમારે ધડો લેવાનો છે. મારી દુખભરી કહાણી વાંચીને તમારી આંખો ખુલી જવી જોઈએ. અક્લમંદ તેજ છે જે બીજાઓને જોઈને નસીહત હાસિલ કરે.

બીજી વાત એ છે કે અવરતની પાક દામની બહુ મુલ્યવાન વસ્તુ છે. આખી દુન્યાના માણુસો પણ ભેગા થઇને એની કીમત ચુકવી શકતા નથી. પ્રાણ જાય તો ભલે જાય પણ પોતાની આબરૂ નહિ જવી જોઈએ. પ્રાણના ભોગે પણ સ્ત્રીએ પોતાની આબરૂનું રક્ષણ કરવું જોઈએ.

ત્રીજી વાત એ છે કે શાદી જરૂર કરો, પરંતુ શાદી કરવા પહેલાં પોતાની અંદર શાદીની લાયકાત પેદા કરી લો. એમાંજ તમારૂં ભલું છે.



# ચલતી ચકકી દેખ કે દિયા કબીરા રો !

(રજુ કરનાર :— નરગિસ નસીમ સુલતાના)

**કબીરવાણી**

ચલતી ચકકી દેખ કે દિયા કબીરને રો,
દો પાટન કે બીચ મેં સાબુત બચા ન કો.

—ભગત કબીર

**બુરી સમજ**

મૂરખ માલી દેખ કે દિયા કબીરા રો,
ફૂલોં કી ઉમ્મીદ મેં કાંટે રહા હય બો.

**વેપાર**

ઉન્કા સોદા દેખ કે દિયા કબીરા રો,
લાલચ મેં જો નફા કે અસલ ભી બેઠે ખો.

**નાદાની**

દાનાઓં કો દેખ કે દિયા કબીરા રો,
ખુદ હી થે જિસ નાવ મેં ઉસે દિયા ડુબો.

**હિકમત**

અયસી હિકમત દેખ કે દિયા કબીરા રો,
ભરતો ખાલી અકલ કો દિલ સે કામ ન લો.

**જીવન—ધોરણ**

નઈ તરકકી દેખ કે દિયા કબીરા રો,
ડૂબ ગએ જબ સેંકળો તબ ઉભરે એક દો.

**તઅલીમ**

અયસા બચ્ચા દેખ કે દિયા કબીરા રો,
'જી હાં' ઓર 'ના'કી જગા કહે જો 'યસ' ઓર 'નો.'

**પસંદગી**

ઉન લળકોં કો દેખ કે દિયા કબીરા રો,
'સઅદી' સે બળહ કર જિન્હેં 'એંડગર ચૅલન પો.'

**શણગાર**

નએ જવાં કો દેખ કર દિયા કબીરા રો.
મુંહ પર છાઈ મુરદની, ચમકે બુટ કી ટો.

**ફેશન**

દુખ ફેશન કા દેખ કે દિયા કબીરા રો,
હાર ગલે કા હો ગએ કોલર ટાઇ બો.

**નિશાશા**

કાલી મેંમેં દેખ કે દિયા કબીરા રો,
રંગ ન ઉજલા હો સકા કિતની મલી સ્નો.

**આદત**

અયસે લચ્છન દેખ કે દિયા કબીરા રો,
લોગ નમાઝેં છોળ કર ગએ સિનેમા શો.

**જ્હોક**

પિન્સારી કો દેખ કે દિયા કબીરા રો,
સાદા પાની બેચ દે, કેહ કર એકે મકો.

**મનઝિલ**

શવક સફર કા દેખ કર દિયા કબીરા રો.
અમેરીકા કો સબ-ચલેં, ચલે ન હજકો કો.

**લાલચ**

ઘટીયા લાલચ દેખ કે દિયા કબીરા રો,
જિસને ટુકડા દે દિયા, ગએ ઉસી કે હો.

**વહેંચણી**

અયસે દાતા દેખ કે દિયા કબીરા રો,
ઔરોં કો આધી ન દેં, ખુદ રખ લેં દો દો.

**છેલ્લો સહારો**

યેહ નયરંગી દેખ કે દિયા કબીરા રો,
દિન કો કેહ દો રાત હય, રાત કો દિન કેહ દો.

**હિમ્મત**

કવમ કી ગફલત દેખ કે દિયા કબીરા રો,
કલ તક જો થે જાગતે, આજ ગએ કયું સો.

**ઈન્કેલાબ**

અયસે રાજા દેખ કે દિયા કબીરા રો,
જિન્કા સારા આસરા બસ એક યુ. એન. ઓ.

અઝ :— હઝરત "અસદ" મુલતાની (મરહૂમ)

★★★★★★★★★★★★

# અવરત અને ઘરેલુ તઅલીમ

[ લેખિકા :–મુહતરમા અકીલહ બાનુ (પાકિસ્તાન) ]

આજ કાલનો ઝમાનો તઅલીમનો છે. ગામે ગામ અને શહેરે શહેર "ગર્લ્સ સ્કૂલો" ખુલી ચુકી છે, જેમાં ઉર્દુ, અંગ્રેઝી, હિસાબ, ભૂગોળ, ઈતિહાસ, ડ્રોઇંગ વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે મોટા શહેરોમાં ખાસ અંગ્રેઝી સ્કુલો મવજુદ છે, જ્યાં ભણતરની સાથે સાથે નાચગાનની કેળવણી આપવાનો પ્રબંધ પણ કરવામાં આવ્યો છે. આદર્શ "ગર્લ્સ સ્કુલો"માં અઠવાડિયામાં એકવાર મીઠા ચાવલ, રસગુલ્લાં વગેરે જેવી મિઠાઇઓ બનાવવાનું પણ શીખવવામાં આવે છે. અઠવાડિયામાં બેએક વાર હાથની સિલાઈ પણ શીખવાય છે. એવીજ રીતે સિલાઈની મશીનો પણ કેટલીક સ્કુલોમાં મવજુદ હોય છે, જ્યાં છોકરીઓને અઠવાડિયામાં એક બે કલાક મશીનનું કામ શીખવવામાં આવે છે.

પરંતુ જરા ધ્યાનથી જોઈએ તો આ વાત સ્પષ્ટ થઇ જાય છે, કે આપણી તઅલીમનું તે ધોરણ નથી જેનાથી એક છોકરીની આઇન્દા ઝિન્દગી સુધારી શકે છે. આ તઅલીમથી છોકરી પઢવાનુ, લખવાનું અને સિલાઈનું કામ તો કરી લે છે, પણ તે તઅલીમથી માઈલો દુર રહે છે, જેની તેને સખ્ત જરૂરત હોય છે. કોલેજમાં ભણેલી ગણેલી છોકરીઓના તો એનાથી વધુ બુરા હાલ હોય છે. રોટી, ઝરદો અને બીજી ઉચ્ચ પ્રકારની નાનગીઓ રાંધવાનું તો કોરે રહયું, દાળ જેવી મામૂલી વસ્તુ રાંધવાનુ પણ તેને સારી રીતે આવડતું નથી. આ બધાં કામો પ્રેકટીસથી આવડે છે.

અકસર જોવામાં આવ્યું છે કે ભણવા જતી છોકરી પાસે તેની મા ઘરનું કોઈ કામકાજ કરાવતી નથી. અગર કોઈક વાર કામ કરવાનું કહી પણ દે તો તે કામ એવાં નથી હોતાં જે આગળ જતાં તેના કામમાં આવે. ફ્લોર ધોવો, રૂમો સાફ કરવા, ઝાડુ વાળવું, પાણી ભરવું વગેરે જે અગત્યના કામો અને જીવનનું અંગ હોય છે તેનાથી તો છોકરીને અલગ જ રાખવામાં આવે છે. જયારે શાદીના દિવસો નઝદીક આવવા લાગે છે ત્યારે માની આંખો ઉઘડે છે. અને છોકરીને કામકાજ પર મજબૂર કરવામાં આવે છે. ભલા જે છોકરી નાનપણથીજ આઝાદી અને બેફિકરીમાં ઉછરીને મોટી થઈ હોય, તે કેવી રીતે સવારથી સાંજ સુધી ઘરના કામોની કેદ કબૂલ કરી શકે છે. થોડી વાર કામ કરીને કંટાળી જાય છે અને માની નઝરથી સંતાઇને જેમ તેમ ઉલ્ટું સીધુ કામ પતાવી નાખે છે.

કેટલાંક મા–બાપ પોતાની છોકરીઓને પોતે જ તબાહી તથા બરબાદીની ઊંડી ખીણમાં ધકેલી દે છે. આવા મા–બાપ કહેતાં ફરે છે કે અમારે ત્યાં નોકર ચાકર મવજુદ છે. અમારી અવલાદને કામકાજની જરૂરજ ક્યાં છે! અમે પોતાની દીકરીઓની એવા ઘરોમાં શાદી કરાવીશું જ્યાં નોકર ચાકર હશે. મા–બાપના ઘરમાં તો છોકરીઓએ પોતાનો પુરો ટાઈમ પઢવા ભણવામાં પસાર કરવો જોઈએ, કે જેથી તેઓના ઈલ્મમાં તરક્કી થાય અને સારાથી સારો "વર" મળી શકે.

પરંતુ હકીકત એથી તદ્દન ઉલ્ટી જ હોય છે. સમયની આંખોએ આવા ઘણા અમીરો અને તવંગરોની છોકરીઓને વાસણ માંજતાં અને કપડાં ધોતાં જોઈ છે, કદાચ આમ ન બને તો યે એક છોકરીની ફર્ઝ છે કે તે ઘરના તમામ કામોમાં મહારત હાસિલ કરે. જે છોકરી પોતે સારી રીતે રાંધવાનું જાણતી ન હોય તે ન તો પોતાના રસોઈયા પાસે સારી રીતે રંધાવી શકે છે ન પોતે તેનાથી સારી વાનીઓ પકાવવાનો બંદોબસ્ત કરી શકે છે.

આ વાત સારી રીતે મગજમાં ઠસાવી લેવી જોઈએ કે અવરતની કાબેલીયતોમાં સૌથી મોટી કાબેલીયત રાંધવા પકાવવાની કાબેલીયત છે. અગર શરૂથી જ કમ–અઝ–કમ એક વખતની રોટી અને ખાણાની જવાબદારી છોકરીના માથે નાખી દે તો છોકરીમાં કામકાજ કરવાની લાયકાત પયદા થઇ જશે. માત્ર જોવાથી કામ નથી ચાલતું, કે માએ સૌથી પહેલાં ઘી નાખ્યું, પછી હલદી નાખી પછી નમક, પ્યાઝ, ધાણા અને મરચાં મેળવ્યાં, પછી વેજીટેબલ નાખીને ખૂબ હલાવ્યું અને પાણી મેળવી દીધું. એનાથી છોકરીઓ રાંધવાની કળા શીખી શકતી નથી, બલ્કે એના માટે અમલ પણ જરૂરી છે.

છોકરીને સ્કૂલની તઅલીમ આપવાથી મા–બાપ સમજે છે કે તેમની ફર્ઝ પુરી થઈ ગઈ, બાકીનું બધું તે ખાવિન્દને ઘેર જઈને પોતે શીખી લેશે. પણ થાય છે શું? જ્યારે છોકરીની શાદી થઈ જાય છે અને તે સાસરે સિધાવી જાય છે તો ખાવિન્દ બહુ ખુશ થાય છે કે મારી પત્ની બહુ ભણેલી ને રૂપાળી છે. સાસુ, નણંદો વગેરે આનંદથી ફૂલી જાય છે કે વહુ ભારે ચંચળ છે, ઉચ્ચ સ્કૂલમાં ભણેલી છે, ફેશન પરસ્તીમાં પાવરધી છે, ભારે સફાઈ–પસંદ અને અકલમંદ છે. ઘરનાં બાળકો પણ હળી મળી ગયાં છે કે ભાભી બહુ સારી છે. કાલે તેણે એવી કહાણી સંભળાવી કે હસતાં હસતાં પેટમાં વળ પડી ગયાં.

પરંતુ જ્યાં ચાર છ મહીના પસાર થયા કે સાસુ બોલી, "બેટી! આજે શાક તું પકાવજે. હું જરા હાથોમાં મેંહદી લગાવી લઉં!" વહુએ શાક બનાવ્યું તો નમક હદથી વધુ. સસરાએ કોળિયો ઉપાડતાંજ આકાશ માથા પર ઉંચકી લીધું. કાલે ખિચડી પકાવી તો નમકજ નહિ નાખ્યું. ચોખા ચળીને આટો બની ગયાં. દાળ પકાવી તો કાંકરા જેવી સખ્ત કે ચાવી પણ નહિ શકાય.

સાસુ ભારે અનુભવી હતી. તરત સમજી ગઈ કે વહુ નમક નાખવાનું ભુલી ગઈ. હવે તેને વહુની અણઘડતાનું ભાન થયું. સિવવાનો સંચો લાવીને મુકી દીધો કે બેટી! આ મારો ડ્રેસ અને બેબીનો ફ્રોક સીવી દે. વહુ મોઢું તકાસવા લાગી. સાસુએ પાછું કડવું મોં કરીને પુછ્યું: "શું આ પણ નથી આવડતું? આવી માટીના પુતળાં જેવી સાથે શાદી કરવાનો શો લાભ? જેને ખાવા પીવા સિવાય બીજું કશું આવડતું નથી!" સાસુએ સંચો ઉઠાવી લીધો અને ફરફર બધું સીવી નાખ્યું. વાત સસરાજીના કાનો સુધી પહોંચી ગઈ. મામલો પતિરાજ સુધી જઇ પહોંચ્યો. રહી સહી સાખ માટીમાં મળી ગઇ. છોકરી અને છોકરીવાળાં બધાંજ દરેકની નઝરમાં હલકાં પડી ગયાં.

તઅલીમ સારી વસ્તુ છે. શર્ત એટલી કે ખરા અર્થોમાં તઅલીમ હોય. એમ નહિ કે અમુક ચોક્કસ ચોપડીઓ રટીને પરીક્ષામાં પાસ થયાની સર્ટીફિકેટ મેળવી લીધી. સ્કુલના ભણતરથી નોવેલો, વાર્તાઓ અને કિસ્સા કહાણીઓ વાંચવામાં આસાની જરૂર પયદા થાય છે, પણ એનાથી છોકરી "સારી પત્ની" બની શકતી નથી.

ખરા અર્થોમાં પઢેલી ભણેલી સુઘડ પત્ની પોતાના ખાવિન્દની સૌથી મોટી દવલત અને આખા ખાનદાન બલ્કે પુરા દેશ માટે ફખ્રનું કારણ છે.

મારી બહેનોને જોઇએ કે તેઓ પોતે ક્યાં ઉભેલી છે, તેનો વિચાર કરે અને પોતાની ફર્ઝો યોગ્ય રીતે બજાવી લાવીને પોતાનું ખોવાએલુ સ્થાન પાછું મેળવે.



# કાલે અને આજે

[રજુ કરનાર:— મરિયમ કાસિમ "તસનીમ"]

★ પહેલાં ઈમાનદારીનો બોલબાલા હતો, આજે બેઈમાનીનો ડંકો વાગી રહયો છે!

★ કાલે ખુદાના બંદાઓની સંખ્યા વધારે હતી. આજે શયતાનના શાગિર્દોની સંખ્યા વધી ગઈ છે!

★ પહેલાંની અવરતો ઘૂંઘટમાં મોઢું છુપાવતી હતી. આજની અવરતો ચેહરાને લીંપી-માંજીને ભર બઝારે રખરે છે!

★ પહેલાં મસ્જિદો અને મંદીરો ચિકાર રહેતાં હતાં. આજે સીનેમા અને બાઈસ્કોપ હોલ ચિકાર રહે છે!

★ પહેલાં શાદી પછી પ્રેમ થતો હતો. આજે શાદી પહેલાં પ્રેમ થાય છે!

★ પહેલાં ઇસ્લામના કામો કરવા બાદ દુન્યાના કામો તરફ ધ્યાન આપવામાં આવતું. આજે દુન્યાના કામો પતાવવા પછી પણ લોકો નમાઝ રોઝહ તરફ ધ્યાન નથી આપતા!

★ પહેલાં નકલ ઉતારનારા લોકોને ભાંડ અથવા મસ્કરા કહેવામાં આવતા, આજે તેઓને એક્ટર યા સીનેમા સ્ટાર કહેવામાં આવે છે!

★ પહેલાં પ્રેમ જાહેર કરવા માટે આંસુ સારવામાં આવતાં, આજે ગુલાબી મુસ્કુરાહટથી પ્રેમ જાહેર કરવામાં આવે છે!

★ પહેલાંની અવલાદ પોતાના મા-બાપને અમ્માંજી અને અબ્બાજી કહેતી હતી. આજે મમ્મી, પપ્પા, ડેડી, ઓ-ટોપી, ઓલ્ડ મેન વગેરે કહે છે!

★ પહેલાંના નવાબો, રાજાઓ અને બાદશાહોની સલામતી માટે દુઆઓ માગવામાં આવતી. આજે તેમને ગાદી પરથી ભગાડવા માટે મિટિંગો થાય છે!

★ પહેલાંના પીર મુરશિદો અલ્લાહની ઈબાદતમાં લાગેલા રહેતા. આજના પીર મુરશિદો તાવીઝ ગંડા લખીને પૈસા હજમ કરે છે!

★ પહેલાંના ઝમાનામાં જે અવરતો રંડીઓ અને વેસ્યાઓ કહેવાતી, આજે તેમને આર્ટિસ્ટ યા ફીલ્મ-સ્ટાર કહેવામાં આવે છે!

★ પહેલાંના લોકો મઝહબ અને કુર્આન પર સખ્તીથી અમલ કરતા હતા. આજે મઝહબ અને કુર્આન કસમ ખાવા માટે વપરાય છે!

★ પહેલાંની અવરતો બુરકામાં રહેતી હતી, માથે ઓઢણી ઓઢતી હતી.

આજની અવરતોએ બુરકાને ફગોટી દીધો છે ને માથા પર ચકલાંના માળા જેવા વાળો બનાવીને ફરે છે!

* પહેલાંના લોકો પચાસ વરસની ઉમરે પણ ચશ્મા પહેરતા ન હતા. આજે આઠ દસ વરસની ઉમરે આંખે ચશ્મા લાગી જાય છે!
* પહેલાં માલદારોની દવલત ઝકાત, ખયરાત અને સદકામાં વપરાતી હતી. આજે ઈન્કમ ટેક્સ, સેલ ટેક્સ, સુપર ટેક્સ વગેરેમાં વસૂલ કરાય છે!
* પહેલાં શાદીના પ્રસંગે ઘર અને ખાનદાની જોવામાં આવતી, આજે દવલત અને ખૂબસુરતી જોવામાં આવે છે!
* પહેલાં તલાકનો શબ્દ બહુજ ઓછો સાંભળવામાં આવતો. આજે તલાકના કિસ્સા સાંભળીને કાન બહેરા થઈ રહયા છે!
* પહેલાં ગાડીઓ ભરાઈ ભરાઈને અનાજ આવતું. આજે સ્ટીમરો ભરાઈ ભરાઈને આવે છે, છતાં લોકો ભૂખે મરે છે!
* પહેલાનાં ભિખારીઓ પગે ચાલીને ભીખ માગતા હતા. આજના ભીખારીઓ મોટરમાં બેસીને ભીખ માગવા નીકળે છે!
* પહેલાં ખાનદાની ઘરની વહુ બેટીઓ પારકા પુરૂષોની સામે જવાથી શરમાતી હતી. આજકાલ સીનેમા, બાઈસ્કોપ અને ફેશન પરસ્તીની ડાકણે શર્મો હયા લુંટી લીધી છે!
* પહેલાંના લોકો કોર્ટ કચેરીમાં જૂઠું બોલતા ન હતા. આજકાલ ભગવાનને માથે રાખીને અથવા ખુદાને ઝાહિર નાઝિર જાણીને માત્ર જુઠું જ બોલવામાં આવે છે!
* પહેલાંના ફરહાદો અને મજનુનો પ્રેમમાં પડયા બાદ કપડાં ફાડી નાખતા હતા અને વાળો પીંખી નાખતા હતા. આજકાલના ફરહાદો અને મજનૂનો પ્રેમમાં પડયા બાદ નવાં નવાં સૂટો સીવડાવે છે અને વાળને નવી નવી ફેશનથી ઓળે છે!
* પહેલાંના ભીખારીઓને એક એક પૈસાની ભીખ માટે બારણે બારણે રખડીને જોડાનાં તળીયા ઘસી નાખવા પડતાં હતાં આજે શેર કંપનીઓ વગેરે ખોલીને દિવાળાં કાઢનારાઓને લોકો ઘર બેઠાં પૈસા આપી જાય છે!
* પહેલાં સ્રીઓના વાળ લાંબા ખૂબસુરતીમાં ગણાતા. આજની છેલ છોકરીઓ યુરોપિઅન લેડીઓને પગલે ચાલીને- ઈસ્લામે હરામ ઠરાવવા છતાં વાળો કપાવી નાખે છે ને તેનેજ ખૂબસુરતી માને છે!

★ પહેલાં જેલમાં જનારા ડામિસ ગણાતા ને બંધબધ બદનામ થઇ જતા. આજે જેલમાં જનારા જનતાના લીડર બની જાય છે!

★ પહેલાંના લોકો ટાઈમ પસાર કરવા મસ્જિદ યા મંદિરમાં જતા. આજકાલ લોકો ટાઈમ પસાર કરવા બાઇસ્કોપ, થિએટર, રેસકોર્સ અને જુગારખાનાઓમાં જાય છે!

★ પહેલાંના મુસલમાનો સવારે પથારીમાંથી ઉઠતાંજ મસ્જિદમાં જતા. આજ કાલના મુસલમાનો સવારે આંખ ખુલતાં જ રેડિઓ ઓન કરીને ન્યુઝ કે મ્યુઝિક સાંભળે છે ને રેઝર લઇને ચેહરો છોલવા માંડે છે!

★ પહેલાં નાનાં મોટાં બધાં જ અસ્સલામુ અલયકુમ કહેતાં. આજના અંગ્રેઝ બચ્ચા ગુડ મોરનિંગ અને ગુડ નાઈટ કહે છે!

★ પહેલાંના લોકો સો સો માઇલ ચાલવા છતાં થાકતા ન હતા, આજે મોટરમાં બેસીને થાકી જાય છે!

★ પહેલાંના બુઢ્ઢા વાઘ અને ચીતા સાથે લડાઇ કરતા હતા, આજના જવાનને કુતરૂં ભસી લે તો તેના પોતિયાં ઢીલાં થઈ જાય છે!

★ પહેલાંના લોકો છુપી રીતે દાન ખયરાત કરતા. આજના વધુ ભાગે નામ કમાવા માટે દાન-ખયરાત કરે છે!

★ પહેલાંના લોકો કોઈને વચન આપતા તો જાનના ભોગે પણ પાળીને દેખાડતા. આજકાલ આઈ એમ વેરી સોરી કહીને છટકી જવાનું આસાન થઈ પડયું છે!

★ પહેલાં ખાનદાનીનો આધાર શરાફત અને નેકી પર હતો. આજકાલ ખાનદાનીનો આધાર માલદારી પર છે. જે માણસ જેટલો માલદાર હશે તેટલોજ મોટો ખાનદાની હશે!

★ પહેલાંના લોકો ચાલીસ વરસની ઉમરમાં જવાન ગણાતા, આજકાલના જુવાનીયા ચાલીસ વરસની ઉમરમાં બુઢ્ઢા થઈ જાય છે!

★ પહેલાં મર્દ બચ્ચા છાતી કાઢીને ચાલતા હતા. આજકાલ બૈરાં છાતી કાઢીને ચાલે છે!

★ પહેલાં શાદી પછી અવલાદ થતી હતી. આજકાલની ઉછાછળી છોકરીઓ, શાદી પહેલાંજ અવલાદ થઇ જાય તો તેમાં કંઈ નામોશી જેવું માનતી નથી!

★ પહેલાં જવાન છોકરીઓ બની ઠનીને ખેલ તમાશાઓમાં જતી હતી. આજ કાલ ઘરડી ડોશીઓ પણ ઝાકઝમાળ પોશાકમાં સજ્જ થઈને- ચેહરા પર પાવડર, લિપસ્ટીક-ક્રીમ લગાડીને, બાંકી છબીલી થઈને મિડ નાઈટ શો જોવા જાય છે!

★ આજકાલ દીનદારી, પરહેઝગારી અને ઈમાનદારી એ બે-વકુફ લોકોની નિશાની ગણાય છે, પણ વિશ્વાસઘાત અને બે-ઈમાનીથી દિવાળું ફુંકનારાઓને લોકો ભારે અકલમંદ સમજે છે. આજકાલ તો બોલે તેના બોર વેચાય ને મારે તેની તલવાર છે. પહેલાંના લોકો ઈમાનદારી ખાતર જાન આપી દેતા હતા, આજે બે-ઈમાની પર જાન ઈમાન બધુંજ કુરબાન કરી દે છે. નેકીને બદલે બદી અને સવાબને બદલે ગુનાહોનું જોર ખૂબ વધી ગયું છે. અમૃતને બદલે ઝહેરની કીમત વધી ગઈ છે. સંપને બદલે કુસંપ અને જોડનારાઓને બદલે તોડનારાઓનું સમાજમાં માન વધી ગયું છે. નસીહત કરનારને બેવકુફ સમજવો, ગમ દૂર કરવા માટે શરાબ પીવો, દિલ બહેલાવવા માટે જુગાર ખેલવો અને ટાઈમ પાસ કરવા માટે બાઈસ્કોપ જવું એ આજકાલની ફેશન છે! સચ્ચાઈ, દીનદારી, પરહેઝગારી, વફાદારી અને નેકી ગાઈબ થઈ ગઈ છે. તેને બદલે બદકારી ઝિનાખોરી, દગાબાઝી, રિયાકારી, મતલબ-પરસ્તી, ચાડી ચુગ્લી, અયબ-જોઈ વગેરે શયતાની કામો દુન્યાના ખુણે ખુણામાં ફેલાઈ ગયાં છે!

—: જનાબ "બેકાર" સાહબના એક લેખને આધારે :—



# જરા મોં મલકાવો

મિયાં—જુઓ બેગમ! મને વધુ બોલવાનું પસંદ નથી. ઈશારો કરું તો સમજી લેવું કે હું બોલાવી રહયો છું.

બેગમ—જી, મને પણ વધુ બોલવાનું પસંદ નથી. અગર માથું હલાવી દઉં તો સમજી લેવું કે મારો આવવાનો વિચાર નથી.

× * ×

એક સ્ત્રી ફરતી ફરતી મેળામાં ગઈ. ત્યાં તેને એક કુતરો પસંદ પડયો. કીમત પુછી તો દુકાનદારે પાંચ સો રૂપિયા કહયા.

સ્ત્રી—કુતરો સરસ છે, પણ મોંઘો ઘણો છે.

દુકાનદાર—ના, આવો ખાનદાની કુતરો પાંચ સોમાં પણ સસ્તો કહેવાય.

સ્ત્રી—હા, પણ મારો પતિ નારાઝ થઇ જશે.

દુકાનદાર—અરે બેગમ! પતિ તો આપને સેંકડો મળી જશે પણ આવો કુતરો મળવો મુશકિલ છે.

× * ×

એક માણુસની સાસુ છ મહીનાથી તેને ત્યાં ધામો નાખીને પડેલી હતી. કેમે કરી જવાનું નામ લેતી ન હતી. એક દિવસ બેગમે પોતાના પતિને કહયું, કાલે મારી માની વરસગાંઠ છે. તમે શું ભેટ આપશો?

પતિ—હું એવી ભેટ આપીશ જે આજ સુધી કોઈએ આપી ન હશે.

બેગમ—(ખુશ થઇને) તે શું?

પતિ—ગાડીની ટિકિટ

× * ×

એક માણુસ હોટલમાં ગયો અને બોલ્યો : સમુસા લાવો, ચાંપ લાવો, બિરયાની લાવો, ઝરદો લાવો, ફ્રુટ લાવો!

જ્યારે તે બધું ખાઈ ચુકયો તો નોકરે પુછયું શેઠ! હવે શું લાવું?

તે બોલ્યો, હવે પોલીસને લાવો કેમકે ખીસાં ખાલી છે.

× * ×

લડાઈખોર પત્નીએ ઝગડા દરમ્યાન પોતાના પતિને કહયું, મને આ વાતની ચિન્તા છે કે હું મરી ગઈ તો તમે શું કરશો?

પતિ—મને આ વાતની ચિન્તા છે કે તું ન મરી તો હું શું કરીશ.

× * ×

બેગમ—(મિયાંને) સાંભળો છો? નન્નાએ હઠ લીધી છે, ન ચુપ થાય છે, ન દુધ ધાવે છે.

મિયાં—(બાળકને પટાવતાં) ધાવી લે બેટા! તું નહિ ધાવશે તો હું ધાવી જઈશ.

× * ×

માલદાર—હું ગરીબ હતો ત્યારે વધારે સુખી હતો. કંઇ વાતનું મને દુખ ન હતું.

ગરીબ—તો સાહેબ! દવલત મને આપી દો ને પાછા સુખી થઈ જાવ.

માલદાર—ના ભાઇ, હું કોઈને દુખી કરવા નથી માગતો.

× * ×

બેટો—બાપુજી! લડાઇ કેવી રીતે શરૂ થાય છે?

બાપ—માની લે કે ઈંગ્લાંડ અને અમેરીકા વચ્ચે લડાઈ શરૂ થઈ...

મા—(વચ્ચે ટપકીને) અરે તમે તો છોકરાને ઉંધું સમજાવો છો. ઈંગ્લાંડ અને અમેરીકા વચ્ચે કદી લડાઈ થઇ નથી. જૂઠો દાખલો શા માટે આપો છો?

બાપ—(ગુસ્સે થઇને) હું જાણું છું કે ઈંગ્લાંડ અને અમેરીકા વચ્ચે લડાઇ નથી. પણ દાખલો આપવામાં શો વાંધો છે ને તું શા માટે વચમાં ટપકી પડી?

મા—(વધુ ચીડાઇને) હા, તમે જૂઠો દાખલો આપશો તો હું જરૂર બોલીશ!

બાપ—(બરાડો પાડીને) નીકળ અહીંથી શયતાનની ખાલા!

મા—નહિ નીકળું. તમે નીકળો!

બાપ—તું શું સમજે છે! (કુરસી પરથી ઉભો થઈ જાય છે.)

બેટો—(ડરીને) બસ, બસ બાપુજી! હવે હું સારી રીતે સમજી ગયો કે લડાઈ કેવી રીતે શરૂ થાય છે!

× * ×

જાડી સ્ત્રી—(પાતળી સ્ત્રીને) બહેન! તમને જોઇને એવું લાગે છે કે દેશમાં દુકાળ પડેલો છે.

પાતળી સ્ત્રી—પણ બહેન, તમને જોઇને એવું લાગે છે કે દુકાળ તમારાજ લીધે પડેલો છે.

× * ×

નસીમ—(નરગિસને) કેમ બહેન! શું અસ્તરી કરવાથી કરચેલીઓ દુર થઈ જાય છે?

નરગિસ—હા, ખરી વાત છે.

નસીમ—તો આપણી દાદી માના ચેહરા પર અસ્તરી કરી દે ને! જોતી નથી તેમના ચેહરા પર કેટલી કરચેલીઓ પડી ગઇ છે.

× * ×

મિયાં—બેગમ! ખુદાને માટે જલ્દી તૈયાર થઈ જા!

બીબી—બળદ પેઠે બરાડો છો કેમ? કલાકથી તો કહું છું કે પાંચ મિનિટમાં તૈયાર થઈને આવું છું.

# જાગો ઉઠો નમાઝીઓ!

[ મોકલનાર :—સઈદહ રશીદ ટકોલીયા ]

વકત ફજર કા હો રહા, જાગો ઉઠો નમાઝીયો।
મુરગે – સહર ને દી અઝાં, જાગો ઉઠો નમાઝીયો!
ચારોં તરફ હય રોશની, ફૈલી હુઇ હય નૂર કી,
આસાર કયા હંય નૂર કે, જાગો ઉઠો નમાઝીયો!
મુઅમિનોં આંખેં ખોલીયો, કલ્મા ઝુબાં સે બોલીયો,
ભર ભર કે નીંદ સો લીયો, જાગો ઉઠો નમાઝીયો!
બંદે ખુદા કે વાસ્તે, ગાફિલ ન હો નમાઝ સે,
જન્નત ન ખો તુમ હાથસે, જાગો ઉઠો નમાઝીયો!
બંદએ–ખુદા, ખુદા સે ડર, મેહશર કા કામ ખુશીસે કર,
રહમત કી હો જાએ તુમ પે નઝર, જાગો ઉઠો નમાઝીયો!
સિજદે મેં સર હુસયન કા, ઝાલિમ ને કર દિયા જુદા,
યૂનુસ મિયાં કી હય સદા, જાગો ઉઠો નમાઝીયો!



# હિમ્મતની જીત

## — એક અમેરીકન લેડીની સાચી આપવીતી —

[ લેખિકા :—મિસિસ જેકી સ્નેપસર (અમેરીકા ]

પાછલા બે વરસથી મારો પતિ લોખંડી ફેફસાંની મદદ વડે જીવી રહ્યો છે. તેની દુન્યા ૭ ફીટ લાંબા અને ચાર ફીટ પહોળા પલંગ સુધી મર્યાદિત છે. તકિયા પર વીજળીથી ચાલનારા બનાવટી શ્વાસનું યંત્ર ગોઠવેલું છે. અગર વીજળીનો પ્રવાહ અટકી જાય તો આ મશીન પોતાનું કામ બંધ કરી દે. પરિણામ મારા પતિના મૃત્યુના રૂપમાં આવે. એના ફેફસાં મુદ્દતથી બગડી ગયાં છે. હવે તો એનો દરેક શ્વાસ આ લોખંડી ફેફસાંને આભારી છે.

જ્યારે હું મારા પતિને જોઉ છું તો મારું કલેજું તાળવે આવે છે. એની તંદુરસ્તી સદા ય ગર્વપાત્ર અને અનુપમ રહી છે. મને આજે પણ તે દિવસ સારી રીતે યાદ છે, જ્યારે અમે એક ખુશગવાર પ્રભાતે લગ્ન-બંધનથી જોડાયાં હતાં. સફેદ પોશાક પરિધાન કરીને હું એની સોડમાં મલકાતી હરખાતી ચાલી રહી હતી. એણે મુસ્કુરાતા વદને મારા તરફ જોયું. મેં શર્મથી મસ્તક નમાવી લીધું. એણે મજબુતીથી મારો હાથ ઝાલી લીધો. અમે મિત્રોના ટોળામાં મુબારક સલામતના શબ્દો સાંભળતાં સડક સુધી પહોંચી ગયાં. અહીં મારા પતિની બ્લુ રંગની સુંદર કાર ઉભેલી હતી. તે દિવસ કેટલો રળિયામણો હતો. હાવર્ડફોર્ડના શાનદાર અને ભરચક બઝારોમાંથી પસાર થતાં જ્યારે હું પ્રથમવાર મારા નવા ઘરમાં દાખલ થઈ તો મારું દિલ આનંદ અને ઉલ્લાસથી નાચી ઉઠયું. આ નાનકડા અને સુથરા ઘરની હું એકલી માલિક હતી.

આનંદની પળો પસાર થતાં વાર નથી લાગતી. બે વરસ જોતજોતામાં પસાર થઈ ગયાં. મહાન અને સર્વ શક્તિમાન ખુદાની અનંત કૃપાઓએ અમારે ત્યાં એક નન્ની બાળકીનું રૂપ લીધું. જોનીના જન્મના એક વરસ પછી જોન પયદા થયો. અને પછી બે વરસના વિરામ બાદ જોસેફનો જન્મ થયો.

એ દિવસોમાં મારો પતિ જોસનશીપ બિલ્ડીંગ કમ્પનીમાં નોકરી કરતો હતો. અમારી માલી હાલત બહુ સારી ન હતી છતાં અમને કોઈ તરહની ચિન્તા ન હતી. મેં મારા પતિને કદી લાગવા પણ નહિ દીધું કે

મને કોઈ વસ્તુની જરૂર છે. એક ઘર રખ્ખુ ગૃહિણી પેઠે પતિનું દિલ રાજી રાખવું એજ મારી સૌથી મોટી ઈચ્છા હતી. મારો પતિ એક પ્રેમાળ અને દયાળુ બાપ પુરવાર થયો. તે પોતાના સંતાનો પ્રત્યે અપાર પ્યાર દર્શાવતો. સાંજે થાકેલો પાકેલો હોવા છતાં તેમને પાર્કમાં સહેલ માટે લઈ જતો. કેટલીક વેળા હું તેને રોકવાનો પ્રયત્ન કરતી, પણુ તે મને ચુપ કરી દેતો. તે પોતાના બાળકો સાથે દડો રમતો. તેમને ખભા પર બેસાડીને વરંડામાં ચકરડી પેઠે ઘુમતો. ચીકણી માટીના રમકડાં બનાવવાનું તેમને શીખડાવતો. ઘરની અંદર અને બહાર હમેશા મુસ્કુરાતો રહેતો. તે એટલો બધો હસમુખો અને નમ્ર દિલનો હતો કે ફેક્ટરીમાં કામ કરનારા મઝદુરોથી લઈને બઝારના દુકાનદારો સુધી દરેક સાથે તેની દોસ્તી હતી. અનેક વાર એવું બન્યું કે પોતાનો પુરો પગાર કોઈ ગરીબ દોસ્તને આપી આવ્યો. આવા પ્રસંગે હું સ્વાભાવિક ઉકળી ઉઠતી, પણુ તે મને પોતાની મીઠી વાતોથી પળવારમાં મનાવી લેતો. આમ કહીને મારૂં દિલ જીતી લેતો કે, "ઈન્સાન તેજ કહેવાય જે બીજાઓના કામમાં આવે."

મહોલ્લામાં કોઈ માંદું પડે તો તરત તેની સારવાર માટે દોડી જતો ને આખી આખી રાતના ઉજાગરા કરીને તેની સેવા બજાવતો. હોસ્પીટલના કોઈ દરદીને લોહીની જરૂર પડે તો ઓળખાણુ પિછાણુ વિના પોતાનું લોહી આપતો. ઈન્સાન તો ઈન્સાન જાનવરો પ્રત્યે પણુ તેને અપાર પ્રિત હતી. દુન્યાભરના જાનવરો અમારા ઘરમાં પાળેલાં હતાં. મરઘાં બતકાં, કૂતરાં, બિલાડાં, વાંદરાં મોર, કબૂતર ઘુવડ અને ખુદા જાણે શું શું હતું. એક વેળા વાવર્ડ ફોર્ડથી પ્રગટ થતા "મેઈન લાઈન ટાઈમ્સ" દૈનિકે એક લેખમાં અમારા ઘરને વાવર્ડ ફોર્ડનું બીજું "ચિડીયા ઘર" ઠેરવી દીધું. કટોકટીના પ્રસંગે પણુ મારો પતિ કદી હિમ્મત નહિ હાર્યો.

વરસો પસાર થતાં ગયાં. તેના વાળોમાં સફેદી આવવા લાગી. અમારાં ત્રણે બાળકો જવાન થઈ ગયાં. મોટી બાળકી જોનીની વય ૨૧ વરસની હતી. એક દિવસે મારી કમરમાં સખત દુખાવો થયો. જોની મને હોસ્પીટલમાં લઈ ગઈ, ડોકટરે જોનીના કાનમાં કંઈક કહયું, જેને સાંભળીને તે મુસ્કુરાવા લાગી. પાછા ફરતાં તેણે મને કહયું કે બહુ જલ્દી અમારા ઘરમાં એક નવો મેહમાન આવી લાગશે. શર્મથી મારૂં મોં લાલ થઈ ગયું. આઠ મહીના બાદ અમારે ત્યાં જુડીનો જન્મ થયો. બીજા બાળકો કરતાં નાની હોવાને કારણે તે દરેકની આંખનો તારો બની ગઈ. દિનભર બધા લોકો તેને ગોદમાં ઉપાડીને રમાડયા કરતા. દરેક

પ્રભાત અમારે માટે આનંદનો નવો સંદેશો લાવતું. ૧૯૬૦નો જુન મહીનો બેઠો અને ચુપકેથી પસાર થઈ ગયો. જુલાઈની શરૂઆતમાં મારા પતિની તબીઅત ધીરે ધીરે સુસ્ત બનવા લાગી. શરૂમાં મે તેને કામ ઓછું કરવાની તાકીદ કરી. મારી ધારણા હતી કે તેની માંદગીનું કારણ માત્ર થાક છે; પરંતુ જ્યારે એક સવારે તેણે પોતાના આખા અંગમાં ધ્રુજારીની ફરિયાદ કરી તો મેં ગંભિરતાથી એ મામલામાં વિચાર કરવા માંડ્યો. છેવટે હું એવા નતીજા પર પહોંચી કે એણે અઠવાડિયાની છુટ્ટી લેવી જોઇએ. આઠમે દિવસે જ્યારે તે કામેથી ઘરે આવ્યો તો તેનો ચેહરો ઉતરેલો હતો.

"કેમ ઠીક તો છે ને—?" મેં પુછ્યું.

"મારૂં માનવું છે કે મને કોઈ રોગ લાગુ પડી ગયો છે. આજે એક ગ્રાહક માટે સામાન ઉતારવા માળ પર ચઢયો તો મારા હાથોએ કામ કરવાની ના પાડી દીધી. હું દાદર પર જે જગ્યાએ ઉભેલો હતો, ઘણાં પ્રયત્નો છતાં ત્યાંથી એક ઈંચ હટી ન શક્યો. પાછા ફરતાં કારનું સ્ટીયરીંગ પણ બરાબર પકડાતું ન હતું."

બીજા દિવસે હું તેને મારા ફેમીલી ડૉકટર વિલીયમ લિન્ડ્રને ત્યાં લઈ ગઈ. તેણે એક્ષ-રે બાદ રિપોર્ટ આપ્યો કે તમારા પતિ જ્ઞાન તંતુઓની નબળાઈના રોગી છે. તેણે અમને ડૉકટર એવન સ્મોર પાસે જવાની સલાહ આપી. તે રાતે મારા પતિએ શિકાયત કીધી કે તેના બંને હાથ સુન મારી ગયા છે. ત્રીજે દિવસે ડૉકટર સ્મોરે લાંબી ચિકિત્સા બાદ મને ખાનગીમાં કહ્યું,

"મિસિસ સ્નેપસર! હું આપને અંધારામાં રાખવા નથી માગતો. આપના પતિની હાલત નાઝુક છે. હજી પુરી તપાસ થઈ નથી છતાં આટલું જરૂર કહીશ કે એનાં જ્ઞાન તંતુઓ જવાબ આપી રહયાં છે. એનું કારણ બાદમાં અમે શોધી કાઢીશું. હાલ તો આપણે આ રોગથી ઉત્પન્ન થનારી અસરોને મારી હઠાવવાનું છે."

"પણ એને રોગ શું છે?"

"આ લકવાનો એક પ્રકાર છે વિગત બીજીવાર બતાવીશ"

ઈલાજ શરૂ કરવામાં આવ્યો, પરંતુ હાલત દિન પ્રતિદિન બગડતી ગઈ. હવે તે કાર ચલાવવાને પાત્ર નહિ રહયો. સ્ટીયરીંગ પકડતાં જ તેના હાથ ધ્રુજવા લાગતાં. હવે તેને બદલે જોન કામે જવા લાગ્યો. સમય ધીરે ધીરે સરકતો રહયો. જેકી—મારો પતિ આખો દિવસ તડકામાં પડયો રહેતો.

છ મહીના બાદ તેના પગો પણ જવાબ આપી ગયા. એની સાથેજ તેને શ્વાસની પીડા પણ થવા લાગી. ખાસ કરીને થાકેલો હોય ત્યારે તેનો શ્વાસ લુહારની ધમણ પેઠે ફુલી જતો.

છેવટે ઓકટોબરનો તે મનહુસ દિવસ પણ આવી લાગ્યો, જ્યારે તેને હોસ્પીટલમાં દાખલ કરવો પડયો. ડોકટરે કહ્યું કે તેના શ્વાસની ક્રિયા નકામી થઇ ગઇ છે. હોસ્પીટલમાં જતાંજ તેને ઓકસીજનમાં મુકવો પડયો. બે દિવસ એજ હાલતમાં પસાર થઈ ગયા. ઓકસીજનની નળી નાકથી ખસેડતાં જ તેનો શ્વાસ રૂંધાઇ જતો. ત્રીજે દિવસે ડોકટરોએ તેને બનાવટી શ્વાસનું યંત્ર વાપરવાની સૂચના આપી. આ લોખંડી ફેફસાંને જોતાંજ મારૂં દિલ ડુબવા લાગ્યું. ભલા, યંત્રની સહાયથી તે કેટલા દિવસ જીવી સકે? હું માનસિક આઘાતથી બેભાન થઇને પડી જવાની અણી પર હતી પણ જોને મને પકડી લીધી."

ધીરજ રાખો મમ્મી! મારા બાપુ જીવતા છે. ખુદા કોઈ સારો માર્ગ દેખાડી દેશે!"

"પણ બેટા! હવે એ ચાલી ફરી નહિ શકે. આવી દશામાં ઇન્સાન જીવતો કેવી રીતે રહી શકે! ચોવીસ કલાક એક સ્થળે પડયા રહેવા કરતાં મરવું સારૂં!"

"આમ ન બોલીએ મમ્મી!"

લોખંડી ફેફસાંથી જેકી હવે એક કેદી જેવો થઈ પડયો. પણ તેની અસહ્ય પીડાનો જાણે અંત આવી ગયો. હવે તે વિના અડચણે શ્વાસ લઇ શકતો હતો. તેનું માથું એક તકિયા પર ગોઠવેલું હતું. તેની ઉપર યંત્ર મુકેલું હતું. જેકીની આંખોથી એક ફૂટ છેટે એક આઈનો ગોઠવેલો હતો, તેની સહાયથી તે સરાણાની પાછળ ઉભેલા લોકોને જોઇ શકતો. યંત્રમાંથી એક નળી જેકીના ગળામાંથી પસાર થઈને શ્વાસની નળી સુધી ગઇ હતી. આ નળીને કારણે બોલવામાં તેને વેદના થતી હતી, છતાં બહુજ જલ્દી મેં જાણી લીધું કે તેના મોંમાં દાખલ થનારી નળીને નીચે દબાવી દેવામાં આવે તો તે સહેલાઇથી બોલી શકે છે.

હવે હું રોજ જુડીને તેની પરણેલી બહેન જોની પાસે મુકીને હોસ્પીટલ ચાલી જતી. અને સાંજ સુધી જેકી પાસે હાજર રહેતી. હું તેને વધુથી વધુ ખુશ રાખવાની તરકીબો કરતી. જુનાં સ્મરણો તાઝાં કરતી. વિનોદ અને ગમ્મતની વાતો કરતી. તેના દિલને શાંતવન આપવાના શકય

પ્રયત્નો કરતી. રોજ સાંજે મુલાકાતના કલાકોમાં તેની પથારીની ચોગર્દમ મેળો જેવો ભરાઈ જતો. જેકીના મિત્રો-સ્નેહિઓ, મારા મિત્રો અને સ્નેહિઓ, જોન, જોસેફ, જોની, આડોશી પાડોશીઓ અને સૌથી વધારે અમારી બેબી જુડી આવતાંની સાથેજ બાપુજીને વળગી પડતી.

આ મારા જીવનનો સૌથી કપરો યુગ હતો. અમારી માલી હાલત છેકજ કફોડી થઇ ચુકી હતી. અમે આજ સુધી એક પૈસો પણ સાચવ્યો ન હતો. હવે અમારા નિર્વાહનું ગાડું જોનની નજીવી કમાણી પર ચાલતું હતું. જોસેફ નિશાળમાં ભણતો હતો. તેનો ખર્ચ અમારે ઉપાડવો પડતો હતો. છતાં જેકીના અને મારા બાપાએ અમારી ખુબજ સહાય કરી. હોસ્પીટલનો ખર્ચ અસહ્ય હતો. "સમાજ કલ્યાણ"ની સંસ્થાને મદદની અપીલ કરી. બે એક મહીનાની ખટપટ બાદ ત્યાંથી બસો ડોલર માસિક મળવા લાગ્યા. ક્રિસમસનો તહેવાર આવ્યો ને ચુપચાપ પસાર થઈ ગયો. અમને આનંદ ઉજવવાની ફુરસત જ કયાં હતી !

જેકીની દશા દિન-બ-દિન બગડતી ચાલી. એક દિવસે સ્કેલ પર તોળવામાં આવ્યો તો ખબર પડી કે ૪૫ પૌંડ વજન ઉતરી ગયો છે. લાંબી વિચારણાને અંતે હુ એવા નિર્ણય પર આવી કે જેકીની તંદુરસ્તી બગડવાનું કારણ, જીવન પ્રત્યે તેની ઉદાસીનતા છે રાતભર તે એકલો અટુલો પડયો રહેતો. દિવસે માત્ર હું જ તેની પાસે રહેતી. ફકત સાંજે બે કલાક માટે તેનો જીવ જરા સારો રહેતો. આ તે સમય હતો જ્યારે તેની પથારીની ચોગર્દમ મુલાકાતીઓની ઠઠ ઝામી જતી. જુડીની ભોલી-નિર્દોષ વાતો સાંભળીને તેના શુષ્ક હોઠો પર હાસ્ય રમવા લાગતું.

એક દિવસે મેં મોકો જોઇને તેને ઘરે લઈ જવાની ઈચ્છા વ્યકત કરી. આ સાંભળીને તેની આંખોમાં ચમક આવી ગઈ. એક પળ માટે તેણે મુસ્કુરાઇને મારા તરફ જોયું. પછી યંત્ર તરફ જોઈને ઉદાસ થઈ ગયો. હું તેની ઉદાસીનું કારણ સમજી ગઈ. તે જ રાતે જ્યારે ડોકટર તપાસવા માટે આવ્યો તો મેં તેની આગળ મારી ઇચ્છા રજુ કરી. મેં કહયું, ઘરે લઈ જવાથી એની દશા કંઈક સુધરી જશે."

ડોકટર થોડીવાર વિચારતો રહયો. પછી પોતાની પાછળ આવવાનો તેણે મને ઈશારો કર્યો. વરંડામાં પહોંચીને તે બોલ્યો, "મિસિસ સ્નેપસર ! આપના પતિની અંતિમ ઘડી આવી લાગી છે. આવી હાલતમાં આપ તેને ઘરે લઈ જવા માગો તો મને વાંધો નથી. અમે પોતાના બનતા ઈલાજો કરી ચુકયા છીએ."

ડુસ્કાં પર કાબુ રાખતાં મેં પ્રશ્ન કર્યો, "ડૉક્ટર ! શુ તમે આ યંત્ર ઘરે લઈ જવાની અમને પરવાનગી આપશો ?"

"મિસિસ સ્નેપસર ! અમારી પાસે માત્ર એજ યંત્રો છે. આપ પોલીયો ફાઉન્ડેશનના સુત્રધારોને અપીલ કરો. તેમને ત્યાં આવા ઘણા યંત્રો છે. તેઓ આપને એકાદ આપી શકશે."

"નવા યંત્રની કેટલી કીમત થાય ?"

"૨૫૦૦ ડૉલર."

મેં બીજે દિવસે ફાઉન્ડેશનની ઓફિસે દરખાસ્ત મોકલી આપી. સાંજની ટપાલે તો જવાબ પણ મળી ગયો. પરબિડિયું ફાડતાં મારૂં દિલ જોર જોરથી ધડકી રહ્યું હતું. અગર તેમણે ઇન્કાર કરી દીધો તો—? જીવ કઠણ કરીને કાગળ પર ડોકીયું કીધું. લીલા રંગના સુંદર કાગળ પર ટાઈપ કરેલું નીચલું લખાણ હતું :—

પોલીઓ ફાઉન્ડેશન,

૨૫, એકન રોડ, હાવર્ડફોર્ડ.

ડિયર મિસિસ સ્નેપસર !

આપની દરખાસ્ત મળી. અમને ઘણો આનંદ થશે અગર આપ કાલે સવારે આવીને બનાવટી શ્વાસનું યંત્ર લઈ જાવ. આપને જરૂર હોય ત્યાં સુધી એને રાખી મુકશો. આપે પત્રમાં કિરાયા વગેરેનો ઉલ્લેખ કરેલો છે કૃપા કરીને ફરીવાર અમને શરમિન્દા નહિ કરશો. અમારા લાયક બીજી કોઈ સેવા !

લી. આપનો વિશ્વાસુ : મેનેજર.

મેં શાંતિનો ઉંડો શ્વાસ લીધો. હવે યંત્ર લાવવાની ખટપટમાં લાગી ગઈ. પણ તરત જેકીનો ખ્યાલ આવ્યો કે પ્રથમ એને ઘરે લઈ જવાની ખટપટ કરવાની છે. તપાસ કરતાં ખબર પડી કે તેને ઘરે લઈ જવાનું આસાન નથી, જેટલું હું સમજતી હતી. તેને એક પળ માટે પણ યંત્રથી અલગ કરી શકાય એમ ન હતું. યંત્ર સહિત તેને કારમાં મુકવું કોઈ પણ રીતે શક્ય ન હતું ! એજ વિચારોમાં ગોથાં ખાતી હું ઘેર ગઈ.

સાંજના અખબારમાં "મેઇન ટાઈમ્સે" અમારી આ મુશ્કેલીનો ઉલ્લેખ કરતાં એન્જીનયરોને મદદની અપીલ પ્રગટ કરી હતી. સવારે આંખ ખુલી તો ટેબલ પર રીયુન એન્ડ ક્રિસ્ટલ એન્જીનીયરીંગ કમ્પની તરફથી આવેલો

એક કાગળ પડેલો હતો. વાંચતાં ખબર પડી કે તેમણે દસ વાગે હોસ્પીટલ પહોંચી જવાનું વચન આપ્યું હતું. ભાગમભાગ પોલીઓ ફાઉન્ડેશનની ઓફિસે ગઈ. બનાવટી શ્વાસનું યંત્ર મેળવ્યું. પછી જુડીની સાથે હોસ્પીટલે પહોંચી. રિયુન એન્ડ ક્રિસ્ટલવાળા અગાઉથી ત્યાં મવજુદ હતા. હોસ્પીટલના જે રૂમમાં જેકીની સારવાર થતી હતી તેનો દરવાજો ઘણો તંગ હતો. એમાંથી પલંગને યંત્ર સાથે કાઢવાનું સખ્ત મુશકિલ હતું. રિયુન એન્ડ ક્રિસ્ટલના એ કારીગરોએ આંખના પલકારામાં દરવાજો ઉખેડીને એક તરફ મુકી દીધો. દરવાઝાની સાથે જ બારી પણ હતી. તેઓએ બારીના બંને પટ પણ ઉખેડી લીધાં. હવે દરવાઝા અને બારી વચ્ચે એક ફૂટ પહોળી દીવાર હતી. તેને પણ જોતજોતામાં ઝમીન દોસ્ત કરી દેવામાં આવી.

હવે એક ખુલ્લી છતવાળી જીપગાડી દરવાઝા પાસે ખડી કરી દેવામાં આવી. આબાદ એ જ સમયે બીજી એક ભયંકર હકીકતનું મને ભાન થયું. એક પળ માટે મારૂં મગજ બહેર મારી ગયું. યંત્ર વીજળીથી ચાલતું હતું. રસ્તામાં વીજળી કયાં—? હતાશ થઈને—કપાળે હાથ દઈને હું ત્યાં જ દરવાઝામાં બેસી ગઈ. હવે શું થશે? મેં ખિન્ન ચેહરે રિયુન કમ્પનીના મેનેજર તરફ જોયું.

"ચિન્તાની જરૂર નથી, મિસિસ સ્નેપસર! એનો પણ કોઈ રસ્તો નીકળી જ આવશે. આપ બેસો. હું હમણાં જ આવ્યો."

આમ કહીને તે ઝડપી ચાલે ડોકટરના રૂમ તરફ ચાલી નીકળ્યો. થોડીવારે તે પાછો આવ્યો. તેની સાથે બીજા દસ માણસો હતા. આ બધા હોસ્પીટલના નોકરો હતા. રૂમમાં પ્રવેશીને મેનેજરે બધાને પથારીની બંને બાજુ ઉભા કરી દીધા. પછી તેઓએ વીજળીનો પ્લગ એક ઝટકાથી કાઢી નાખ્યો. ભયથી હું ચીસ પાડી ઉઠી. દોડીને નઝદીક ગઇ તો જેકી નિયમ મૂજબ મુસ્કુરાઈ રહયો હતો. દસે દસ માણસો યંત્ર સાથે જોડેલા રબરના ફુગ્ગાઓને પુરા બળથી દબાવવામાં પ્રવૃત્ત હતા. આ જોઈને મારા હોઠ ઉપર પણ હાસ્ય ફરકી ગયું. થોડાક બીજા માણસોએ બિસ્તર ઉપાડયો તેને ધીરે ધીરે બહાર લઈ જવા લાગ્યા. રબરના ફુગ્ગાઓને પેલા દસ માણસો તેવીજ રીતે દબાવી રહયા હતા. જીપમાં પણ એ દસ માણસો ફુગ્ગાઓને પુરા બળથી દબાવતા રહયા. બિસ્તરને પલંગ સહિત એક ક્રેઈન દ્વારા ઉપાડીને જીપમાં મુકી દેવામાં આવ્યો.

"મિસિસ સ્નેપસર! હવે આપ ઘરે જઈને પલંગ મુકાવવાનો પ્રબંધ કરો!"

હું જલ્દીથી કારમાં બેસી ગઈ. ઝડપી ગતિએ કારને દોડાવતી ઘેર પહોંચી ગઈ. જોન ત્યાં અગાઉથી હાજર હતો. તેણે ડાઈનિંગ રૂમની વચ્ચે જગ્યા ખાલી કરાવી રાખી હતી. થોડી વારે બહાર ઘંટડી રણકી ઉઠી. અમે બધા દરવાઝા તરફ લપકયાં. છાપાઓના રિપોર્ટરો અને ફોટોગ્રાફરોના ટોળામાં કેટલાક માણસો જેકીનો પલંગ ઉપાડીને ઉભેલ હતા. રબરના ફુગ્ગા દબાવનારા પરસેવામાં રેબઝેબ થઈ ગયા હતા. મેં જલ્દીથી દરવાઝો ખોલ્યો અને જેકીનો પલંગ ડાઈનિંગ રૂમમાં લાવવાની સૂચના કરી જોને તેજ વેળા વીજળીનો પ્લગ ગોઠવી દીધો. ઘરરની અવાઝ સાથે યંત્ર ચાલવા લાગ્યું. દરેકના ચેહરા આનંદથી ખીલી ઉઠયા. મેં બધા લોકોનો આભાર માન્યો અને તેઓને દરવાઝા સુધી વળાવવા ગઈ.

ત્યાંથી પાછી આવીને જોવું તો જેકીની આસપાસ આખું કુટુમ્બ ઉભેલું હતું. જુડી તેની ડોકમાં બાહુઓ નાખીને ઘુસપુસ કરતી હતી. જેકીની આંખોમાં એક નવી ચમક હતી. તે રાતે અમે બાર વાગ્યા સુધી ગપાટા મારતા રહયાં એક વાગે બધા સુવા ચાલ્યા ગયા. હું કુરસી ખેંચીને તેની નઝદીક બેસી ગઈ. થોડી વાર અમે ટેલીવીઝનનો છેલ્લો શો જોતાં રહયાં. વાતો વાતોમાં આ ખ્યાલ પણ નહિ રહયો કે જેકીએ હજુ સુધી કંઈ ખાધું પીધું નથી. હું દોડીને રસોડામાંથી ખાવાનું લઈ આવી. અને ચમચા વડે જેકીના મોંમાં નાખવા લાગી. બે વાગે પથારી પર પડી તો ઉંઘનો માછલો સુધી પતો ન હતો. થોડી વાર બાદ મેં જેકીને બુમ પાડી. તે પણ અત્યાર સુધી જાગતો હતો. મેં પુછ્યું, તમે હજીય નહિ સુતા ?"

"હું વિચારી રહયો છું કે ઘેર આવવા બાદ મારી તબીઅત કેટલી બધી સુધરી ગઈ છે. હોસ્પીટલમાં હોત તો એકાંતથી કંટાળીને મરી પરવાર્યો હોત !"

" ના, ના, આવું ન બોલીએ જેકી ! તમારે હજી જીવવાનું છે, પોતાના માટે નહિ તો મારે માટે અને મારા માટે નહિ તો જુડી અને જોનને માટે ! તમે જીવનથી નિરાશ તો નથી થયાને ?"

"ના રે, એવું તો કશું નથી. શરૂમાં અલબત હું દુખી થઈ ગયો હતો, પણ હવે તબીઅત સુધારા પર છે. વિચારૂં છું કે ખુદાને એમ જ મંઝુર છે તો બળાપો કરવાથી લાભ શો ? હવે તો આ કેદી અવસ્થાથી ટેવાઈ ગયો છું."

"જેકી ! તમે અત્યાર સુધી કાળી બાજુનો જ વિચાર કર્યો છે. પોતાની આસપાસ નઝર દોડાવો, દુન્યામાં કેટલાય લોકો છે જેઓ તમારા

કરતાં વધુ દુખી છે. તેઓમાં અનેક એવા છે જેઓનો દુન્યામાં કોઈ સહારો નથી. બાપડા રસ્તાઓ પર રખડતા ફરે છે. તમારે ત્યાં કઈ વસ્તુની કમી છે? ખુદાએ બધું જ આપેલું છે. વિચાર તો કરો, જુડી ન હોત તો આપણું ઘર કેટલું સુનું લાગતે! હવે એનાં મીઠાં મધુરાં હાસ્યો કેવાં ગુંજી રહયાં છે. આપણાં ત્રણ બાળકો છે. ઘરબાર છે. પોતાની કાર છે. તમારાં મા-બાપ છે. તેઓ તમને કેટલા ચાહે છે. તમારા મિત્રો દિવસમાં અનેક વાર ફોન કરીને તમારા સમાચાર પુછતા રહે છે."

"તમારી વાત સાચી છે. કેટલી જેહમત તમે મારે માટે લીધી છે. હું સાજો હોત તો કંઈ ન કંઈ કમાઈને લાવતે. હવે બેકાર છું. હરવા ફરવાથી લાચાર છું. તમારા ઉપર બોજ થઇ પડયો છું. બોજની કલ્પના માત્રથી ધ્રુજી ઉઠું છું. બાપનું તો કર્તવ્ય છે કે પોતાના સંતાનો માટે કમાઇને લાવે. તેઓને સુખી બનાવે; નહિ કે ઉલ્ટાનું તેમના ઉપર બોજ થઇ પડે!"

"જેકી! તમે આ શું બોલ્યા! ખુદાને માટે આવુ ન બોલો. પોતાની વિચાર સરણી બદલો. તમારૂં માનવું છે કે તમે અમારા ઉપર બોજ થઈ પડયા છો. વારૂ, બતાવો તો ખરા, તમારા પિતાજી આજે કોઈ રોગમાં પટકાઈને આપણે ઘેર આવી લાગે તો શું તમે તેને બોજા રૂપ ગણુશો?"

અચાનક દરવાજો ઉઘડયો અને જોન, જુડી તથા જોનીને લઈને અંદર આવ્યો. હું ધારતી હતી કે તેઓ સુઈ ગયાં હશે. પણ એ બધાં તો કયારના દરવાઝા પાસે લપાઈને અમારો વાર્તાલાપ સાંભળતાં હતાં.

"તમે લોકો હજી ય સુતાં નથી?"

"ના——કેમ?"

જોન અને જોની ખામોશ રહયાં. મેં બીજી વાર પુછયું તો નાની જુડી બોલી ઉઠી:

"મમ્મી તમે અમને સુવાનું કહયું હતું પણ અમારૂં મન બાપુજી પાસે આવીને બેસવાનું હતું, બાપુજી અમને દેખાતા ન હતા, પણ તેમની અવાઝથી અમે આનંદ પામતા હતાં."

"જોયું તમે જેકી! આ તમારાં વહાલાં બાળકો તમારી અવાઝ સાંભળવા, બે કલાકથી સરદીમાં બહાર બેસી રહયાં, ત્યારે તમે પોતાને તેમના ઉપર બોજા રૂપ સમજી રહયા છો!"

જેકીની આંખોમાં આંસુ આવી ગયાં. તેણે કરૂણ નઝરે મારા તરફ જોયું. પછી જુડીના હાથને ચુંબન આપવા લાગ્યો.

એ રાત પછી જેકીની તબીઅત સુધરતી ગઇ. જો કે તેની અસલ પીડા તેટલીજ હતી, પણ શારીરિક રીતે તેની તંદુરસ્તી સારી થતી ચાલી. અમારા પાડોશીઓ દિનભર અમારે ત્યાં બેસી રહેતા. જેનેય અવકાશ મળતો અમારે ત્યાં આવી લાગતો. એટલુંજ નહિ, આખા ફળિયાનાં બાળકો સાંજે ચોગાનમાં રમવાને બદલે જેકીની ખબર લેવા નિયમસર આવવા લાગ્યા.

"કાકાજી! હવે તબીઅત કેમ છે?"

આ પુકાર સાંભળતાંજ હું દોડીને જેકી પાસે આવી લાગતી. કદાચ કોઈ તોફાની બાળક યંત્ર બંધ કરી દે તો! જેકી આ બાળકોને વારી પ્રમાણે પોતાની પાસે બોલાવતો. પ્યારથી તેને માથે હાથ ફેરવતો. હું જાણતી હતી કે તેને બાળકો પ્રત્યે અપાર પ્રિત છે. એટલેજ હું દરરોજ સવારે બઝારમાંથી બીજી વસ્તુઓની સાથે ટોફીઓ અને ખારી મીઠીઓ લાવવાનું ચુકતી નહિ. જેકી પોતાના હાથથી એકેક બાળકને ટોફીઓ અને ખાટી મીઠીઓ આપતો. અને પછી તેમની બાળ સુલભ વાતોથી આનંદ લેતો. બાળકો આખા દિવસના બનાવો સંભળાવતા. પોતાની શરારતોની કહાણીઓ કહેતા. અને સૌથી છેલ્લે ખુદાના દરબારમાં નમીને જેકીની તંદુરસ્તી માટે દુઆ માંગતાં. આ દ્રષ્ય જોવા જેવું બની રહેતું. બધાં બાળકો કતારબંધ ઉભાં થઈ જતાં. જુડી એક કાગળમાં જોઈને બુલંદ અવાઝે દુઆના શબ્દો ઉચ્ચારતી. બધાં બાળકો તેમાં પોતાનો સૂર પુરાવતાં.

જતી વેળા દરેક બાળક જેકીના કપાળ પર ચુંબન આપતો. આ સૌથી અઘરૂં કામ હતું. ઉતાવળને લીધે બધાં પડાપડી કરતાં અને મારે સખ્તીથી તેમને કતારમાં ઉભાં રહેવાનો હુકમ કરવો પડતો.

અખબારો દ્વારા જેકીની બીમારીના સમાચાર આખા દેશમાં પ્રસરી ગયા હતા. અમેરીકાને ખુણે ખુણેથી અમને દુઆ અને શુભેચ્છાના પત્રો મળી રહયાં હતા. કારખાનામાં જેકી સાથે કામ કરનારા કામદારો સેંકડોની સંખ્યામાં રોજ સાંજે તેને જોવા આવતા. અમારા રસોડાની બાહર જાણે પ્રચંડ મેદની ઝામી જતી.

શહેરના એક નામચીન કલાકારે ફુલોનું એક ચિત્ર—જેના માટે તેને આંતરરાષ્ટ્રિય પ્રદર્શનમાં પ્રથમ ઈનામ મળ્યું હતું—જેકીને ભેટ તરીકે આપી દીધું. આ ચિત્રને ખરીદવા માટે એક કલાપ્રેમી શહરથે બે હઝાર

ડોલર સુધ્ધાંની ઓફર કરી હતી. પણ કલાકારે તેને વેચવાનો ઈન્કાર કરી દીધો હતો.

જેકીની બીમારીના સમાચાર છાપાઓમાં પ્રગટ થવાની વાર હતી. અમને ધડાધડ ભેટો ચોતરફથી મળવા લાગી. દવા બનાવનારી કમ્પનીઓ તરફથી શકિત વર્ધક દવાઓ, ફરનીચર વાળાઓ તરફથી પલંગ અને કુરસીઓ, કાપડની મિલો તરફથી સુંદર અને મુલ્યવાન કાપડના થાનો, ઈલેકટ્રીક કમ્પની તરફથી નવો ટેલીવીઝન સેટ અને રેડિયોગ્રામ વગેરે વગેરે......એની સાથે જ અમને સંખ્યાબંધ ચેકો અને મનીઓર્ડરો મળવા લાગ્યા. કેટલી વેળા તો હું લાગણીના આવેશમાં રડવા લાગી જતી. કેટલા બધા હમદર્દ હતા આ લોકો જેઓ કશી ય ઓળખાણ વિના ચેકો અને મનીઓર્ડરો મોકલાવતા હતા.

સૌથી વધુ પ્યારી ભેટ એક નવ વરસની બાળકી તરફથી મળવા પામી. આ દોઢ ડોલર જેટલા સિકકા હતા, જે લાકડાંની એક નાનકડી સુંદર પેટીમાં બંધ હતા. પોતાના પત્રમાં એ બાળકીએ લખ્યું હતું :—

"હું એક ગરીબ મા–બાપની દીકરી છું મારા બાપા કોલસાની ખાણમાં કામ કરે છે. કાલે સવારે તેઓ કામે જવા લાગ્યા તો તેમનું ખીસું ભરેલું હતું. મેં પુછ્યું, 'બાપા ! આ શું છે?" બોલ્યા "બેટી ! જેમ તેમ કરીને આ થોડાક પૈસા ભેગા કર્યા છે. એનાથી મિસ્ટર જેકી માટે ભેટની કોઈ વસ્તુ ખરીદીશ." આ સાંભળીને શર્મથી મારૂં મસ્તક નમી ગયું. તેમનાં જતાં જ મેં મારી નાનકડી સુંદર પેટી તરફ જોયું. એમાં કેટલા ડોલર છે તેની તો ખુદાને ખબર, પણ કૃપા કરીને આ નજીવી ભેટનો સ્વીકાર કરીને મને આભારી બનાવો. ખરૂં પુછો તો ભેટની કોઇ વસ્તુ ખરીદીને મારે મોકલવી જોઇતી હતી, પણ ડરૂં છું કે પેટી ખોલીશ તો નીય્યત બગડી જશે ને થોડા ઘણા વાપરી નાખવાનું મન થશે. કોર્નર પર જે દુકાન છે ત્યાંથી મોંમાં પાણી ભરાઇ આવે એવાં લાલ લાલ મોટાં મોટાં એપલ મુકેલા છે. કદાચ તેને જોઈને મારા મોંમાં પાણી ભરાઈ આવે !"

અમને હર પળે આ ધાસ્તી લાગ્યા કરતી કે કયાંક વીજળી ફેલ ન થઈ જાય. મેં રિયુન એન્ડ ક્રિસ્ટલ કું.ના મેનેજરની એ વિષે સલાહ લીધી. તેણે કૃપા રાહે બેટરીથી ચાલનારી એક ઘંટડી એવી રીતે યંત્ર સાથે જોડી દીધી કે વીજળી ફેલ થતાં જ ઘંટડી રણકી ઉઠે. કામચલાઉ રીતે મારા મનને સંતોષ થઈ ગયો. છતાં દિલમાંથી એનો ભય નીકળી નહિ શકયો. છેવટે તેજ થયું જેનો ડર હતો.

એક સાંજે રસોડામાં હું રાંધતી હતી. દીવાર પર ગોઠવેલો બલ્બ ઓલવાઇ ગયો. એની સાથે જ ડાઇનિંગ રૂમની ઘંટડી રણુકી ઉઠી. હું ચીસો પાડીને જોનને પુકારવા લાગી. અને અંધારામાં ઠોકરો ખાતી જેકીના રૂમ તરફ દોડી. મેચિસની સળી સળગાવી ને જોયું તો જેકીની આંખો બંધ થઈ ચુકી હતી. તેના ગળામાંથી ખરખરાટની અવાઝ નીકળતી હતી. તેનો જીવન દીપ સદાને માટે ઓલવાઈ જવાની તૈયારીમાંજ હતો. એટલામાં મેં પુરા બળથી રબરના ફુગ્ગાઓને દબાવવા માંડયા. તેજ પળે જોન પણ આવી લાગ્યો. અમે બંનેએ પુરા બળથી ફુગ્ગાઓને દબાવવાનું શરૂ કર્યું. કામ ઘણુંજ અઘરૂં હતું. અમે પોતાના કીમતી જીવો હોડમાં મુકવા તૈયાર હતા, પાડોશીઓ અમારી મુશ્કેલી પામી ગયા. ત્રણ ચાર સ્ત્રી પુરૂષો દોડતાં આવી લાગ્યાં. એકના હાથમાં ટોર્ચ હતી. ટોર્ચના ધુંધળા પ્રકાશમાં મેં જેકી તરફ જોયું. તેનો શ્વાસ પુનઃ ધીરે ધીરે ચાલુ થવા લાગ્યો હતો. અમો બધા મળીને ફુગ્ગાઓને દબાવવા લાગ્યા. એટલામાં જોની આવી લાગી. તેણે વસ્તુ સ્થિતિ કળી જઈને ફોન કરવાનો વિચાર કીધો. પરંતુ વીજળીનો પ્રવાહ થંભી જવાથી ફોન પણ બેકાર થઈ ગયો હતો. તે અંધાધુંધ બહાર દોડી ગઈ. કાર સ્ટાર્ટ થવાની અવાઝ સંભળાઈ અને પછી એક શોર સાથે એ અવાઝ રાતના અંધકારમાં વિલીન થઈ ગઈ. હવે પાડોશમાંના કેટલાક બીજા માણસો પણ આવી લાગ્યા હતા. તેઓએ પુરા બળથી કામ શરૂ કરી દીધું. સાત મિનિટો પસાર થઈ ગઈ. જેકીનો શ્વાસ હવે નોરમલ હતો. અચાનક વીજળીના ગોળા રોશન થઈ ગયા. પળવારને માટે ચકચકતા પ્રકાશમાં અમારી આંખો અંજાઈ ગઈ. સાથેજ યંત્રનો ઘુરઘુરાટ પણ ચાલુ થઈ ગયો.

ખાત્રીથી માનો, યંત્રનો આ ઘુરઘુરાટ મારા જીવનમાં સૌથી વધુ કીમતી લાગ્યો. બાદમાં ખબર પડી કે જોની વીજળી ઘરે પહોંચી ગઈ ને તેમને અસલ બાબતથી વાકિફ કીધા. ત્યાંથી સાત મઝદુરો તિવ્ર વેગે દોડતા કારમાં બેઠા ને આંખના પલકારામાં અમારી ગલીને ખુણે ઉભેલા થાંભલા સુધી પહોંચી ગયા. આ રીતે વીજળી ખાતાના કર્મચારીઓની ચપળતા અને ફર્ઝભાનથી જેકી મૃત્યુના મુખમાંથી જીવતો નીકળી આવ્યો.

બીજા દિવસે છાપાઓમાં આ બનાવની વિગતો પ્રગટ થઈ તો એક ઈલેક્ટ્રીક કમ્પનીએ અમને વીજળીની એક મોટર ભેટ તરીકે આપી. તેના કારીગરો એક એન્જીનીયરની દેખરેખમાં આ મોટર અમારા ઘરમાં

ગોઠવી ગયા. તેને બનાવટી શ્વાસના યંત્ર સાથે એવી રીતે જોઈન્ટ કરી દેવામાં આવી કે વીજળીનો પ્રવાહ અટકી જતાં જ આ મોટર પોતે ને પોતે ચાલુ થઈ જાય. આ રીતે મારો સૌથી મોટો ભય પણ ટળી ગયો

અગાઉ કહ્યું તેમ જેકીને બોલવામાં ભારે તકલીફ થતી હતી. અવાઝ પ્રથમ તો મોઢામાંથી નીકળતી ન હતી અને જ્યારે નીકળતી તો એટલી નિર્બળ કે સારી રીતે સાંભળી શકાય નહિ. એક દિવસે રિયુન એન્ડ ક્રિસ્ટલ કું.નો ચીફ એન્જીનીયર જેકીની ખબર લેવા આવ્યો. મેં તેની આગળ આ મુશકેલી રજુ કરી. તેણે કંઈક કરવાનું વચન આપ્યું. બે દિવસ બાદ અમારા મકાનના દરેક રૂમમાં નાનકડો સ્પીકર ગોઠવી દેવામાં આવ્યો હતો. જેકી નજીવો નિસાસો પણ નાખતો તો તેની અવાઝ તમામ રૂમોમાં ગુંજી ઉઠતી.

મારી કહાણી ખતમ થઈ ચુકી. હું સમજું છું કે અમારી સાથે જેટલો સહકાર સામાન્ય જનતા અને ખાસ માણુસોએ કર્યો, ભાગ્યેજ કોઇ નસીબવાનને પણ નસીબ થયો હોય. આખા અમેરીકામાં ચોતરફથી લોકોએ જેકીને પ્રોત્સાહન અને આશ્વાસનના પત્રો લખ્યા. તેમાંનો એક પત્ર નમુના રૂપે આ રહયો:—

વાઈટ હાઉસ,
વોશિંગ્ટન ડી. સી.
૧૮, સપ્ટેમ્બર ૧૯૬૨.

ડિયર મિસ્ટર જે. સ્નેપસર!

આપના સાહસ અને હિમ્મતની હયરત અંગેઝ કહાણી મારા કાનો સુધી પહોંચી છે. ખાતરીથી માનજો કે કદી કોઈથી હું આટલો પ્રભાવિત નથી થયો, જેટલો આપથી થયો છું. આપણામાંથી દરેક શખ્સને જીવનમાં બેશુમાર કસોટીઓમાંથી પસાર થવું પડે છે. ખુદા પર યકીન રાખવામાં આવે તો ઇન્સાન દરેક કસોટીમાં પુરો ઉતરે છે. પોતાના સંકલ્પો દ્રઢ રાખો. અને પોતાના પ્રશંસકો તરફથી મુબારકબાદ કબુલ કરો. મારા લાયક કોઈ સેવા હોય તો જરૂર યાદ કરશો.

લી. આપનો વિશ્વાસુ,
જોન એફ. કેનેડી,
(અમેરીકાના પ્રેસીડન્ટ)

# દુલહન ભી સજાઈ જાતી હય

[ રચનારઃ—હઝરત મેહતર "ફારૂકી" સાહબ
લેકચરર : ઓરીએન્ટ હાઈ સ્કુલ, ડરબન. ]

☆☆☆☆☆☆☆☆☆☆☆

શાદી કી મચી હય ધૂમ, ખુશી ઇસ રોઝ લુટાઈ જાતી હય,
સીનોં સે સરાસર રંજો—અલમ કી બાત ભુલાઈ જાતી હય.
પોશાકે—ઉરૂસી પેહના કર, હર રંગ કે ફૂલોં કો લા કર,
ખુશીયોં કે તરાને ગા ગા કર, દુલહન ભી સજાઈ જાતી હય.

કલિયોં કો ચમન સે ચુન ચુન કર સેહરે કો બનાયા જાતા હય,
ઝુલ્ફોં કો સંવારા જાતા હય, મેંહદી ભી લગાઈ જાતી હય.
ગુલશનને ભી અપની રંગો મહેક, રૂખ્સારે—હસીં પર ડાલી હય,
સુરખી કો ચુરા કર ફૂલોં સે હોંટોં કો પિલાઈ જાતી હય.

અરમાનો ખુશી ઔર અયશો તરબ કે, મીઠે તરાને ગા ગા કર,
મસનાના અદા તરઝે દિલ કી બીના સે સુનાઇ જાતી હય.
તુમ શાદ રહો, આબાદ રહો, ખુશહાલ રહો, દુલહા દુલહન,
"ફારૂકી" દુઆ કો મેહફિલ મેં ઈસ તરહ સુનાઈ જાતી હય.

— રજુ કરનારઃ—સલીમહ અહમદ (બેથાલ) —



# મુબારકબાદ કા તુહફા



ખુશી કે ઝમઝમે હંય, ઔર મુસર્રત કે તરાને હંય,
દહન ખોલે હુએ, કુદરતકી બખ્શિશ કે, ખઝાને હંય.
સબા ઇઠલા રહી હય, ઔર ગુન્ચે મુસ્કુરાતે હંય,
ચમન મેં તાઇરાને-બે-ઝુબાં ભી, ચેહ ચહાતે હંય.

શફક ગાઝહ લગાને આ રહી હય રૂએ-ગેતી પર!
હવા અમ્બર છિડકતી આઈ હય ગેસૂએ-ગેતી પર!

યે સબ તમહીદ હય, અયશો તરબ કી, શાદમાની કી,
મુહબ્બત કી, મસર્રત કી, ખુશી કી, કામરાની કી,
સુરૂરે-દાઈમી કી ઔર નિશાતે-જાવેદાની કી,
નસીબોં કે ચમકને કી, ખુદાકી મહેરબાની કી.

મુકદ્દર જિન્કા મિલતા થા, વો દો દિલ, આજ મિલતે હંય!
મુઈય્યીન સાઅતોં પર જયસે, સુબ્હો શામ મિલતે હંય!

જો અબ તક રાહ મેં તન્હા થે, વો સબ, હમ-સફર હોંગે,
શરીકે-રંજો રાહત, ઔર રફીકે-યક દીગર હોંગે.
જો દો મોતી થે, કલ તક, આજ વો સિલ્કે-ગોહર હોંગે,
મુહબ્બત કે ફલક પર મુજ-તમેઅ શમ્સો-કમર હોંગે.

જો અબતક, તિશ્નએ-મિઝરાબ થે, વો સાઝ નિકલેંગે!
ખુશી કે અબ નએ મોકે, નએ અંદાઝ નિકલેંગે!

મુબારક હો અમીનુલ-હક તુમ્હેં ઝુહરા મુબારક હો!
કિતાબે-ઝિન્દગી કા યે નયા પારહ મુબારક હો!

—મોકલનારઃ- **સમીનહ નૂન બેગમ** (મોરબી)—



# ડૉકટર સાહબની આપવીતી

— એક દિલચસ્પ અને બોધપ્રદ ફારસી વાર્તાનો અનુવાદ —

[ ઉર્દૂ પરથી ગુજરાતીમાં :— મિસ સીન, એચ. ]

**એ**મ તો મારો એક મોટો ભાઈ પણ હતો. પણ ઘરમાં જે માન મને મળતું તે તેના નસીબમાં ન હતું. બાપા અને મા મને બહુ ચાહતાં હતાં. મારી દરેક ઈચ્છા પુરી કરવામાં આવતી. કદાચ એનું કારણ એ હતું કે હું મોટા ભાઈ કરતાં વધારે ચંચળ અને ચાલાક હતો.

અમે પોતાના મા–બાપ સાથે એક જ ઘરમાં રહેતા હતા. અમારા ઘરમાં અમારી બે ફોઈ–બહેનો પણ રહેતી હતી. બાપાએ આ યતીમ છોકરીઓ પર દયા ખાઇને તેઓની ઉછેરની જવાબદારી પોતાને માથે લીધી હતી. બાપા આ છોકરીઓને પોતાની જ છોકરીઓ ગણતા હતા. માને પણ એ બહુ વહાલી હતી. પણ મને તો ઘરભરમાં સૌથી વધુ માન મળતું હતું. હું આ છોકરીઓને ખૂબ સતાવ્યા કરતો. ખાસ કરીને નાની છોકરી મારી શરારતોથી છેક જ પાકી ગઇ હતી. બંને બહેનો અવાર નવાર મારી રાવ ફરિયાદ લઇને જતી ત્યારે મા હસીને ટાળી દેતી.

અલબત, મારો મોટો ભાઈ આ છોકરીઓ પ્રત્યે ખૂબ પ્યાર અને દયાનો વર્તાવ કરતો. તેઓની સાથે રમત ગમતમાં ભાગ લેતો. કિસ્સા કહાણીઓ સંભળાવતો, સબક યાદ કરાવતો અને મારા ત્રાસથી પહોંચેલા ઝખ્મોને પ્યાર તથા સ્નેહથી રૂઝવવાની કોશિશ કરતો.

મોટો ભાઈ આવાજ નકામા કામોમાં પોતાનો વધુ સમય વેડફી નાખતો. મારાથી બે વરસ મોટો હોવાને કારણે નિશાળમાં મારાથી આગળ હતો. પણ બેચાર વરસમાં જ મેં તેને પાછળ મૂકી દીધો. મેં પોતાના બુધ્ધિ બળથી એકેક વરસમાં બબ્બે પરીક્ષાઓ આપી. ઘરમાં અને નિશાળમાં બધા તેને ઢબ્બુ અને બેવકૂફ કહેતા હતા. હું સારી રીતે જાણતો હતો કે, તે ન ઢબ્બુ છે ન બેવકૂફ. માત્ર પોતાનો કીમતી સમય બરબાદ કરતો હતો. તે નિશાળેથી સીધો તીર પેઠે ઘેર પહોંચતો, ને આ બે છોકરીઓને પઢાવવા ભણાવવા મંડી જતો. એના મુકાબલામાં હું પોતાની એક મિનિટ પણ બીજાઓ માટે બગાડવા તૈયાર ન હતો. મોડી રાત સુધી પોતાના ભણતરમાં તલ્લીન રહેતો.

મારા વગર ઘરના તમામ માણુસો નમાઝ પઢતાં હતાં. મારી પાસે આવાં કામો માટે ટાઇમ ન હતો. મારો ટાઇમ ટેબલ એવો હતો કે, તેમાં નમાઝ રોઝહ જેવી વસ્તુની કોઈ ગુંજાઇશ ન હતી. ભાઈ તો સૌ કરતાં વધારે પાબંદીથી નમાઝ પઢતો હતો. એક એક રકઅતમાં એટલી વાર લગાડતો કે, બીજો માણુસ તેટલી વારમાં આસાનીથી આઠ રકઅતો પઢી શકતો. તે વહેલી સવારે ફજરની નમાઝ બાદ કુર્આનની તિલાવત કરતો, ને પછી બિમારો માટે શિફાની, ગરીબો માટે દુખો દૂર થવાની અને તમામ દુન્યાના મુસલમાનો માટે દીનો દુન્યાની ભલાઈઓની લાંબી ચોડી દુઆઓ માગતો. જાણે આખી દુન્યાના મુસલમાનોનું દર્દ એના સીનામાં ભરાઈ બેઠું હોય! આ તો "કાજી સાહેબ દુબલે ક્યું—? સારે શહેર કી ફિકર!" જેવો ઘાટ હતો. દુન્યાના મુસલમાનો જીવે કે જહન્નમમાં જાય, એને શું લાગે વળગે? આપણે પોતાની ચિન્તા કરવી જોઈએ. મારી પાસે આવા નકામા કામો માટે ટાઇમ ન હતો. કુર્આન શરીફ આજ સુધી કદી ખોલીને જોવાની પણ મેં તકલીફ લીધી નથી. અરબીમાં હું એમ પણ કાચો હતો. મઝહબી વિષયોમાં ભાઇની તોલે હું પહોંચી શકતો ન હતો. બીજા વિષયોમાં અલબત હું દરેક રીતે તેનાથી ચઢીયાતો હતો.

મારો પોતાનો મત એ છે કે આ વિષયોમાં તે ધ્યાન આપતો ન હતો. અગર તે પેલી છોકરીઓ પર મગજ ખપાવવાને બદલે પોતાની કિતાબો વાંચતે તો આસાનીથી કામયાબી મેળવી શકતો હતો. તેની બીજી ખરાબ ટેવ એ હતી કે ઇશાની નમાઝ બાદ એક કલાક અચૂક મા-બાપની સેવામાં વીતાવતો. પણ મા-બાપ તેની જરાયે પરવા કરતાં ન હતાં. છતાં ઇશા બાદ એક કલાક ત્યાં જઈને જરૂર બેસતો.

તે બહુ વિચિત્ર પ્રકારની કિતાબો વાંચ્યા કરતો. એક દિવસની વાત છે, હું "ખુદા અને સાઇન્સ" નામની એક કિતાબ વાંચતો હતો. આ કિતાબ મારા માનવંતા ઉસ્તાદે મને ઇનામ આપી હતી. લેખકે સાઇન્સની રોશનીમાં દાખલા દલીલોથી સાબિત કર્યું હતું કે, ખુદા જેવી કોઇ હસ્તી છેજ નહિ. હું ભારે દિલચસ્પીથી કિતાબના વાંચનમાં મશગૂલ હતો. નજીકમાંજ મારો ભાઈ દીવારને અઢેલીને કોઈ મઝહબી કિતાબ જોઈ રહયો હતો. મેં મારી કિતાબની એક લીટી પર આંગળી મુકીને ભાઈની આંખો આગળ ધરી દીધી. ખુદાની હસ્તીના ઇન્કાર વિષેની એક દલીલ હતી. ભાઈએ તે લીટી વાંચી. પછી નરમીથી બોલ્યો, "પોતાની અકકલનો ઈલાજ કરાવો ને આવા ગંદા પોથાંઓનું વાંચન છોડી દો!"

મેં તેની કિતાબ તરફ જોયું જેને તે વાંચતો હતો. "ખુદા અને રસુલની વાતો" નામની એ કિતાબ હતી. મેં કટાક્ષ રૂપે કહ્યું, "અગર તમારામાં અક્કલનો છાંટો હોતે તો, આવી કિતાબો પાછળ પોતાનો કીમતી સમય બરબાદ નહિ કરતે!"

તે પ્યારથી બોલ્યો, "આ કિતાબ હિકમતના મોતીઓથી ભરપુર છે. એથી વિરૂધ્ધ તમારી કિતાબ ઉકરડામાં ખદબદતા કિડાઓ જેવી છે. ખુદાની પાક હસ્તીનો ઈન્કાર કરનારા સાઈન્ટિસ્ટોએ એમાં માણુસની બરબાદીના ભયંકર જંતુઓ ભરી દીધાં છે."

હું ચુપ થઈ ગયો. એના જેવા મુર્ખાઓ સાથે દલીલ કરવી તે ભેંસ આગળ પીપુડી વગાડવા સમાન છે. મઝહબી ઢકોસલાઓ પર ઈમાન ધરાવતો હોવાને કારણે ઈલ્મ અને હિકમતથી ભાઈ લો દુર હતો. ભલા આજના ઝમાનામાં મઝહબનું પૂછડું પકડીને ક્યાં સુધી તરી શકાય?

નવરોઝના તહેવારને દિવસે એક મિત્રે માટીનું બનેલું એક પુતળું મને ભેટ આપ્યું. નાની છોકરી તેને ઉપાડીને જોતી હતી. અચાનક તેના હાથમાંથી સરી પડયું ને તેના ભુક્કા ઉડી ગયા. મિત્રની યાદગીરીના આ હાલ જોઈને મારૂં મગજ ગયું. ગાંડાઓ પેઠે ગાળો બકતો આગળ ધસ્યો ને તડાક લઈને એક ઝોરદાર તમાચો તેના મોં પર ચોઢી કાઢયો. હું બહુ જ ગુસ્સામાં હતો. ધરાઈને તેને છુંદવા માંગતો હતો પણ ભાઈ તરત આડે આવી ગયો. મોટી છોકરી રડતી રડતી આવી ને તેનો હાથ પકડીને લઇ ગઈ. ભાઈએ તેવીજ નરમીથી મને કહ્યું, "આટલી નજીવી વાત પર બીચારી યતીમ છોકરીને તમે કેટલી આકરી શિક્ષા આપી. તેનું મોં લોહીલુહાણ કરી નાખ્યું. શું ઈન્સાન આટલો સંગદિલ પણ હોઈ શકે છે? ખરેખર તમારો અંતરાત્મા મરી પરવાર્યો છે."

તેની આ બકવાસ પર વિચાર કરવાનું મને વાજબી નહિ લાગ્યું. તે જ વેળા માતાજી આવી ગયાં. "બેટા! તમે આ ગરીબ છોકરીને કેમ મારી? એ તમારી ફોઈ-બહેન અને મંગેતર છે!"

હું ગુસ્સાના આવેશમાં બોલી ઉઠયો, "જહન્નમમાં જાય મારી મંગેતર, ને એ ગરીબના તો પેટમાં પગ છે. કમબખ્તે મારી કીમતી વસ્તુ તોડી નાખી!"

બાબત એમ છે કે મને એના પ્રત્યે જરાયે રસ ન હતો. સાચું કહું તો મંગેતર તરીકે હું એનો સ્વીકાર કરવા તૈયાર ન હતો. અચાનક મોટી છોકરીએ માતાજીને બૂમ પાડી. માલૂમ પડયું કે નાની છોકરીના દાંતોમાંથી લોહી વહી રહયું છે. ને કેમે કરી બંધ પડતું નથી. ઘરના બધા માણસો તેની આસપાસ ભેગાં થઈ ગયાં. હું એકાંતમાં બેચેનીથી આંટા મારવા લાગ્યો. હકીકતમાં હું મારા દિલને તપાસી રહયો હતો, કેમકે ભાઈએ મને ટાણો માર્યો હતો કે, તારો અંતરાત્મા મરી પરવાર્યો છે ! હું જાણવા માંગતો હતો કે, ભાઇએ જે વસ્તુનું નામ અંતરાત્મા રાખ્યું છે, તે શું છે ને કયાં આવેલું છે ! મારા શરીરમાં એવી કોઈ વસ્તુ ન હતી જે પુકાર પાડતી હોય કે. તેં આ ખરાબ કર્યું છે ! છોકરીએ મારી કીમતી વસ્તુ તોડી નાખી. મેં ચેતવણી રૂપે તેનું ડાચું તોડી નાખ્યું. મારી માન્યતામાં હું સચ્ચાઈ પર હતો.

બીજે દિવસે તે છોકરી આંખોમાં આંસુ ભરીને મારી પાસે આવી, ને રડતી રડતી પોતાની ભૂલનો પસ્તાવો જાહેર કરવા લાગી. આ રીતે મામલો રફેદફે થઈ ગયો

એક દિવસે બાપાએ અમો બંને ભાઈઓને બોલાવ્યા ને કહેવા લાગ્યા, "જુઓ, આપણી સરકાર પોતાને ખર્ચે થોડાક વિદ્યાર્થિઓને પરદેશ મોકલવા માગે છે. તમે પણ મુકાબલાની પરીક્ષામાં સફળતા મેળવીને ઉચ્ચ શિક્ષણ માટે પરદેશ જઈ શકો છો."

બાપાની સૂચના મુજબ અમે બંનેએ પરીક્ષા આપી, ને તેમાં કામયાબ થઇ ગયા. યુરોપ જવાની તૈયારીઓ મુકમ્મલ થઈ ગઇ હતી. અચાનક બાપા માંદા પડયા, ને જોતજોતામાં તેમનું પ્રાણ પંખેરૂં ઉડી ગયું. ઘરના બધા માણસો ગમગીન હતાં. પણ ભાઇની દશા જોઈને મને ખુબ ગુસ્સો ચઢયો. પેલી બંને છોકરીઓ પેઠે બાપાના મરણના આઘાતથી એ પણ માંદો થઇ ગયો હતો. હું વધુ ગમગીનીમાં માનતો ન હતો. બાપાનો બધાનાજ મરી જાય છે. શું તેની સાથે આપણે પણ મરી જવું ?

બાપાના મરણને બે હફતા પસાર થઈ ગયા. સરકારના કેળવણી ખાતા તરફથી સફળ વિદ્યાર્થિઓને યુરોપની તયારીઓનો હુકમ મળી ગયો. ભાઈએ ચોકખા શબ્દોમાં જવાની ના પાડી દીધી. મેં પૂછયું, ? "કેમ"

તે બોલ્યો, "મા મરણ-પથારીએ પડેલી છે. છોકરીઓ આસરા વગરની થઈ પડશે. તમારૂં મન માનતું હોય તો ભલે જાવ !"

હું મનમાં ને મનમાં એ બેવકૂફની અક્કલ પર હસી પડયો, ને યુરોપ જવાની તૈયારી કરવા લાગ્યો. ખરૂં કહું તો ભાઈના ઈન્કારથી મને ખુશી થવા પામી. મારૂં ભાવિ બેહદ શાનદાર હતું. મેં વિચાર્યું. જ્યારે હું પાછો ફરીશ તો ભાઈ કરતાં દરેક રીતે ચઢીયાતો હોઈશ. સરકારમાં ને જનતામાં મારૂં માન વધી જશે. દરેક માણસ મને પોતાની આંખોમાં બેસાડશે ને હાથોહાથ લેશે. મારા નામનો અધેઅધ ડંકો વાગી જશે!"

જ્યારે હું યુરોપની તૈયારી કરવા લાગ્યો તો માએ મને બહુ રોકયો પણ મેં તો જવાનો મક્કમ નિર્ધાર કરી લીધો હતો. તેના આંસુ મને રોકી શકયાં નહિ. હું પેરીસ પહોંચી ગયો.

છ મહીના બાદ અચાનક માતાજીના મરણનો ટેલીગ્રામ મળ્યો. ભાઈએ લખ્યું હતું, "મરતી વેળા પણ માના હોઠો પર તમારૂં જ નામ હતું."

થોડી વાર માટે દિલ પર ચોટ તો લાગી, પણ પેરીસના રંગીલા વાતાવરણમાં ઈન્સાન કયાં સુધી દુખનો ભાર લઈને ફરી શકે છે? એકાદ હફતામાં હું બધું ભૂલી ગયો. મેં અગાઉ કહયું તેમ મરવાનું તો દરેકના નસીબમાં છે. મારી મા મરી ગઈ તેથી શું થયું? આજે નહિ મરતે તો કાલે મરી જતે. મરનારની સાથે આપણે શા માટે મરી જવું?

એક વરસ પસાર થઈ ગયું. એક દિવસે ભાઈનો કાગળ મળ્યો. લખ્યું હતું, "માની વસીય્યત મુજબ મેં મોટી છોકરી સાથે શાદી કરી લીધી છે. તેમની ઈચ્છા હતી કે તમારા આવવા બાદ નાની છોકરી સાથે તમારી શાદી કરાવી દેવામાં આવે. હવે ખુબ દિલ લગાવીને ભણો. તઅલીમ સિવાય બીજા કામોમાં સમય બરબાદ નહિ કરવો. હું ચાહું છું કે તમે વતન આવો તો અક્કલની સાથે સાથ તમારૂં ઈમાન પણ પાકું હોવું જોઈએ.

આ ગંદા કાગળનો જવાબ આપવાની મેં તસ્દી નહિ લીધી. તેને રદ્દીની ટોકરીમાં પધરાવી દીધો. એ તો પુરો બેવકૂફ છે. હું શા માટે એની સાથે બેવકૂફ બનું? અક્કલ અને ઇમાનના બારામાં મારા વિચારો તેનાથી સાવ ઉલ્ટા હતા. તેની માન્યતામાં નમાઝ અને મુસલ્લો એનું જ નામ ઇન્સાનીયત. ત્યારે હું ઇન્સાનીયતને નવા સાયન્સની રોશનીમાં જોતો હતો.

અવાર નવાર તેની લાંબી ચોડી વઅઝોથી ભરેલા કાગળ મળતા રહયા. હું લેશમાત્ર તેના તરફ ધ્યાન નહિ આપતો. વાંચ્યા વિના કેટલાક કાગળોને રદ્દીની ટોપલીમાં નાખી દેતો. કાગળના જાહેરી દીદાર જોઈને જ હું સમજી જતો કે એમાં શું લખ્યું છે.

હું તઅલીમમાં ઘણો ચંચળ અને ચાલાક હતો, પણ મારી તઅલીમ માત્ર કિતાબો સુધીજ મર્યાદિત ન હતી. પ્રેમની "સ્ટડી"ને પણ હું જરૂરી માનતો હતો. મારી કલાસમાં ભણતી એક નટખટ છોકરી સાથે મારા "ઊંડા" સંબંધો હતા. તે પણ મારી પેઠે આઝાદ અને ફેશનેબલ હતી. સમય આવતો ત્યારે એક ઓળખીતા ડોકટર સાહેબ અમારી મુશ્કેલી આસાન કરી દેતા. તઅલીમ પુરી કરવા બાદ હું વતન જવાની તૈયારી કરવા લાગ્યો. હું ધારતો હતો કે એ છોકરીને મારી જુદાઈથી અપાર દુઃખ થશે, પણ આ જોઈને મને ખુબ ખુશાલી ઉપજી કે મારા જવાથી તે જરા પણ નારાઝ ન હતી. તેણે તરત મારો નાયબ શોધી લીધો.

હું વતન પહોંચી ગયો. હવે હું એક કાબિલ અને લાયક ડોકટર હતો. દરેક માણુસે મને ઉમળકાભેર આવકાર આપ્યો. ચારે તરફથી મને ગઝબનું માન મળ્યું. ભાઈ પણ મારા સત્કાર માટે આવ્યો હતો. હવે તે મને એક કીડી જેવો તુચ્છ અને છેક "નાનકડો માણુસ" લાગતો હતો. મેં તેના તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ.

થોડા દિવસ બાદ હું તેને ત્યાં ગયો. ઘરમાં દાખલ થતાંજ બે પોરીયાં મારા તરફ લપક્યાં. તેની પત્ની સાદા પોશાકમાં હોવા છતાં રૂપાળી ને સુંદર લાગતી હતી. પેલી નાની છોકરી—મારી મંગેતર શરમના પુતળાં પેઠે મસ્તક નમાવીને બેઠેલી હતી. વારંવાર તિરછી નઝરથી મને જોવાની કોશિશ કરતી. તેની આંખોમાંથી ઝળકતો આનંદ તેની લાગણીઓની ચાડી ખાતો હતો. થોડીવાર અમે આડીઅવળી વાતો કરતા રહયા. પછી હું ત્યાંથી ચાલ્યો આવ્યો. ભાઈએ બાપાની વસીય્યત પ્રમાણે અરધી મિલકત મારે હવાલે કરી દીધી. મેં શહેરના એક અપ-ટુ-ડેઇટ લત્તામાં મકાન કિરાયે લીધું ને ઠાઠથી તેમાં રહેવા લાગ્યો.

દસ પંદર દિવસ પછી ભાઈ મારે ઘેર આવ્યો, ને ભાર પૂર્વક કહેવા લાગ્યો, "ડોકટર સાહેબ! હવે તમારે નાની છોકરી સાથે શાદી કરી લેવી જોઈએ!"

"એ હરગિઝ નહિ બને!" મેં તપીને જવાબ આપ્યો.

"કેમ—? છોકરી મારા ખ્યાલ મુજબ બહુ સુઘડ, સંસ્કારી ને પાકબાઝ છે. રૂપાળી, હુનરમંદ ને હયાદાર છે. સૌથી મોટી વાત એ કે તમારી મંગેતર છે ને એનાથી પણ મોટી વાત એ કે મરહૂમ મા-બાપની વસીય્યત છે. મા-બાપની ઇચ્છાને માન આપીને તમારે એની સાથે શાદી કરી લેવી જોઇએ."

તે મોડે સુધી મને સમજાવતો રહ્યો પણ હું એકનો બે થયો નહિ. ખરૂં પૂછાવો તો એ છોકરીને હું લોંડી તરીકે પણ સ્વીકારવા તૈયાર ન હતો. હું તો ડોકટર, મારે માટે છોકરીઓનો શું કાળ! ભાઈએ જોયું કે દાળ ચળે એમ નથી. થાકીપાકીને ચાલ્યો ગયો.

એજ દિવસોમાં એક આઝાદ ખ્યાલ અને મારા જેવી સુધરેલી છોકરી મને પસંદ પડી ગઇ. તે જાણીતા લખપતિની દીકરી હતી. તેનો બાપ મારા ઓળખીતાઓમાં હતો. એક મિત્ર મારફતે મેં શાદીનું માગું મોકલ્યું, ને તરત મંઝૂર થઈ ગયું. વાતચીત પાકી થવા બાદ મેં ભાઈને આ બાબતની જાણ કરી. ભાઇએ દઅવતી કાર્ડને ફાડીને ફેંકી દેતાં કહયું, "બેહતર એજ છે કે અમે તમારી શાદીમાં નહિ આવીએ અને પેલી ગરીબ છોકરીને એની ખબર નહિ પડવા દઈએ."

શાદી બાદ હું સુખી ને સંતોષી જીવન ગાળવા લાગ્યો. એક દિવસે ભાઈ પોતાની પત્ની અને સાલી સાથે મારે ઘેર આવ્યો. કલાક સુધી અમે મુંગા બેસીને એક બીજાનું મોં જોતા રહયા. પછી બંને છોકરીઓ મારી બેગમ સાથે બીજા રૂમમાં ચાલી ગઈ. એકાંત મળતાં ભાઈ કહેવા લાગ્યો, "મેં બારીકીથી તમારા ઘરનું માપ કાઢી લીધું છે. હું વિના સંકોચે કહી શકું છું કે, તમે ન માત્ર પોતાની ફોઈ-બહેન ઉપર ઝુલ્મ કર્યો છે, બલકે પોતાની જાત ઉપર પણ તમે ઝુલ્મ કર્યો છે."

મેં કહયું, "તમે મારા મોટા ભાઈ છો. તમારૂં માન જાળવવું મારી ફર્ઝ છે. પણ મારા અંગત મામલાઓમાં તમારે દખલગીરી કરવી નહિ. હું જાહિલ ગમાર નથી. ભણેલો ગણેલો છું, ને મેં પણ દુન્યા જોઈ છે."

તે નારાઝીથી બોલ્યો, "તમને પોતાની કાબેલીયતનું અભિમાન છે. તમારૂં આ અભિમાન ભલે વાજબી હોય પણ જે તઅલીમ માણસને ઈન્સાન નહિ બનાવે તે બેકાર છે. યાદ રાખો, ઇલ્મ પોતે એક બહુ કીમતી હીરો છે, પણ એ હીરો માત્ર ઈમાનની રોશનીમાં પોતાની ખરી ચમક દમક દેખાડી શકે છે."

હું બોલી ઉઠયો, "આ બધી પુરાણા ઝમાનાની વાતો છે, જેને તમારા જેવાં ઓર્થોડોકસ ભેજાંઓએ ઉપજાવી કાઢી છે. તમારી કિતાબોમાંજ આવી વાતો મળી શકે અને હું આવા પોથાંઓને હાથ પણ લગાડવાનું પસંદ નહિ કરૂં. બસ, હવે વધુ કડવાશ ન જન્માવો અને જલ્દી અહીંથી વંજો માપો!"

ભાઈ નારાજ થઈને વીલે મોઢે ચાલ્યો ગયો. વખત પસાર થતો ગયો. કોઈક વાર તે મને મળવા આવી ચઢતો. વરસમાં એકાદ વાર હું પણ તેને ત્યાં ચાલ્યો જતો. જો કે તેને ત્યાં જવાનું જરાયે મન નહિ થતું. હું ઘણો બીઝી માણસ હતો. દિનભર કામકાજમાંથી ફુરસત જ કયાં મળતી હતી.

બેગમ મને દિલોજાનથી ચાહતી હતી. તેનો પ્રેમ જોઈને મને થતું કે, ધોળા દિવસે હું દીવો લઈને શોધતે તો પણ મને આવી રૂપાળી ને ચાહનારી બેગમ નહિ મળતે. હું પણ તેના દિલની તમામ ઈચ્છાઓ પુરી કરવાને મારી ફર્ઝ સમજતો હતો. ઝિન્દગી ખુશીઓથી ભરપુર અને તરહ તરહની નેઅમતોથી માલામાલ હતી. દિવસનો કંટાળો રાતની રંગીનીઓમાં દૂર કરવાનો મારો નિયમ હતો. ચાર વરસ જોતજોતામાં પસાર થઈ ગયાં.

એક દિવસે હું ઘરમાંથી જવા લાગ્યો તો બેગમ નિયમ મુજબ મને વોળાવવા બારણા સુધી આવી. આજે તે જરા ઉદાસ લાગતી હતી. મેં કારણ પૂછ્યું તો હસીને ટાળી દીધું. હું ચાલ્યો ગયો. આસરે એક કલાક બાદ તેણે ફોનમાં સમાચાર આપ્યા કે, તે હોસ્પીટલમાં છે અને ઝિન્દગી તથા મૃત્યુ વચ્ચે ડોલાં લઈ રહી છે. હું ભાગંભાગ હોસ્પીટલ પહોંચ્યો. માલુમ પડયું કે તેણે જાણી જોઈને હમલ પડાવી નાખ્યો છે મારા પગો તળેથી ઝમીન સરકી ગઈ. હું કંઇ આગળ વિચાર કરૂં તે પહેલાં ડોકટરે એક કાગળ મારી સામે ધરી દીધો. ખબર પડી કે બેગમે આ સાતમી વાર હમલ પડાવ્યો છે. દરેક વેળા તે એક જુવાનીયાને પોતાની સાથે લઈ જતી હતી અને તેને પોતાના ખાવિન્દ તરીકે જાહેર કરીને, કાનૂની રીતે હમલ પડાવવાના કાગળીયાં પર તેની સહી કરાવી લેતી.

આ વેળા મામલો ખતરનાક બની ગયો હતો. બેગમની જાન જાય તેવી ધાસ્તી ઉભી થઈ હતી. ડોકટરો નિરાશ બની ગયા હતા. બેગમે લાચાર થઈને મને બોલાવી લીધો હતો. તે પોતાના યાર સાથે લાંબી મુદ્દતથી આ નાપાક ખેલ ખેલતી હતી. હું આજ સુધી એકદમ અંધારામાંજ રહયો. મારૂં મગજ ચકડોળે ચઢી ગયું. આંખે અંધારાં આવી ગયાં. સમજ પડતી ન હતી કે આવી નાપાક અને દગાબાઝ અવરત સાથે કેવો મામલો કરૂં ! એણે મારા વિશ્વાસ, મારા પ્રેમ અને મારી વફાદારી પર પીઠ પાછળથી ઘા કર્યો હતો. મારા અંતરે પુકાર પાડી, 'આ નાપાક

વેશ્યાને લાત માર ને દુઆ માંગ કે હોસ્પીટલમાંજ મરી જાય !" મગર હોસ્પીટલના વરંડામાં બેગમના સગાં વહાલાંઓને જોઇને તલાકની હિંમત નહિ થઈ. દિલ પર પત્થર મુકીને ચુપ થઈ રહયો.

ડોકટરોના અભિપ્રાય મુજબ માત્ર એક ટકો તેના બચવાની આશા હતી. પણ ધીરે ધીરે એ ચુડેલ તંદુરસ્ત બનતી ગઈ. ત્રણ અઠવાડિયા બાદ એને હોસ્પીટલથી છુટટી મળી ગઈ. જેવી જ તે ઘેર આવી, મારી ધીરજનો જામ છલકાઈ ગયો. મેં તેના ઉપર ટીકાના ઝેરીલા તીરો વરસાવી મુકયા. તે નફ્ફટ બનીને તડૂકી ઉઠી, "હું પોતાની ટેવ છોડી શકતી નથી. મને વાજબી લાગ્યું તેમ કોધું. તમારા માટે હું પોતાની જવાની શા માટે બરબાદ કરૂં ? અગર તમારે મને રાખવી ન હોય તો તલાકનો રસ્તો ખુલ્લો છે.!"

આવી નફ્ફટ અને નાલાયક અવરતને શું કહેવું ? તેનો નાગો જવાબ સાંભળીને હું સમસમી રહયો, ને લોહીના ઘૂંટડા પીને રહી ગયો. અમારા જીવનની ઘરેડ બદલાઈ ગઈ હતી. એશ આરામ અને સુખચેનની કોમળ ભાવનાઓનું ખૂન થઈ ગયું હતું. શાનદાર ભાવિના ખ્વાબો હવાઈ કિલ્લા બની ગયા હતા. મિઠાસની જગ્યા કડવાશે લઈ લીધી હતી. મેં ઘણી કોશિશ કરી કે, આ વિચારોને મગજમાંથી કાઢી નાખું, પણ કામયાબી મળી નહિ. જે ઘરમાં આનંદની છોળો ઉછળતી હતી તે હવે જહન્નમ જેવું લાગવા માંડયું. નરમ સુંવાળી પથારી અણીદાર કાંટાઓથી ભરપૂર લાગતી હતી. મારૂં આબાદ ઘર હવે મને કરડી ખાવા દોડતું હતું. બેગમે તંદુરસ્તી મેળવતાં જ ફરીવાર પોતાની નાપાક લીલા શરૂ કરી દીધી; રાત પડતાં જ તે બનીઠનીને ઘરમાંથી નીકળી પડતી.

શાદીની શરૂઆતમાં જ્યારે હું તેને મારા કોઈ મિત્રની સાથે હસી હસીને વાતો કરતાં જોતો, તો ગર્વથી મારી છાતી ગજ ગજ ફૂલી જતી. મને થતું કે હું બહુ સુધરેલો ને ફેશનેબલ છું, બેગમ પણ મને તેવી જ સુધરેલી, ફેશનેબલ, સંસ્કારી અને મોડર્ન વિચારોની મળી છે. મારા દોસ્તો અને મેહમાનોને આવકાર આપવાનું સારી રીતે જાણે છે. ખરેખર જેવી પત્ની હું ઇચ્છતો હતો, તેવી જ કુદરતે મને મેળવી આપી છે. પરંતુ હવે......જ્યારે મારા મિત્રોની આંગળીઓને તેના ગોરા ગોરા ઉઘાડા હાથો પર ફરતી જોતો, તો મારા તન બદનમાં આગ લાગી જતી. અનેકવાર તલાક આપી દેવાનો વિચાર કર્યો પણ લોકોની ટીકાઓના ડરથી ખામોશ રહી ગયો.

એક રાતે અમે પાર્ટીમાં ગયાં હતાં. ખાવા બાદ નિયમ મુજબ નાચ શરૂ થયો. મારી બેગમ પણ એક જવાન સાથે નાચવા લાગી. રાત ઢળતી ચાલી ગઈ પણ તેનો શવક પુરો થતોજ ન હતો. છેવટે એક વાગે કંટાળીને હું ઉભો થયો ને એકલો ઘેર ચાલ્યો ગયો. મોડે સુધી પથારી પર બેચેનીથી પાસાં ફેરવતો રહયો. ઉંઘ જાણે રીસાઈ ગઈ હતી. સવારે બારણું ઉઘડયું ને બેગમ અંદર આવી. આવતાંજ તેણે બીજા પલંગ પર પડતું મુકયું, ને ઘસઘસાટ ઉંઘવા લાગી ગઇ. હું ગાંડાઓ પેઠે ઘરમાં આંટા મારતો રહયો. પછી શુન્ય મનસ્ક દશામાં ઘરમાંથી ચાલી નીકળ્યો. મને પોતાને પણ ભાન ન હતું કે કયાં જઈ રહયો છું. પાગલો પેઠે ગલીઓ અને બઝારોમાં ઘુમતો રહયો. અચાનક મને લાગ્યું કે હું ભાઈના દરવાઝા પર ઉભેલો છું. કોઈ ગયબી તાકત દોરી સંચાર કરતી હોય તેમ હું વિના પરવાનગીએ ઘરમાં ભરાઇ ગયો. છુટ્ટીનો દિવસ હોવાથી ભાઈ ઘરમાં મવજુદ હતો. ભાભી પોતાના બાળકને દુધ પીવાડતી હતી. બીજી છોકરી કંઇ ગુંથી રહી હતી. એક છોકરો કિતાબ વાંચી રહયો હતો. બીજો હસી હસીને રમકડાંથી રમતો હતો. બે વરસનું એક બાળક ભાઈના ખોળામાં મઝાથી સુતેલું હતું.

કેટલું સુંદર અને નૂરાની દ્રષ્ય હતું! બધાના ચેહરાઓ પર શાંતિ અને આનંદ હતો. મને જોતાંજ ભાઈ ઉભો થઈ ગયો. ભાભીએ તરત માથા ઉપર દુપટ્ટો ઓઢી લીધો, ને શર્મો હયાની પુતળી બની ગઈ. હું પુતળાં પેઠે અવાક ઉભેલો હતો. સાત મહીના બાદ હું અહીં આવ્યો હતો. મારે માટે એક કુરસી મંગાવવામાં આવી, પણ હું તેમની સાથે ઝમીન પર જ બેસી ગયો. મેં હસવાની કોશિશ કરી. બાળકો સાથે પ્યાર ભરી વાતો કીધી. બાળકને ઉપાડીને ગોદમાં લીધો. ચા પીવા બાદ ભાઇ મને એક અલગ રૂમમાં લઈ ગયો. દરવાઝો બંધ કરતાં જ તેણે મને પૃછયું, "આ તમે શી હાલત બનાવી રાખી છે? તબીઅત તો સારી છે ને?"

મારાથી સહન નહિ થયું. બે-ઇખ્તેયાર રડવા લાગી ગયો. ભાઇએ પ્રેમથી મારાં આંસુ લુંછતાં કહયું, "મારા ભાઈ! મારા વહાલા ભાઈ! બતાવો તો ખરા, થયું શું?"

મેં પુરો બનાવ પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાવ્યો. તે શાંતિ અને ગંભીરતાથી સાંભળતો રહયો.

અંતમાં ડુસકાં લેતાં હું બોલ્યો, "ભાઈ! હું તબાહ થઇ ગયો. હું લુંટાઈ ગયો!" તે પ્યાર અને નરમાશથી બોલ્યો, "ગભરાવાની કોઈ વાત

નથી. તમે માશા અલ્લાહ સમજદાર છો. ભણેલા ગણેલા છો. નિરાશા છોડી દો. ઠંડા દિલે વિચાર કરો. આ મુશ્કેલીઓ પર આસાનીથી કાબૂ મેળવી શકાય છે."

મારી આંખોમાંથી દડ દડ આંસુ ટપકતાં હતાં. મેં દુખભર્યા સ્વરે કહ્યું, "ભાઈ! મારી મઝાક ન ઉડાવો. હું આગલું પાછલું બધું ભૂલી ગયો છું. મારી કિતાબો મને ગાળો આપે છે. મારા લખેલાં પુસ્તકો મારું મોં ચીડાવે છે. મારી ડોક્ટરી મારા ઉપર ધિક્કાર વરસાવે છે......મારું મગજ કામ નથી કરતું. મને બતાવો મારે હવે શું કરવું? હું અણધારેલી રીતે અહીં આવી ચઢયો છું. ન પૂછો કે કઈ તાકત મને અહીં ખેંચી લાવી છે!"

ભાઈ સાહેબ બોલી ઉઠયા, "એ સચ્ચાઈ અને ઈમાનની તાકત છે!"

એક મુદ્દતથી મારા હોઠો પર ખુદાનું નામ આવ્યું ન હતું; તે ખુદા જે મારો સર્જનહાર ને પાલનહાર છે. ભાઈના શબ્દો સાંભળીને હું ધ્રુજી ઉઠયો. મને થયું કે ખુદાથી નાસવાની જ મને આ શિક્ષા મળી છે. ભાઈ થોડીવાર ખામોશ રહયો પછી પ્યારભર્યા સ્વરે બોલ્યો. તેના સ્વરમાં બાપનો સ્નેહ હતો ને માની મમતા હતી. તેણે કહ્યું,

"આજથી ઘણાં વરસ પહેલાં મેં તમને કહયું હતું કે ઉત્તમ વસ્તુ ઇમાનનો રસ્તો છે અને બદતરીન રસ્તો ગુમરાહીનો રસ્તો છે."

આ સાંભળીને મને એક અજીબ કડવાશનો અનુભવ થયો, પણ આ કડવાશ મને મધથી વધારે મીઠી લાગી. આ મીઠી કડવાશ મારા અંતરની ગેહરાઈમાં ઉતરી ગઈ. એનાથી મારી નસેનસમાં નવું ચેતન પુરાયું. મારા દિલ અને દિમાગના ઢાંકણાં ઉઘડી ગયાં. મારા વ્યાકુળ દિલને કરાર આવી ગયો. મારા તડપતા આત્માને શાંતિ મળી ગઈ મેં ઝિન્દગીમાં પ્રથમવાર ભાઈ તરફ પ્યાર મુહબ્બત અને માનની નઝરથી જોયું. મેં તેને પૂછ્યું,

"ભાઈ! હવે મારે શું કરવું?"

તે બાપ જેવા પ્યારથી બોલ્યો, "તમે તો ડોકટર છો ને! બતાવો તમારો હાથ સડી જાય તો શું કરશો?"

"હું એનો ઈલાજ કરીશ!"

"ઈલાજ પણ નકામો થઇ પડે તો?"

"તો હું એને કાપી નાખીશ!"

"ખરૂં છે. એજ એનો ઈલાજ છે. પત્ની પણ આપણા બદનનો એક ભાગ છે. અગર એ ભાગ બગડી જાય તો એને કાપીને ફેંકી દેવામાંજ બેહતરી છે!".

હું ઉભો થઇ ગયો.. એવું લાગતું હતું જાણે આંખો આગળથી અંધારાનો પર્દો હટી ગયો છે. ભાઈના હાથ ચૂમીને હું સીધો ઘેર પહોંચ્યો બેગમની ઈચ્છા મુજબ તેને સદાને માટે તલાક આપી દીધી. એમાં મારે જબરી નુકસાની ઉઠાવવી પડી, પણ ઠોકર ખાધા વિના સીધો રસ્તો દેખાતો નથી. આ કામથી પરવારીને હું ભાઈને ઘેર ચાલ્યો ગયો. કિરાયાનું ઘર છોડી દીધું અને ભાઈને ત્યાં જ રહેવા લાગ્યો.

આજે આ બનાવને સાડા ત્રણ વરસ પસાર થઈ ગયાં છે. મેં મારી ફોઈની પેલી નાની છોકરી સાથે શાદી કરી લીધી છે. હવે હું બે રૂપાળાં બાળકોનો પિતા છું. ભાઈની સંગાતે એકજ ઘરમાં રહું છું, ને જીવનનો સાચો આનંદ માણી રહયો છું. તે મારો મોટો ભાઈજ નહિ બલકે મારો સગો બાપ પણ છે.

હવે મને ખબર પડી કે કામયાબ ઝિન્દગી કોને કહે છે. અસલ કામયાબી દુન્યાની તરક્કીમાં નહિ, દીન અને ઇમાનની તરક્કીમાં છે. આજે હું પાંચ વખતની નમાઝ પાબંદીથી પઢું છું દોસ્તોની ટીકા છતાં દાઢી રાખવામાં રૂહાની આનંદ મેળવું છું. નમાઝનો સમય થતાં ગમે તેવું અગત્યનું કામ છોડીને મસ્જિદ તરફ ચાલી નીકળું છું. દીનના કામોમાં આગળ પડતો ભાગ લઉં છું. ગરીબો અને દુખીઓની મદદ માટે ચાલીને નહિ, દોડીને જાઉં છું. મારૂં દવાખાનું ધમધોકાર ચાલે છે. દર્દીઓને દવાની સાથે, ઈમાન અને ઈન્સાનીયતની ગુલાબી લાગણીઓ પણ આપું છું. ભાઈને સગો બાપ સમજું છું. એણે જ તો મને ગુમરાહીના રસ્તા પરથી કાઢીને હિદાયતના રસ્તા પર નાખ્યો છે.

યાદ રાખો, યુરોપની ફેશનના ગાંડયા પ્રવાહમાં તણાઈ આવતા જંતુઓ બહુ ઝેરીલાં છે. આજે મુસલમાનો પણ એ ઝેરીલા જંતુઓનો શિકાર થઈ પડયા છે. એનાથી આપણી પુરી કવમ તબાહીને કિનારે આવીને ઉભેલી છે. આંધળા અનુકરણના આ ભયંકર પ્રવાહને આપણે ગમે તે ભોગે અટકાવવાનો છે. અગર નહિ અટકાવીશું તો આપણી આખી કવમનું સત્યાનાશ વળી જશે



# શાદી કી તહનીયત

એ જશ્ને અયશ ઓર ઇશરત મુબારક હો મુબારક હો !
તુજે અય ફાતિમહ શાદી મુબારક હો મુબારક હો !

બલાએં ક્યૂં ન લે ઇફ્ફત તેરે રૂએ–રોશન કી !
યે સેહરા ઓર યે શવકત મુબારક હો મુબારક હો !

ખુદા કે ફઝલ સે રોઝે-સઈદ આયા હય શાદી કા !
રસૂલુલ્લાહ કી સુન્નત મુબારક હો મુબારક હો !

મુબારક બાદ નાની કો મુમાની કો અઝીઝોં કો !
તેરે અબ્બા કો યે ઝીનત મુબારક હો મુબારક હો !

ચમક ઉઠ્ઠા નસીબા તેરે ચેહરે કી તજલ્લી સે !
ખુદાએ પાક કી રહમત મુબારક હો મુબારક હો!

તેરે અમ્મા ખુદાકા શુક્ર કરતે હંય અદા હરદમ !
તેરે ભાઈ કો યે દવલત મુબારક હો મુબારક હો !

ખુદા યે દિન ભી લાયા, જલ્સએ-શાદી કા દિન આયા !
નિકાહો–અકદ કી સાઅત મુબારક હો મુબારક હો !

દુઆએં હો ગઈ મકબૂલ તેરી હક તઆલા સે !
તુઝે યે નઝમ અય ઇફ્ફત ! મુબારક હો મુબારક હો !

—: અઝ : **મુહતરમા ઇફ્ફત બાનુ** :—



# બઝમે શાદી કી ખુશી

વાહ વાહ ક્યા ખૂબ શાને-કિબરિયાઈ આજ હય !
મરહબા સલ્લે અલા રાહત ફ્ઝાઈ આજ હય !

બુલબુલેં કરતી હંય હરદમ, શાખે-ગુલ પર ચેહ સદા,
બઝમે-શાદી કી ખુશી કી દિલરૂબાઈ આજ હય !

રવનક ઈસ શાદી કે જલ્સે કી દુબાલા ક્યું ન હો,
ભાઈ મુહંમદ કી યહાં પર કતખુદાઈ આજ હય !

પાઈ દુલહન ફાતિમહ બીબી કી જયસી માહવશ,
ફાતિમહ બીબી કી......મેં જલ્વા નુમાઇ આજ હય !

દવલતે-મકસૂદ હાથ આઈ હય ઈસ મેહફિલમેં આજ,
ગુન્ચએ-ઉમ્મીદ કી ઉકદહ કુશાઈ આજ હય !

બઅદ મુદ્દત કે હસીનોં કા નસીબા ખુલ ગયા,
દુલ્હા દુલ્હન કે દિલોં કી રાહત ફ્ઝાઈ આજ હય !

મેરે ભાઈ કો મુબારક હો, ચાંદ જેસી ફાતિમહ,
મેરે દિલ કી આરઝૂ કો કામયાબી આજ હય !

હય યેહ ઝુહરા કી દુઆ ખુશહાલ યે જોડા રહે,
આરઝૂએં જિસ તરહ ઉન્કી બર્આઇ આજ હય !

—: ઝુહરા બીબી બેગમ સઈદ :—



# બદસુરત બેગમ

[ અનુવાદ : મિસ એસ. એ. એચ. ]

"દોસ્ત રશીદ! કેટલા બદનસીબ છો તમે! સાચું કહું તો તમારી બદનસીબી પર મને દયા આવે છે!"

અનવરે રશીદના ઘરમાંથી નીકળતાં કહયું.

રશીદ—"શું કહયું તમે, હું બદનસીબ છું? અલ્લાહનું દીધેલું બધું મારી પાસે છે. તમે આ કેવી વાતો કરો છો?"

અનવર—"સાચું કહું છું. તમે ભારે બદનસીબ છો."

રશીદ—"પણ કેવી રીતે? કારણ તો કહો. ગોળ ગોળ વાતો કેમ કરો છો?"

અનવર—"સાફ સાફ કહેવામાં વાંધો તો નથી, પણ મને તમારી નારાઝીનો ડર લાગે છે."

રશીદ—"તમારા સરના સોગંદ! ચોકખું કહી દો. શું વાત છે?"

અનવર—"કહયું તો ખરૂં, તમારી નારાઝીનો ડર લાગે છે. બસ, જવા દો હવે એ વાતને."

રશીદ—"ના, તમારે બતાવવુંજ પડશે. ભલે મને ખોટું લાગે."

અનવર—"ત્યારે સાંભળો, આજે મેં તમારી બેગમને જોઇ લીધી છે. તે ઘણીજ બદસુરત અને કઢંગી છે. તેને જોઈને હું નારાઝ થયો છું."

રશીદ—(તપી જઈને) "શું કહયું? તમે મારી પત્નીને જોઇ લીધી?"

અનવર—"હા, મને મઆફ કરી દો. મેં તેને જોઈ લીધી."

રશીદ—(ગુસ્સે થઈને) "મારી બેગમને જોવાનો તમને શો અધિકાર છે? હું તમને ખાનદાની સમજતો હતો. આજે ખબર પડી કે તમે ઘણા નીચ માણુસ છો. તમારા જેવો નીચ માણુસ હરગિઝ દોસ્તી રાખવાને લાયક નથી."

રશીદનો ગુસ્સો હદ વટાવી ગયો. તેણે પોતાના લંગોટીયા દોસ્ત અનવરને ખૂબ આડે હાથે લીધો ને પછી ધિક્કાર પૂર્વક બોલ્યો, "જાવ, હવે કાળું કરી જાવ. આજ પછી કોઈ દિવસ મારે બારણે આવવું નહિ!"

રશીદની આંખોમાંથી ધિક્કારના તણખા ઝરતા હતા. અનવરને એજ હાલતમાં મૂકીને તે પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો. ઘરમાં પેસતાંજ તેણે પોતાની બેગમને ગુસ્સાથી પૂછ્યું, „શું તું ખુલ્લે ચેહરે અનવરની સામે ગઈ હતી ?"

નસીમા—"ના રે, કોણે કહયું ?"

રશીદ—"જ્યારે જરૂર તે બદમાશે તને ચોરી છુપીથી જોઇ લીધી છે. શર્મ નહિ આવી કમબખ્તને આવી નીચ હરકત કરતાં ! મોટો ખાનદાની બનતો હતો. આજે તેની ચોરી પકડાઈ ગઈ."

નસીમા વિચારમાં પડી ગઇ. પછી રશીદ પાસે જઈને છણકો કરતાં બોલી, "પણ થયું શું તે તો કહો ! તમે આટલા બધા ગુસ્સામાં કેમ છો ? તોબહ, મને તો ડર લાગે છે તમને જોતાં..."

રશીદ—(નસીમાની વાત કાપતાં) "અનવરે વાતજ એવી કરી કે મારૂં લોહી ઉકળી ઉઠયું. તેની ટીકાનું ઝેરીલું તીર મારાથી સહન નહિ થયું."

નસીમા—(મોં મચકોડીને પ્યારથી) „તોબહ, કંઈ કહો તો ખરા ! શું કહયું તેણે ?"

રશીદ—"તે કહે છે કે તારી બેગમ ઘણી ભૂંડી ને બદસુરત છે. મનમાં તો થયું કે તેનું ડાચું તોડી નાખું, પણ પછી બચપનની દોસ્તીનો ખ્યાલ આવી ગયો.

નસીમા—'હેં...! તેણે મને બદસુરત ને ભૂંડી કહી : મને...મને... આમ કહેતાં તેની જીભમાં જીવડા ન પડયા...! સાચું કહું તો તમારા બધા દોસ્તોને ધિક્કારૂં છું. પણ તમને ખોટું લાગે તે વિચારે હૈયાંની વાત હોઠે નહિ લાવી ને તમારો આ અનવર એકટીંગ તો એવી કરે છે જાણે ભાઈ પોતે બહુ ફાંકડો ને રૂપાળો હોય ! જાણે આખી દુન્યાનું રૂપ એની ઉપર ઉતરી પડયું હોય. નાક જુઓ તો ચીના જેવું ચપટું. ને હોઠ જુઓ તો હબશી જેવા જાડા. આંખો ઉંદર જેવી. કોઈ દિવસ આઈનો પણ શાને જોતો હોય...! હાય રે આવા ભૂંડાએ મને ભૂંડી ને બદસુરત કહી !

રશીદ—"નસીમા ! તારે મનમાં કંઈ ઓછું નહિ આણવું તું તો મારો ચાંદ છે ને હું તારી ચાંદની છું. તું જ્યારે મુસ્કુરાય છે તો સુતેલી ઉર્મિઓના સુંવાળા સ્વપ્નાં સાકાર બની જાય છે તું હસી પડે છે તો હઝારો ઘંટડીઓનો મધુરો રણકાર રણકી ઉઠે છે. તારી આંખોમાં

જાદુભરી મસ્તી છે. આ મસ્તી મારા મનને ડોલાવી નાખે છે. મારા જીવનના અંગારા ઝરતા રસ્તાઓ પર તારા કેશકલાપનો શીતળ છાંયડો સદાયે પડતો રહેશે, ને એ છાંયડામાં હું પ્રેમના રાગો આલાપતો રહીશ. તારે કોઈની વાતથી લેશ પણ ખોટું લગાડવાનું નથી."

*   *   *

રશીદનું જીવન બેહદ સુખી હતું. નસીમને તે દિલોજાનથી ચાહતો હતો. અનવર સાથે વીસ વરસથી તેની દોસ્તી હતી. દોસ્તીના આ ગુલાબી સંબંધો આંખના પલકારામાં ખતમ થઈ ગયા. પણ રશીદને એનો જરાયે રંજ કે ગમ ન હતો. તે શહેરની એક જાણીતી પેઢીમાં નોકરી કરતો હતો. પગાર પણ સારો જેવો મળતો હતો. નસીમા એક સુધરેલા કુટુમ્બમાં જન્મી હતી. ફેશન પરસ્તી તેને પોતાની મા તરફથી વારસામાં મળી હતી. શાદી બાદ ત્રણેક મહીના સુધી તો ઠીક ઠીક ચાલ્યું, પણ પછી નસીમાને પાંખો ઉગવા લાગી ને પોતાની જાત તેણે દેખાડવા માંડી. રશીદને થયું કે નસીમાના વધતા જતા ખર્ચા આ પગારમાં પોષાય એમ નથી. તેણે પાર્ટ ટાઈમ કામ કરવા માંડયું. તે સવારે સાત વાગે ઘરમાંથી નીકળતો, ને રાતે દસ વાગે પાછો ફરતો. ઘરમાં પગ મૂકતાંજ નસીમાનાં રોદણાં ચાલુ થઈ જતાં. તે પ્યારથી સમજાવતો કે, બેગમ! હું તમારી દરેક જરૂરત સંતોષવા પોતાના હાડકાંનો ગુદો સુધ્ધાં તાવી નાખીશ, પરંતુ નસીમા ગુસ્સાનાં આવેશમાં કંઈક એવી વાતો બોલી નાખતી કે, રશીદ માથું પકડીને બેસી જતો. બેએક મહીના આ રીતે ચાલ્યું. એક દિવસે રશીદે રોજ રોજની બકબક ને ટકટકથી કંટાળીને નવો રસ્તો ગ્રહણ કરવાનો નિર્ણય કરી લીધો. આ નવો રસ્તો તેના સ્વભાવ સાથે મેળ ખાતો ન હતો. તેનો અંતરાત્મા આ રસ્તા પર ચાલવાથી બંડ પુકારતો હતો. આ રસ્તો રૂશ્વતનો રસ્તો હતો. પણ તે પોતાના દિલને સમજાવતો રહયો. પોતાના અંતરાત્માને પંપાળતો રહયો. રૂશ્વત લેતો રહયો ને લાંચ ખાતો રહયો.

જ્યારે તેણે પહેલી વાર આ રસ્તા પર પગ મૂકયો હતો તો તેના અંતરાત્માએ પુકાર પાડી હતી, "રશીદ! આ તો ગંદકી ને નાપાકીનો રસ્તો છે! શું તારે પોતાના પેટમાં જહન્નમના અંગારા ભરવા છે?"

એક પળ માટે તે ચમકી ઉઠયો હતો. નાપાકી અને ગંદકીની વાસ તેની નાકમાંથી થઈને મગજની ગેહરાઈ સુધી પહોંચી ગઈ હતી. તેને લાગ્યું હતું, જાણે જહન્નમના અંગારાની ઝારથી તેનું શરીર શેકાઈ રહયું

છે. મગર બીજી જ પળે અંતરાત્માનો આ પડઘો શમી ગયો, ને નસીમાનો હસતો રમતો ગુલાબી ચેહરો તેની આંખો સામે મુસ્કુરાઈ રહયો. નસીમાની રૂપાળી આંખો તેને કહેતી હતી, "હા, વહાલા! મારી ફેશનની ભૂખ એજ રસ્તા પર ચાલવાથી સંતોષી શકાશે. પ્રેમમાં બધુંજ જાઈઝ છે!" ને પછી અંતરાત્માના આ પડધાની પરવા કર્યા વિના તે આગળ બઢયો ને ગંદકીના ખાડામાં ઊંડે ને ઊંડે ઉતરતો ગયો...

કદી કદી તે પોતાના વીતેલા દિવસોનો વિચાર કરવા લાગતો પોતાના જિગરજાન મિત્રની યાદ આવતાં તેનું હૈયું ભરાઈ આવતું. આંખો આંસુઓથી છલકાઈ જતી. જાહેરમાં સુખના તમામ સાધનો હોવા છતાં એક અજાણી ચિન્તા તેના દિલને કોરી ખાતી હતી. તેને પોતાના મરહૂમ મા–બાપ યાદ આવતાં. તેઓની રહેણી કરણી કેટલી પવિત્ર ને સાફ સુથરી હતી. તેઓ કેટલાં નેક ને સદાચારી હતાં. પછી રશીદના કાનોમાં તે દુઆઓ ગુંજવા લાગતી, જે તેની મા રાતના પાછલા પહોરે તેના માટે માગ્યા કરતી હતી. રશીદની માનો નિયમ હતો કે, રોજ રાતે પાછલા પહોરે ઉઠી જતી. તહજ્જુદની નમાઝ પઢીને રશીદ માટે બારગાહે ઇલાહીમાં આ પ્રમાણે ઇલ્તિજા કરતી, "ઇલાહી! મારા રશીદને નેક બનાવજે! તેને સીધા રસ્તા પર ચલાવજે! તેને પાપી જીવનથી બચાવી લેજે! ખુદાવંદા! તું મારા રશીદને જન્નતી બનાવજે."

આ બધી વાતો રશીદને યાદ આવતી તો દુખની લાગણીઓથી તેનું અંતર દ્રવી ઉઠતું. તે વિચારવા લાગતો :

"મારા આ ઉજળા પોશાકની નીચે દિલ કેટલું કાળું છે! ખરેખર હું તનનો ઉજળો ને મનનો મેલો છું!"

તેણે અનેક વાર ગંદકીના આ ખાડામાંથી નીકળવાના પ્રયત્નો કર્યાં, પરંતુ તેના કદમ લપસી લપસી ગયા. તે વિચારતો, "આ ચાર દિનની ચાંદની તો આંખના પલકારામાં વીતી જશે, ને ફરી અંધારી રાત આવી લાગશે. ફના થનારા જીવનમાં આ બધી ખટપટો શા માટે?" પરંતુ બીજીજ પળે નસીમાનો ગુલાબી ચેહરો તેની આંખો સામે ખડો થઈ જતો. તે જાણે ગમગીન ચેહરે વિનવણી કરતી, "વહાલા! મારી ઇચ્છાઓને સંતોષવાનો આજ ઉત્તમ રસ્તો છે. એને ત્યાગીને મને નારાઝ શા માટે કરો છો?" નસીમાની વાતો તેના અંતરની પુકારનું ગળું દબાવી દેતી, ને તે ફરીવાર ગંદકીના ખાડા તરફ ગબડવા લાગતો.

* * *

એક દિવસે સાંજે રશીદ પોતાની પેઢીમાં કામ કરતા ચાર દોસ્તોની મેહફિલમાં બેસીને વાતોના તડાકા ઉડાવતો હતો. એક દોસ્ત બોલ્યો, "આ પેઢીમાં અનેક મેનેજર આવીને ચાલ્યા ગયા. લોકો તેની કુરસીની પૂજા કરતા હતા. હાથ તાબેના માણસો તેના મોઢા પર વખાણ કરતા થાકતા ન હતા, પણ મેનેજર સાહેબની કુરસી ગઈ કે, નોકર ચાકરો તેને ભાંડવા લાગતા. આળાગાળાના વરસાદથી તેને નવરાવી મૂકતા, પણ રશીદ સાહેબ! આપની તો વાત જ જુદી છે. આપે તો અમારાં દિલો જીતી લીધાં છે, ખરેખર આપ તો મોટા દયાળુ ને રહમદિલ છો. મોટા ઈન્સાફી ને ગરીબોના બેલી છો. આપના માટે તો અમારા અંતકરણથી દુઆઓ નીકળે છે. ખુદાપાક આપનો મુબારક સાયો સદાને માટે અમારા સરો ઉપર કાયમ રાખે. આપ અહીંથી કોઈ ઉંચે ઓહદે ચાલ્યા ગયા, તો યે અમે આપના ચરણોમાં માથાં નમાવતાં રહીશું."

અચાનક બારણા પર ટકોરા પડે છે. એક મિત્ર દોડીને દરવાઝો ખોલી નાખે છે. પોલીસના બે ઈન્સપેકટરો ઝડપથી રૂમમાં ધુસી જાય છે. તેઓને જોતાં જ રશીદના મોતીયાં મરી જાય છે, ને તે થરથર કાંપવા લાગે છે. ઈન્સપેકટર કડક સ્વરે પૂછે છે, "શું આપનું જ નામ રશીદ છે?"

રશીદના હોશ ઉડી જાય છે. તે કાંપતા સ્વરે બોલે છે, "જી હા, કેમ શું છે?"

"આપના ઉપર પચ્ચીસ હઝારની ચોરીનો આરોપ છે. અમે આપની ધરપકડનો વોરંટ લઈને આવ્યા છીએ."

"સાહબ...! સાહબ...! કેવી ચોરી......કોણે કરી......આ બધું જુઠું છે......ખોટો આરોપ છે......!"

"પોતાનો બચાવ અદાલતમાં રજૂ કરજો. અમને તો તાત્કાલિક ધરપકડનો વટહુકમ મળ્યો છે."

પોલીસના માણસો રશીદને પકડીને લઈ જાય છે ને કસ્ટડીમાં પુરી દે છે. આ તરફ ચાર દોસ્તો વાતે વળગે છે.

એક કહે છે, "ખાટકીમાં ને એમાં કશો ફેર ન હતો."

બીજો—"સારૂં જ થયું સા...લો પકડાઈ ગયો. હવે ખબર પડશે કે ગરીબોનું લોહી ચુસવાનો શું અંજામ આવે છે!"

ત્રીજો—"સા...લા...એ હદ વાળી દીધી હતી. હલાલ હરામનું બધું જ હજમ કરી જતો હતો.

ચોથો—"હું તો એને પહેલેથી જ ધિક્કારતો હતો. એકદમ મુવ્વર હતો."

પાંચમો—"નામ કેવું રૂપાળું ને કામ શયતાનના."

છઠ્ઠો—"વલીને પેટે શયતાન, તે આનું નામ."

સાતમો—"કરણી તેવી પાર ઉતરણી."

આઠમો—"ઝુલ્મ કી ટેહની કભી ફુલતી નહીં, નાવ કાગઝ કી કભી ચલતી નહીં."

*　　　　*　　　　*

બીજે દિવસે રશીદ પાંચ હઝારની ઝમાનત પર છુટી ગયો... છુટીને સીધો પેઢીના માલિક પાસે ગયો. શેઠના પગોમાં પડીને રડતાં રડતાં બોલ્યો,

"શેઠ ! મને માફ કરો !"

શેઠ—"તેં અનેકવાર વિશ્વાતઘાત કર્યો છે. આ વેળા તારે જેલની હવા ખાવી જોઇએ."

રશીદ—(કાકલુદી કરતાં) "શેઠ જી ! મારા ઉપર રહમ કરો. મારી પત્ની પર રહમ કરો. મારા નિર્દોષ બાળક પર રહમ કરો. જેલમાં જઇશ તો તેઓ રખડી જશે."

શેઠ—"અલબત, તારા નિર્દોષ બાળક પર મને રહમ આવે છે, પણ તારી પત્ની પર નહિ. તેણે જ તો તને ઊંધે રસ્તે ચઢાવ્યો છે !"

રશીદે રડતાં રડતાં ખુબ કાલાવાલા કીધા ને શેઠના પગોમાં પડી પડીને માફીઓ માગી. છેવટે તેને દયા આવી ગઈ. તે પગ પર પગ ચઢાવતાં બોલ્યો, "ભલે રશીદ ! હું એકવાર ફરીથી તને માફી આપું છું, પણ નોકરીએ નહિ રાખું, ને કેસ પાછો ખેંચી લઉં છું."

શેઠનો આભાર માનીને રશીદ ત્યાંથી ઉદાસ ચેહરે પોતાને ઘેર ગયો. આખે રસ્તે વિચારોના તરંગોમાં ગોથાં ખાતો ઘરમાં દાખલ થયો. પોતાના બાળકને હસતો રમતો જોઈને એક પળ માટે તે પોતાનું દુખ ભૂલી ગયો.

બીજા દિવસથી નોકરી માટે તેણે રખડપટ્ટી કરવા માંડી. આ પેઢીથી તે પેઢીએ ને આ દુકાનેથી તે દુકાને ધક્કા ખાતો રહયો, પણ નોકરીની દેવીના દર્શન કયાં યે નહિ થયાં. ફાકા અને ભૂખમરા સુધી મામલો પહોંચી ગયો. તેની જીવન-સાથી નસીમા તો સુખની સાથી હતી, દુખની સાથી ન હતી. કંટાળીને, પોતાના સરતાજને લાત મારીને, પોતાના બાળકને સાથે લઇને, પોતાને પિયેર ચાલી ગઈ.

*　　　　*　　　　*

રશીદ હવે દુખની હાલતમાં એકલો અટુલો થઈ ગયો હતો. જીવનના આકરા પ્રવાસે તેને થકવી નાખ્યો હતો. એક દિવસે ગમગીન ચેહરે તે પોતાના ઘરમાં બેસીને વીતેલા દિવસોને યાદ કરતો હતો, એટલામાં અચાનક બારણા પર ટકોરા પડયા. તે ઉભો થઈ ગયો ને શુન્ય મનસ્ક દશામાં બારણું ખોલી નાખ્યું. આવનાર વ્યકિત પર નઝર પડતાંજ તે આશ્ચર્યનું પુતળું બનીને ઉભો રહી ગયો. તેને પોતાની આંખો પર વિશ્વાસ બેસતો ન હતો, કેમકે આવનાર શખ્સ તેનો લંગોટીયો મિત્ર અનવર હતો.

અનવરે એક પળ માટે રશીદ તરફ જોયું, ને પછી જોશભેર ધસીને રશીદને વળગી પડયો. દડ દડ વહેતાં આંસુઓએ એકમેકના દિલનો મેલ ધોઈ નાખ્યો. બંનેની આંખોએ એકબીજાની આપવીતી કહી સંભળાવી. અનવરે કુરસી પર બેસતાં જ કહયું,

"દોસ્ત ! મને તમારી દુખી દશાના સમાચાર મળ્યા ત્યારથી મારૂં દિલ તડપી રહયું છે. ભલે તમે મારી સાથે અપમાન જનક વર્તાવ કર્યો પણ તમારી દોસ્તીને હું દિલમાંથી કાઢી નહિ શકયો. મારા લાયક ગમે તે સેવા હોય, તેને બજાવવા હું તૈયાર છું......"

રશીદ—(વાત કાપીને) "પણ તે દિવસે તમે વાત જ એવી કરી કે હું મારા મગજ પર કાબુ નહિ રાખી શકયો. તમને તો ખબર છે કે અમારા ખાનદાનમાં પર્દાની કેટલી કડક પાબંદી છે. આમ છતાં તમે છુપી રીતે મારી બેગમને જોઈ લીધી !"

અનવર—"તદન ખોટી વાત. આજ સુધી ભાભીનો ચેહરો મેં જોયો નથી."

રશીદ—(નવાઈ પામીને) "ત્યારે તમે કેવી રીતે કહી દીધું કે તે બદસુરત ને ભૂંડી છે ?"

અનવર—"અહીં જ તમારી ભૂલ થઈ છે. યાદ રાખો દોસ્ત, સ્ત્રીને પારખવા માટે તેનો ચેહરો જોવો જરૂરી નથી. માત્ર ઘરને જોઈ લેવાથી સ્ત્રીનું માપ કાઢી શકાય છે કે, તે કેટલા પાણીમાં છે, ને કેટલી રૂપાળી છે ! ઘર એ સ્ત્રીની લાયકાતનો આઈનો હોય છે. સ્ત્રી અગર ખુબસુરત હશે તો ઘર પણ ખુબસુરત હશે. અહીં ખુબસુરતીની મતલબ ચેહરાની ખુબસુરતી નહિ, બલકે તેની સુઘડતા અને સારી આદતોની ખુબસુરતી છે. તેનાં સદગુણો અને સંસ્કારની ખુબસુરતી છે. સ્ત્રી અગર બદસુરત હશે તો ઘરની એકેએક વસ્તુ પુકારી પુકારીને કહી દેશે કે, આ ઘરની મલિકા બદસુરત ને ભૂંડી છે, કદરૂપી ને કઢંગી છે. હું જ્યારે આપના ઘરમાં દાખલ થયો તો સુઘડતા જેવી કોઈ વસ્તુ મને આપના ઘરમાં દેખાઈ નહિ.

આપના વરંડામાં કરોળિયાના જાળાં લાગેલાં હતાં. એનાથી મને અંદાઝો થયો કે, ઘરવાળીને પોતાની જવાબદારીનું મુદ્દલ ભાન નથી. આપના ડ્રોઈંગ રૂમનો સોફાસેટ ભારે કીમતી હતો, મગર તેની ગોઠવણી બહુ કઢંગી હતી. તેના ઉપર ઘાસ કચરો જોવામાં આવતો હતો.

દોસ્ત રશીદ! સુઘડતા એવી ખૂબી છે જે નજીવી વસ્તુઓને પણ સુંદર બનાવી દે છે. ઘરની શોભા ઘરની રાણીની સુઘડતા પર આધાર રાખે છે. ઘરની કીમત ઘરની રાણીના કસબથી અંકાય છે. મેં જોયું કે તમારા ખાવાના ટેબલ પર ઠેરઠેર ઘી અને તેલના ધબ્બા લાગેલા હતા. ટેબલ પર પાથરેલા કસોથમાંથી મગજને ફાડી નાખે તેવી ગંધ નીકળતી હતી. માલૂમ પડયું કે ઘરનું વાતાવરણ હુન્નર અને કસબની કારીગરીથી કોરૂં છે. ટેબલ પર ખાવાના જે વાસણો આવ્યાં તે ચીની ઉખડેલાં ને એકદમ ચીકણું હતાં. જે ટ્રેમાં રોટી આવી તેમાંથી પાણીના ટીપાં ટપકતાં હતાં. કુરસીઓ મેલી કુચેલી ને ધૂળથી અટેલી હતી. ખાણાની લઝ્ઝત કેવી હતી તે વાતને કોરે મૂકો, કેમકે ખાવું રાંધવાની કળા તો કોઈકનેજ આવડે છે. પાણી પીવાના ગલાસ એકદમ ચીકણા ને મેલા હતા. વળી ડીશો અને રકાબીઓની એટલી કમી રહી કે તમારે વારંવાર ઉઠીને જવું પડયું. જે સ્ત્રી સુઘડ ને ચંચળ હોય તે તો અગાઉથીજ દરેક વસ્તુનો અંદાઝો લગાવી લે છે. ભાભીની કોઈ પણ વાતમાં સુઘડતા અને ચંચળતા જેવું મને દેખાયું નહિ.

રશીદભાઈ! મેં જરમન સ્ત્રીઓને જોઈ છે. તેઓ પોતાના ઘરની સફાઇનો જેટલો ખ્યાલ રાખે છે અને તે માટે જેટલી મહેનત ઉપાડે છે, તેને જોઇને મને આપણી સ્ત્રીઓ પર ગુસ્સો આવવા લાગે છે. હું જર્મનીના અનેક શહેરોમાં ગયો છું. સ્ત્રીઓ દિવસમાં ત્રણ ત્રણ અને ચાર ચાર વખત પોતાના હાથથી ઘરનો ફર્શ સાફ કરે છે. આપને તેઓના ઘરમાં કોઈ એવી વસ્તુ પડેલી નહિ દેખાય જેના ઉપર માખીઓ બેસી શકે. કાગળના ટુકડા અને ધૂળ કચરા જેવી કોઈ વસ્તુ તેઓના ઘરમાં નહિ દેખી શકાય. તેમના ઘરો પર ઝિન્દગીને પ્યાર આવે છે. તેમનાં રૂપાળાં ને સાફ સુથરાં ઘરો જોઈને ઝિન્દગી મુસ્કુરાવા લાગે છે, ત્યારે આપણાં ઘરો મુસ્કુરાહટોને છીનવી લે છે. સાજા સમા માણસોને માંદા બનાવી દે છે. આવાં ઘરોમાં પગ મૂકવાથી નફરત પયદા થાય છે. એટલેજ તો લાચારીએ મારે કહેવું પડયું કે, તમારી બેગમ ભૂંડી ને બદસુરત છે."

"ઠીક ત્યારે અસલ બાબત આમ હતી? હું સમજ્યો!"

આમ કહીને રશીદ પોતાના દોસ્ત અનવરને વળગી પડયો.

# મુબારક હો! મુબારક હો!

મુબારક હો નયા યે ઝિન્દગાની મેં કદમ રખના!
મુબારક હો મુબારક હોં નએ ઘર મેં કદમ રખના!
સદા રકસાં બહારેં હોં જબીને-"મિહર બાનુ" પર!
મુસર્રત ગીત ગાતી હો રૂખાએ-બખ્તે-બાનુ પર!
મુસર્રત કા યે અહદે-નવ મુબારક હો મુબારક હો!
શરીકે-ઝિન્દગી બનના, મુબારક હો મુબારક હો!

હરા નખ્લે તમન્ના હો, ચલે અયસી હવા દાઈમ!
ફિઝા કો સાઝગારે મહેરબાં, રખ્ખે ખુદા દાઈમ!
સુહાની હર સુબહ આએ, ખુશીકા જામ લે લે કર!
ઓર અપને સાથ રંગીની કો આએ, શામ લે લે કર!
મુસર્રત કા યે અહદે-નવ મુબારક હો મુબારક હો!
શરીકે-ઝિન્દગી બનના, મુબારક હો મુબારક હો!

નિગાહ સે દૂર હો લેકીન, મેરે દિલ મેં નગીં તુમ હો!
જુદા તો હો મગર, ફિર ભી, ખિયાલોં મે મકીં તુમ હો!
ભુલા દોગી ખુશી મેં કયા, શમીમે ઝાર કુ દિલ સે!
તુમ્હારી યાદ લેગી ચુટકીયાં આ આ કર મેરે દિલ સે!
મુસર્રત કા યે અહદે-નવ મુબારક હો મુબારક હો!
શરીકે-ઝિન્દગી બનના, મુબારક હો મુબારક હો!

—: અઝ— શમીમા બાનુ "શમીમ" :—



# બેટાનો તમાચો

અરબી ભાષાના સુપ્રસિધ્ધ સાહિત્યકાર અને વાર્તા લેખક

યૂસુફસ-સબાઇની એક અરબી વાર્તા ગુજરાતી પોશાકમાં

ઉર્દુ અનુવાદ :—અતિય્યહ ખલીલ અરબ

ગુજરાતી :—મિસ સીન. અલિફ. હે.

**સ**વારનો સુહામણો સમય હતો. હું મારા દવાખાનામાં બેસીને દર્દીઓને તપાસી રહયો હતો. અચાનક પાતળા બાંધાની, સુંદર દેહની એક રૂપાળી જવાન છોકરી દવાખાનામાં દાખલ થઈ, તેણે લીલા રંગનો મનહર પોશાક પહેરેલો હતો. આવતાંજ ગંભિર સ્વરે તે બોલી, "અસ્સલામુ અલયકુમ ડોકટર સાહેબ !"

"વઅલય-કુમુસ-સલામ, પધારો ખાતૂન! કૃપા કરી ત્યાં પેલા સોફા પર થોડી વાર બેસો!"

બીજા દર્દીઓથી પરવારીને મેં તેને પૂછ્યું, 'શું તકલીફ છે આપને, ખાતુન ?"

તેણે જવાબ આપવાને બદલે પોતાનો નાઝુક-નમણો હાથ પોતાના ડાબા ગાલ પર મૂકયો ને કાન પર આંગળીઓ ફેરવવા લાગી. જાણે દર્દની જગ્યા શોધતી હતી. પછી થાકેલા સ્વરે બોલી, "અહીં ડોકટર સાહેબ! આ જગ્યાએ દર્દ થાય છે, જીવલેણુ દર્દ. એવું દર્દ જેના ચિતાર માટે મને શબ્દો જડતા નથી."

હું તેને તપાસવા લાગ્યો. લાંબી અને બારીક તપાસને અંતે મારી હયરતનો પાર નહિ રહયો. તે એકદમ સાજી સમી હતી. તકલીફનું કોઈ ચિન્હ મને દેખાતું ન હતું. દર્દનો હળવો ઈશારો સુધ્ધાં માલુમ પડતો ન હતો. હું મારી કુરસી પર જઈને બેસી ગયો. તે મસ્તક ઢાળીને ઉદાસ ચેહરે સોફા પર બેસી ગઈ. મારી હયરતનો પાર ન હતો, મેં કલમને કાગળ પર મૂકતાં કહયું,

"ખાતુન! આપ તદન સાજી સમી છો. હું પુરી ખાતરીથી કહુ છું કે, મને કોઇ એવી નિશાની નથી દેખાઈ, જે આપને માટે તકલીફનું કારણુ હોય, છતાં આપના સંતોષ ખાતર કહીશ કે આમ દર્દની જગ્યાનું એકસ-રે પડાવી લો અને પછી રિપોર્ટ લઈને મારી પાસે આવો!"

"મારી વાત સાંભળીને તેના પર નિરાશા છવાઇ ગઇ. તે લાગણીવશ થતાં બોલી પણુ ડોકટર સાહેબ! મારી બીમારી ગંભિર બનતી જાય છે.

દર્દના વારંવાર દવરા પડે છે. મારી સહન શકિત જવાબ આપતી જાય છે. અગાઉ હફતામાં એક વાર દવરો પડતો હતો હવે નિશદિન મૃત્યુનો ફરિશ્તો પોતાનું ડાચું ખોલીને ઉભેલો દેખાય છે.

"સાહેબ! ખુદાને માટે કોઈ દવા આપો, એવી દવા જે દર્દને જડમૂળથી ઉખેડી નાખે. મારી વેદના ને બેચેનીનો પાર નથી."

કયા પ્રકારની બીમારી છે તેજ હું પારખી નહિ શકયો તો દવા શું આપતે? મગર દવા આપ્યા વિના બીજો રસ્તો પણ દેખાતો ન હતો. મે તેના માનસિક સંતોષ માટે એક એવી દવા લખી આપી જે લાભદાયી ન નિવડે તો હાનીકારક પણ ન હતી.

ફવઝિયા દવા લઇને ચાલી ગઈ થોડા દિવસ બાદ એકસ-રે નો રિપોર્ટ લઈને પાછી દવાખાને આવી. આ વેળા તે અગાઉ કરતાં વધુ નબળી ને નિર્બળ લાગતી હતી.

મેં એકસ-રે નુ ખૂબ બારીકીથી નિરીક્ષણ કર્યું. રોગની નિશાનીનો દૂર દૂર સુધી પતો ન હતો. મેં કહ્યું, "ખાતૂન! યકીન રાખો. આપ એકદમ સારી છો. કોઈ પણ પ્રકારના રોગનો અંશ સરખો નથી. એકસ-રે બિલકુલ સાફ છે. કોઈ દાગ કે ધબ્બો દેખાતો નથી. રિપોર્ટ પણ સંતોષકારક છે. આપ તદન સાજીસમી છો."

"હું એકદમ સાજીસમી છું?" તે ચીસ પાડતાં બોલી ઉઠી.

"હા...આપ વહેમનો શિકાર થઈ પડી છો. આપને તો ખબર છે કે દુન્યામાં વહેમનું ઓસડ નથી!"

"વહેમ...ડોકટર સાહેબ! આપ આ શું બોલો છો?" તે દાંત કચકચાવતી બોલી, "હું તંદુરસ્ત છું...કાલે તો મને દવરો પડયો હતો. જીવ નીકળી જવાની અણી પર હતો. મનમાં તો થયું કે આપઘાત કરી લઉં. મુજ દુખિયારી પર રહમ કરો ડોકટર! મને બચાવી લો. હું હમણાં મરવા નથી માંગતી. હું આપની પાસે દયાની ભીખ માગું છું. મારી બીમારી પારખો ને મને આ ભયંકર અઝાબમાંથી છોડાવો!"

હું ગભરાઈને ઉભો થઈ ગયો. મારાથી તેની કરૂણ દશા જોવાતી ન હતી. મેં ફરીવાર કલમ ઉપાડીને એક દવા લખી આપી. હવે આ વાતમાં જરાયે શક ન હતો, કે ફવઝિયાના મસ્તક પર વહેમનો ભૂત ચઢી બેઠો છે. વહેમનો ઇલાજ વહેમથીજ થઈ શકે. આ વેળા મેં એક તેલનું નામ પણ લખી દીધું અને તેના સંતોષ ખાતર કહી દીધું કે તેલની બરાબર માલિશ કરીને કપડું લપેટી લે. હવે તે કંઈક શાંત દેખાતી હતી. થોડીવાર બેસીને ચાલી ગઈ.

ફ્રવઝિયા ચાલી ગઇ પણ મને વિચારના સાગરમાં ડુબાડતી ગઈ. કાશ ! હું તેની કંઇ મદદ કરી શકતે ! એક ડોકટર તરીકે ઇન્સાનિયતની સેવા મારો ધર્મ હતો. દર્દીઓની ચાકરીને હું મારી સર્વોપરિ ફર્જ સમજતો હતો. એટલેજ તો મારી લાચારીનો મને ભારે સદમો હતો. આ દુખી ઓનો મારી પાસે કોઈ ઇલાજ ન હતો. મારી જગ્યાએ કોઇ લોભીયો ડોકટર હોત તો તેના માટે આ ઘી કેળાનો પ્રસંગ હતો. ઉલ્ટી સીધી દવાઓ આપીને સારી જેવી કમાણી કરી લેતે, પણ મેં તો મારી ડોકટરી ઝિન્દગીનો પાયોજ માનવ સેવાના નિયમ પર રચ્યો હતો. આજે દસ વરસથી મારો એજ સિધ્ધાંત હતો.

બીજે દિવસે હું દવાખાનામાં બેઠેલો હતો. અચાનક ટેલીફોનની ઘંટડી રણુકી ઉઠી રીસીવર ઉપાડીને કાને મૂકયું. સામેથી કોઈ મોટી ઉમરની સ્ત્રી ગભરાયલા સ્વરે બોલતી હતી, ' ડોકટર સાહેબ ! જલ્દી આવો. ઉતાવળ કરો. મારી શેઠાણીને દવરો પડયો છે. ખુદાને માટે અબઘડી આવો !"

તેણે સરનામું આપ્યું, ૧૯ મુહંમદઅલી પાશા રોડ,

મુસ્તુફા અહમદની હવેલીમાં.

મેં હવેલીનું નામ સાંભળ્યું તો મને યાદ આવ્યું કે, આ તો શહેરના સૌથી મોટા તવંગર અને શાહ સોદાગરની હવેલી હતી. પણ અંગત રીતે આ નેકદિલ વેપારી સાથે મારી કોઈ ઓળખાણ ન હતી. મેં દવાખાને આવેલા દર્દીઓની ક્ષમા યાચી ને કારમાં બેસીને ઉપડી ગયો.

મુસ્તુફા મેન્શનના ફાટક પર મારી કાર અટકી. તરત એક દરબાને આગળ વધીને ફાટક ખોલી દીધો. અંદર બીજો નોકર મળ્યો. તેણે મારી હેન્ડબેગ પોતે ઉપાડી લીધી, ને સાથે સાથે ચાલવા લાગ્યો. બીજે માળે વેઈટીંગ રૂમ હતો. નોકરે મારા આગમાનના સમાચાર આપ્યા એક ડોશીમા કાળો દુપટટો ઓઢીને બહાર નીકળી. મેં તરત ઓળખી લીધી કે, એણેજ મને ફોન કર્યો હતો. ડોશીએ ભારે માનપાનથી મારો સત્કાર કર્યો. પછી બોલી, "મેં આપને તસ્દી આપી ડોકટર સાહેબ ! મુઆફ કરજો. ઉફ ! આપ તેની હાલત જોઇ લેતે તો આપને પણ કમકમીયાં આવી જતે. હમણાં થોડી પળો પહેલાં તેનો દવરો શમ્યો છે."

આ પ્રકારની વાતો કરતી તે મને ત્રીજે માળે લઈ ગઈ. હું રૂમને બારણે ઉભો રહી ગયો. સામે ફ્રવઝિયા હતી. તેની હાલત અત્યારે પણ કફોડી ને દયાજનક હતી. ચેહરો એકદમ પીળો પડી ગયો હતો. હોઠો સુકાઈ ગયા હતા. તેની ખુબસુરત આંખો અર્ધી ખુલ્લી હતી. થોડીવાર

માટે તો હું પત્થર બની ગયો. મને લાગ્યું, જાણે તડપતો આત્મા માટીના દેહમાંથી પલાયન થઇ ગયો છે. તેની પથારી ચુંથાઈ ગઈ હતી. તકિયા અને ચાદર વેર વિખેર હાલતમાં પડેલાં હતાં.

મેં આગળ વધીને તેની નાડ તપાસી. બહુ મંદ ગતિએ ચાલતી હતી. તેનો હાથ બરફનો ટુકડો લાગતો હતો, સફેદ અને ઠંડો. મેં "ફર્સ્ટ-એડ" તરીકે બે ઈંજેકશનો આપ્યાં, ને તેને ભાનમાં લાવવાની કોશિશ કરવા લાગ્યો. તેના અવયવોમાં ખેંચ હતી થોડી વાર બાદ તેણે આંખો ઉઘાડી દીધી. પ્રબળ વેદનાનો પ્રભાવ તેની આંખોમાં પણ હતો. તેની આંખોમાં દર્દ હતું. ફરિયાદ હતી, કાકલુદીઓ હતી. તેના હોઠ હાલ્યા. મેં સાંભળ્યું, તે કહેતી હતી, 'ડોકટર સાહેબ! મારે માટે કંઈ કરો. ખુદાને માટે કંઇ કરો. કોઈ પણ ઈલાજ કરો."

પછી તેણે પોતાનો હાથ ડાબા ગાલ પર મૂકતાં કહયું, "અહીં દર્દ છે. એને ધારદાર છરીથી ચીરી નાખો! કાપીને ફેંકી દો એને ડોકટર સાહેબ! આ ધગધગતા અંગારાને મારા ચેહરાથી કાઢીને ફગોટી દો. તમે ડરો નહિ. મારો ચેહરો કદરૂપો અને બિહામણો બની જાય તેની મને જરાયે પરવા નથી. ખુબસુરતી અને રૂપને ટકાવી રાખવાની મારી જરાયે ઈચ્છા નથી. મારે તો બસ શાંતિ જોઈએ. ઉઠો ડોકટર સાહેબ! ઉભા થાવ. વિચાર શું કરો છો? અત્યારે ને અબઘડી એને કાપીને ફેંકી દો!"

મેં જલ્દીથી કહ્યું, "ખાતૂન! થોભો, ધીરજ ધરો. એને કાપવાની જરૂર નથી. અલ્લાહ પર ભરોસો રાખો. તેણે ચાહયું તો દવાથી સારૂં થઈ જશે."

"ના, હું નહિ થોભું. મારી ધીરજ ખુટી ગઈ છે, હું આપઘાત કરી લઈશ. તમારે મને જીવાડવી હોય તો અબઘડી ઉઠો, ને મારે માટે કંઈ કરો!"

મારી માન્યતામાં જે સારામાં સારી ને કીમતીમાં કીમતી દવા હતી તે મેં તેને આપી. પરંતુ થોડીકજ પળો પસાર થઈ હશે ત્યાં તો ફરીવાર તેને રોગનો ઉથલો આવી ગયો. મારી દસ વરસની પ્રેકટીસમાં આટલું કરૂણ દ્રષ્ય મેં કદી જોયું ન હતું. સાચું કહું છું અગર મને ખુદાનો ખવફ અને કાનૂનનો ડર ન હોતે તો હું મારા હાથથી તેને કત્લ કરી નાખતે, ને આ ભયંકર અઝાબમાંથી તેને છોડાવી લેતે.

વૃધ્ધ ડોસી રડતાં રડતાં કહેવા લાગી, "દયાળુ ડોકટર! કોઈ પણ ઉપાયે મારી શેહઝાદીને બચાવો !"

હું મસ્તક નમાવીને થોડીવાર વિચારતો રહયો. પછી મેં બીજું એક ઈંજેક્શન ભોંક્યું. હવે ઉથલો શમી ગયો હતો. તે ચુપચાપ પોતાની પથારી પર નિર્જીવ અંગ પેઠે પડેલી હતી. તેની આંખો બંધ હતી. હું રૂમમાંથી નીકળી ગયો. હજી તો હું નીચે ઉતરીને આ સુંદર મહેલના બગીચામાંથી પસાર થતો હતો ત્યાં તો ભયાનક ચીસો મારા કાનોમાં અથડાવા લાગી. મારા કદમ અટકી ગયા. ચીસો લગાતાર બુલંદ થતી હતી. હું ઉતાવળ ને ગભરાટમાં ચાર ચાર પગથિયાં ફલાંગતો ઉપર ચઢી ગયો. ફર્વાઝયા પાણી વિનાની માછલી પેઠે તરફડીયાં ખાતી હતી. તેણે તકિયાના ગિલાફોને પોતાના દાંતોથી ચુંથી નાખ્યા હતા, ને હવે પોતાનો ચેહરો નોચી રહી હતી. દુખ અને વેદનાના અતિરેકથી તેની આંખો બહાર નીકળી પડી હતી. તે પોતાના નખો પુરા બળથી પોતાના ડાબા ગાલમાં ખોસી દેવા માગતી હતી.

આહ ! હું કશું કરી શકતો ન હતો. આ દુખીયારી સ્ત્રીની વારંવારની કાકલુદીઓ છતાં હું તેને આ જીવલેણ અઝાબમાંથી છોડાવી શકતો ન હતો. હું તેની નઝદીક ગયો. ઝૂકીને તેને જોવા લાગ્યો. હવે રોગનો દવરો છેલ્લી સપાટીએ હતો. ફર્વઝિયા એક જીવ વિનાની લાશ પેઠે ઠંડી અને ખામોશ હતી. જેવું જ તેને ભાન આવ્યું, કે તેની પહેલી નઝર મારા ઉપર પડી. તેણે ગાંડા માણસ પેઠે મારો હાથ ઝાલી લીધો. પછી દર્દનાક સ્વરે બોલી "ડોકટર ! હું તમને નહિ છોડું. તમારે મારું ઓપ્રેશન કરવુજ પડશે. મારો ગાલ આગના અંગારા પેઠે બળી રહયો છે. એને કાપીને ફેંકી દો !"

હું ઓપ્રેશન વિષે ગંભિરતાથી વિચાર કરવા માગતો હતો. એવા ઇરાદે ઉભો થઈ ગયો કે ઓપરેશનના હથિયારો લઈ આવું અને કોઈ બીજા દાકતરની પણ સલાહ લઈ લઉં. બીજા માળના પગથિયાં વટાવતો ધૂનમાં ને ધૂનમાં જતો હતો ત્યાં પેલી વૃધ્ધ દાસીએ મને હાંક મારી. તે મારી નઝદીક આવી મને ચૂપકેથી બીજા રૂમમાં લઈ ગઈ. તેણે મને વિનંતિ કરી કે હું બીમારીના અસલ કારણ સંબંધી તેની વાત સાંભળું; તે એક ભેદ પરથી પરદો ઉંચકવા માગતી હતી. વાતનો આરંભ કરતાં તે કહેવા લાગી,

"ડોકટર સાહેબ ! ઓપ્રેશનની મુદ્દલ જરૂર નથી. એનાથી જરાયે લાભ નહિ થાય. ખરૂં કહું તો ઓપ્રેશન પછી પણ આ બીમારી મટવાની નથી. વગર લેવેદેવે તેનો ચેહરો બિહામણો ને ભૂંડો બની જશે. હું એના રોગનું અસલ કારણ જાણું છું. સાંભળો, ફર્વઝિયાને એક તમાચાને કારણે આ બીમારી લાગુ પડી છે........"

"શું કહ્યું તમે ? તમાચો.......? કેવો તમાચો......?" મેં ભારે નવાઈથી પૂછ્યું.

તે બોલી, "જી હા, સરકાર ! આ તમાચો તેના બાળકે લગાવી દીધો હતો."

"શું એનું કોઈ બાળક પણ છે ?"

"જી હા, એને બાળક પણ છે ને એનો પતિ પણ છે. ફ્વઝિયાએ એ બંનેને તરછોડી કાઢયા છે. ગુસ્સા અને ઉશ્કેરાટમાં નહિ, પણ નાદાની અને જવાનીના જોશમાં બંનેને લાત મારી દીધી છે. મારી જવાન અને રૂપાળી શેઠાણી એટલે ફ્વઝિયા બહુ લાડ પ્યારના વાતાવરણમાં ઉછરીને મોટી થઈ છે. એ બહુ ઉંચા ને આબરૂદાર ખાનદાનની છોકરી છે. એનો બાપ હવે મરી ગયો જે મારો શેઠ હતો. તેણે પોતાની પત્ની અને આ નવાઈની દીકરી માટે બે હિસાબ દવલત અને માલ મિલ્કત ઉપરાંત, શરાફત, નેકી તથા ઈન્સાનિયતનો વારસો પણ છોડયો હતો. ફ્વઝિયા મોટી થઈ તો, માએ એને પોતાના મનપસંદ જવાન સાથે શાદી કરી લેવાની પરવાનગી આપી દીધી. ફ્વઝિયાએ આ પરવાનગીનો લાભ લઈને એક જવાનને ચુંટી કાઢયો, જે એનાજ જેવો રૂપાળો, માલદાર ને ખાનદાની હતો. શાદી થઈ ગઇ ને ફ્વઝિયા ભાવીના સુંદર સ્વપ્ના સેવતી પતિને ઘેર સીધાવી ગઈ. એનું લગ્ન-જીવન ઈર્ષા ઉપજાવે તેટલું સુખી હતું. બંને એક મેક પર દિલોજાનથી ફિદા હતાં. એમનું ઘર જન્નતના નમૂના જેવું હતું. એ દરમ્યાન ફ્વઝિયાને ખુદાએ એક સુંદર ને તંદુરસ્ત બેટો આપ્યો. કોઈના ગુમાનમાં પણ ન હતું કે આ સુખી અને આબાદ ઘર આટલું જલ્દી બરબાદીને આરે પુગી જશે. એના પતિનો એક દોસ્ત ફિરોઝ નામે હતો. એ પુરો શયતાન હતો. એમ કહો કે શયતાન ફિરોઝનું રૂપ ધારણ કરીને એના ઘરમાં દાખલ થઈ ગયો. મારી નિર્દોષ ભોલીભાલી બેટી એના જુઠા પ્રેમના ઝહેરમાં બુઝેલા તીરનો શિકાર થઇ પડી. ફિરોઝ શાઈર હતો, સાહિત્યકાર હતો. લંડનની ઉચ્ચ ડિગ્રીઓ મેળવીને આવ્યો હતો. પણ પુરો ફિતુરી ને ધોકાબાઝ હતો. ફ્વઝિયાના પતિથી કોઈ પણ રીતે ચઢીયાતો ન હતો.

સરકાર ! હું મારી બેટીને બચપણથી ઓળખું છું. મેં એને મારૂં લોહી દૂધના રૂપમાં પાયું છે. મેં એને મારી ગોદમાં ઉછેરી છે ને મારા ખોળામાં રમાડીને મોટી કરી છે. હું એની પવિત્રતા ને પાકદામનીની

કસમ ખાઈ શકું છું. હું ચોક્કસ જાણું છું કે એ પોતાના પતિને દિલોજાનથી ચાહતી હતી. પણ અફસોસ શયતાને અચાનક એને બહેકાવી મૂકી. આપ તો જાણો છો કે શયતાન ઈન્સાનનો જુનો ને જાણીતો દુશ્મન છે હવે મારી બેટીના મસ્તક પર અક્કલને બદલે બેવકૂફીએ કબ્જો જમાવી લીધો. તેના શાંતિભર્યા જીવનમાં અશાંતિનો દાવાનળ સળગી ઉઠયો.

સરકાર ! એને મુહબ્બતે નહિ, વાસનાના ભૂતે બહેકાવી હતી. ઈન્સાન એક ન એક દિવસે શયતાનની જાળમાં સપડાઈ જાય છે. પછી તે શયતાનના અખ્તરાઓનું રમકડું થઈ પડે છે પરંતુ સૌથી મોટો શયતાની અખ્તરો તે છે જે આપણા સુખી જીવનની બુન્યાદો હચમચાવી નાખે !

અગર એની આ ભૂલ શાદી પહેલાં થઈ હોત તો એનો આસાન રસ્તો શાદીના રૂપમાં નીકળી શકતો હતો. પરંતુ હવે—જ્યારે કે ન માત્ર એની શાદી થઈ ચૂકી હતી, બલકે એ એક પુત્રની મા પણ બની ચૂકી હતી—આ સિવાય બીજો રસ્તો ન હતો કે પોતાના વફાદાર ખાવિન્દને લાત મારી દે અને સાથે જ પોતાના જિગરના ટુકડાને પણ લાત મારી દે. આ તે મુસીબત હતી જેની સાથે બીજી મોટી મુસીબતો તેની રાહ જોતી હતી.

ડોકટર સાહેબ ! હું મારી બેટીને સારી રીતે ઓળખું છું. તે બહુ મક્કમ વિચારની અને સાફ દિલની છે. આ ભૂલ વેળા પણ ચોરીછુપીથી કોઈ કામ કરવા પહેલાં તેણે પોતાના પતિને સાફ શબ્દોમાં સુણાવી દીધું કે મારે તલાક જોઈએ છે. વફાદાર પતિના દિલ પર જાણે વીજળી તૂટી પડી. તેનું ઘર તબાહ થઈ રહ્યું હતું. છતાં તેણે પણ વીર પુરૂષોને છાજે તેવી હિંમત અને બહાદુરીથી કામ લીધું. તેણે ફવઝિયાને રોકડું પરખાવી દીધું કે આજથી બાળક પર તારો કોઈ તરહનો હક રહેશે નહિ. આ શર્ત કબૂલ હોય તો અબઘડી તલાક લખી આપું ! ફવઝિયાએ આ શર્ત મંઝૂર કરી લીધી. અહમદે તેજ વેળા તેને તલાકનામું લખી આપ્યું. ફવઝિયાની આંખો પર શયતાની પર્દો પડી ગયો હતો. વાસનાનો ભૂત તેના મગજ પર ચઢી બેઠો હતો. મનની મેલી લાગણીઓના પ્રવાહમાં તણાઈ જઈને તેણે પોતાના જિગરના ટુકડાને પણ લાત મારી દીધી.

હવે તેણે નવા જીવનમાં પગલાં પાડયાં હતાં. હકીકતને છોડીને ખ્વાબોની રંગીન દુન્યામાં મહાલવા લાગી હતી......પણ......જૂઠા પ્રેમની લાગણીઓનું વંટોળિયા જેવું તુફાન જેટલા ઘસારાથી ચઢયું હતું તેટલાજ ઘસારાથી ઓસરી પણ ગયું. અંતે તેજ થયું જેની મને ધાસ્તી હતી. મેં વારંવાર તેને સમજાવવાની કોશિશો કરી હતી.

હવે તે પોતાની આ મોજશોખની જિન્દગીથી કંટાળો અનુભવવા લાગી. પેરીસની રંગીન રાતોના સોહામણા ખ્વાબ અને શાનદાર ભવિષ્યના સુંદર મહેલ કડડભૂસ થવા લાગ્યા. એક ઐયાશ અને વિલાસી શયતાન તેના જીવનનો રસ નીચોવી રહ્યો હતો. તેને એવું લાગ્યું, જાણે કોઈ એ તેને પહાડની ટોચ પરથી ગબડાવી મૂકી છે. તેની જિન્દગી યાતનાઓ અને ઝંઝાવાતોની તસ્વીર બની ગઈ. તે એક એવા ઝાડ સમાન હતી જે અચાનક પાનખરનો ભોગ થઈ પડયું હોય. છેવટે એક પળ એવી પણ આવી જ્યારે તે ફિરોઝ પાસેથી તલાક લઈને પારાવાર પસ્તાવાઓની લાગણીઓ સાથે પોતાના બાપને ઘેર આવી ગઈ. ઘરમાં હું હતી ને એની મા હતી. નસીબની બલિહારી જુઓ. થોડા દિવસ બાદ એની માનો સાયો પણ ઉડી ગયો. આબરૂદાર ડોશી હતી. બેટીના અવળાં પગલાંનો ઘા સહ્‌ન ન કરી શકી માંદી તો ત્યારથી પડી ગઈ હતી જ્યારે એ પોતાના યાર સાથે પેરીસ ચાલી ગઈ હતી. પતિને ખોયો. પુત્રને ખોયો. ખાનદાની આબરૂના કાંકરા કીધા. પોતે મુસીબતમાં પડી. એક મા હતી તે પણ જુદાઈનો દાગ આપી ગઈ. હવે આટલા મોટા ઘરમાં હું અને ફ્વઝિયા એકલાં અટુલાં રહી ગયાં."

ઘરડી દાસીની આંખો ભૂતકાળના ઝરૂખામાંથી ઝાંખી રહી હતી. તેણે આંસુ લુંછતાં કહ્યું, આટ આટલું છતાં ફ્વઝિયાએ કદી શબ્દ સરખો ફરિયાદનો ઉચ્ચાર્યો નહિ. તેનું સ્વમાન અભિમાનની હદ સુધી પહોંચેલું હતું, પણ ડોકટર સાહેબ! મેં એને મારા ખોળામાં રમાડી છે. શું હું એની ઉદાસીનું કારણ જાણતી ન હતી? હું અચ્છી રીતે જાણતી હતી કે એની ખૂબસુરત આંખો કેમ આંસુભીની રહે છે! એનો ગુલાબના ફૂલ જેવો શાદાબ ચેહરો કેમ કરમાયલો રહે છે! તે દિન-બ-દિન કેમ નિર્બળ બનતી જાય છે! તે પોતાની રેશમ જેવી નરમ સુંવાળી પથારી પર શા માટે બેચેનીથી પાસાં ફેરવતી રહે છે!

હા, સરકાર! હું સારી રીતે જાણું છું. તે પોતાના એકના એક ખોવાઈના દીકરાને શોધે છે. પોતાના વફાદાર પતિનો નિર્મળ પ્રેમ તેને યાદ આવે છે તે ગયરતદાર છે, ટેકીલી છે, સ્વમાની છે. પોતાની જાન આપી દેશે પણ પોતાની ભૂલપર પસ્તાવો કરીને કદી તેને બારણે નહિ જશે.

હું એક દિવસે એના પતિને ઘેર ગઈ. મેં તેને ફ્વઝિયાના મરહૂમ બાપનો વાસ્તો આપીને કહ્યું, "બેટા અહમદ! ફ્વઝિયા પર રહમ ખા,

ફક્ત તેના બેટાનો ચેહરો એક વખત તેને જોઈ લેવા દે !" પણ તે એકનો બે થયો નહિ. પોતાના નિર્ણય પર મકકમ હતો. તેણે મારી વિનંતિને હુકરાવી દીધી, ને સાથે એમ પણ કહી દીધું કે "ડોશીમા ! હવેથી આવી માગણી લઈને કદી મારે બારણે આવવુ નહિ !" હું બળતા દિલે ને રડતી આંખે ત્યાંથી ચાલી આવી. મેં ફ્વઝિયાને આ બનાવની જાણ નહિ કરી. તે જરૂર મને બુરૂંભલું કહેતે.

સમય પસાર થતો ગયો. બાળકને જોવાની તમન્ના પ્રબળ બનતી ગઈ. અંતે એક દિવસે ફ્વઝિયા મારી પાસે આવી. નિરંકુશ રીતે મને વળગી પડીને રડવા લાગી. હું તેનું મનદુખ પામી ગઈ. તે આ રીતે મારી મમતાને જગાડીને પોતાના બાળકની મમતાનું મને ભાન કરાવવા માગતી હતી. મેં તેને પ્યાર કરતાં કહયું, મારી દીકરી ! ધીરજ ધર ને સબરથી કામ લે. હું જરૂર તારૂં બાળક તને દેખાડી દઈશ. બસ, પોતાની જાતને સાચવ, ને નકામો બળાપો ન કર.

હું સાચી વાત બતાવીને તેનું દિલ દુખવવા માગતી ન હતી. એક તદબીર મારા ધ્યાનમાં આવી. સાપ પણ મરે ને લાકડી પણ નહિ તુટે. ફ્વઝિયાની તમન્ના પણ પુરી થાય, અહમદને પણ ખબર નહિ પડે.

મને તે સ્કૂલની ખબર હતી જ્યાં અદનાન ભણવા જતો હતો. એક દિવસે હુ પોશાક બદલાવીને ફ્વઝિયાને ત્યાં લઈ ગઈ. છુટટી બાદ સ્કૂલના બાળકો ફાટકમાંથી નીકળવા લાગ્યાં. મેં ફ્વઝિયાને ઈશારો કર્યો, ને અદનાનને હાંક મારી. અદનાન પોતાનું નામ સાંભળીને ચમકયો ને પછી અમારા તરફ આવવા લાગ્યો. નઝદીક આવીને તે અમને હયરત ભરી નઝરે જોવા લાગ્યો. ફ્વઝિયા તેને જોતાં જ ખુશ થઈ ગઈ. ખુશાલીના આવેશમાં ધ્રુજવા લાગી. તેણે ધડકતા દિલે કહયું, "મારો દીકરો મોટો થઈ ગયો છે !"

પછી તેણે પોતાનો કાબૂ ગુમાવી દીધો. પાગલ પેઠે ધસી જઈને અદનાનને સીના સાથે ચાંપી લીધો, ને મમતાના જોશમાં ચુમીઓ પર ચુમીઓ આપવા લાગી. અદનાન આ અણધારેલી "આફત" થી મુંઝાઈ ગયો, ને તેની પકડમાંથી છુટવાની કોશિશ કરતાં બોલ્યો, "તમે કોણ છો......કોણ છો તમે ?"

"હું તારી મા છું......તારી મમ્મી મારા લાલ !"

"મારી મા......મારી મમ્મી...... !"

"હા, તારી મા......તારી મમ્મી......મારા કલેજાના કકડા !"

"હું......મારી મા !" અદનાને આમ કહીને તિરસ્કાર અને નફરતથી મોઢું બગાડયું, ને સાથે જ તેનો હાથ હવામાં ઉંચો થયો, ને તડાક લઈને ફવઝિયાના ગાલ પર એક તમાચો લગાવી દીધો, ને પછી ધિક્કારથી બોલ્યો, "તું મારી મા છે ? હું તારૂં મોં જોવા નથી માગતો. હું તને ધિક્કારૂં છું. મારી મા તો મરી ગઈ. કાળું કરી જા અહીંથી......" અદનાન માની પકડમાંથી છુટીને સીધો તે ગાડીમાં બેસી ગયો જે તેને લેવા આવી હતી.

બદનસીબ ફવઝિયા પર મુસીબતનો ડુંગર તૂટી પડયો. તે એકવાર ફરીથી દર્દની તસ્વીર બની ગઈ. ત્યાંથી તે વીલે મોઢે ચાલી આવી. તેના દિલમાં મમતાની આગ લાગેલી હતી. તેના જિગરમાં પુત્રના પ્યારનો દાવાનળ સળગેલો હતો. તેના મગજમાંથી દર્દના તણખા ઝરતા હતા. બસ, તે દિવસથી જ તેને ચુપ લાગી ગઈ. તે પોતાના રૂમમાંથી બહુ જ ઓછું નીકળતી હતી. ખાવુંપીવું પણ નામનું જ રહી ગયું.

અચાનક એક દિવસે તેને રોગનો દવરો પડયો. તે ફેફરાંના દર્દી પેઠે પછાડીયાં ખાવા લાગી ને પાણી વિનાની માછલી પેઠે તડપવા લાગી. વારંવાર પોતાના તે ગાલને હાથથી દબાવતી હતી, જ્યાં અદનાનનો તમાચો પડયો હતો. તે દિવસ અને આજનો દિવસ......પછી તો આ દવરા તેને વારંવાર પડવા લાગ્યા. શું ડોકટર સાહેબ ! હજી યે કોઈ ઓપ્રેશનની જરૂર છે?" "ના" -- મેં નકારમાં માથું ધુણાવી દીધું, ને કોઈ જવાબ આપ્યા વિના રૂમમાંથી નીકળી ગયો. મગજ તરહ તરહના વિચરોથી ચકડોળે ચઢયું હતું. ફવઝિયા એક માનસિક રોગી હતી. એનો ઈલાજ દવાદારૂથી નહિ થઈ શકે. એને દવાની નહિ માનસિક ઈલાજની જરૂર હતી. એને ડોકટરની નહિ શાંતિની જરૂર છે. અને શાંતિ........આ શાંતિનો શબ્દ એક પ્રશ્ન ચિન્હ તરીકે આંખ મચોલી ખેલતો હતો.

હું માત્ર ડોકટર જ નથી, એક ઈન્સાન પણ છું. એવો ઈન્સાન જેનું દિલ માનવતાની લાગણીઓથી ભરપુર છે. મારે એની મદદ કરવી જોઈએ. એની મદદ કરવી તે માનવતાની મદદ છે. આ તો એક જાન ને બચાવવાનો ગંભિર પ્રસંગ છે. ઈન્સાની જાનનું રક્ષણ મારી સર્વોપરિ ફર્ઝ છે. હું જરૂર એની મદદ કરીશ.

આજે હું દવાખાનેથી જલ્દી પરવારી અહમદને ઘેર જઈ પહોંચ્યો. એની મુલાકાતથી મને અંદાઝો થયો કે એ સારો માણુસ છે. એક સમજદાર, ઠરેલ ને ઠાવકો માણુસ છે. મેં જરાયે એચપેચ વિના ચોકખા શબ્દોમાં પુરો બનાવ કહી સંભળાવ્યો.

તે બોલ્યો, "ડોકટર સાહેબ ! તમે મારાથી શું ચાહો છો ?"

મેં કહયું, "અહમદ ભાઈ ! તમે મોટું મન કરીને તેને મુઆફ કરી દો. દુન્યામાં કોઈ ઈન્સાન એવો નથી જેનાથી ભૂલ ન થતી હોય. ભૂલ થવા બાદ તેને સીધો રસ્તો દેખાડી શકાય છે. ભટકતા જીવનને સીધી રાહ દેખાડવી તે માનવતાની મહાન સેવા છે. ગમે તેટલો મહાન ગુનેહગાર હોય, પસ્તાવાનો કાંટો એક દિવસે જરૂર તેના અંતરાત્માને વીંધી નાખે છે. એજ કાંટો અંતે તેને સીધા રસ્તા પર લઈ આવે છે. સાચા દિલથી પસ્તાવો કરનારને ખુદા પણ મુઆફ કરી દે છે. માટે તમારે પણ તેને મુઆફ કરી દેવું જોઈએ. તમારી પત્નીએ ભૂલ જરૂર કરી છે, પણ મારા દોસ્ત ! તમે ખોટું ન લગાડો તો એક વાત કહું. સાંભળો, એમાં અસલ ભૂલ તમારી થવા પામી છે......"

અહમદ—( વાત કાપીને ) "હેં......મારી ભૂલ ?"

"હા, તમારી ભૂલ......સાચું કહું તો ફત્વઝિયા કરતાં પણ તમારી ભૂલ મોટી છે. તમે પોતાના મિત્રને શરાફતનો નમૂનો સમજી લીધો. ખાનદાની અને સદાચારી સમજી લીધો. ખરૂં જોતાં એ માણુસ ઈન્સાનના રૂપમાં પુરો શયતાન હતો. બદમાશ અને ડાકુ હતો. તમે એની ચીકણી વાતો પર લપસી પડયા. પોતાની પત્નીને એની સાથે મળવાનો પ્રસંગ આપ્યો. શયતાન તો આવા મોકાની તાકમાં જ રહે છે. તેણે આ સોનેરી તક ઝડપી લીધી, ને નતીજા રૂપે તમારૂં સુખી ઘર બરબાદ થઇ ગયું. એટલાજ માટે તો આપણા રસૂલે પાક (સલ.) એ ફરમાવ્યું છે કે પારકા પુરૂષે પારકી સ્ત્રી સાથે મળવું નહિ. તમારી પત્ની ઘણી રૂપવાન ને પાક દામન છે. સંસ્કારી ને ગુણવંતી છે. પણ મારા દોસ્ત ! આ જગતમાં સેંકડો ઇન્સાનો શરાફતનો વેશ સજીને શયતાનનો પાઠ ભજવી રહયા છે. આવા ડાકૂઓથી ચેતીને નહિ રહીએ તો, ગમે તેવી પાક દામન સ્ત્રી તેઓની સોનેરી જાળમાં સપડાઈને પોતાની અસ્મત લુટાવી નાખે છે. યાદ રાખો, દરેક પીળી વસ્તુ સોનું નથી હોતી. ખયર, જવા દો. આ વિષય પર વધુ પીંજણ પીંજીને તમારો સમય બરબાદ

નહિ કરૂં. હવે તમે જ તેને સંભાળી શકો છો. તેની જાન ખતરામાં છે. તમે ચાહો તો તેને જીવતદાન આપી શકો છો. ઝમાનાના ચકકરે તેને શિક્ષા આપી દીધી છે. તેને સુધરવાની એક તક આપો. તેને પોતાની પાસે બોલાવી લો. ખુદ પોતાને ખાતર, પોતાના બાળકને ખાતર અને તડપતી માનવતાને ખાતર. હવે ગઈ ગુઝરી ભૂલી જાવ મારા દોસ્ત !"

અહમદ રડતી આંખે બોલ્યો, "પણ માની લો ડોકટર સાહેબ ! મેં તેને મુઆફ કરી દીધું તો યે એ તેના રોગની દવા તો નહિ બની શકે !"

મેં કહયું, "ભાઈ ! એનો ઈલાજ તમે મારા ઉપર છોડી દો. તમે બસ આટલું કરો કે તેને મુઆફ કરી દો !"

તે બોલ્યો, "ઓહ ડોકટર સાહેબ ! મેં તો તેજ વેળા તેને મુઆફ કરી દીધું હતું. આજ સુધી તેની જ મુહબ્બતને સહારે જીવી રહયો છું, ને તેનીજ યાદમાં તડપી રહયો છું. તેની નિશાની અદનાન છે, જેને એવડી મમતાથી ઉછેરી રહયો છું. આજ સુધી ફવઝિયા જ મારા દિલ અને મારા ઘરબારની માલિક છે. શાદી માટે એકથી અનેક ચઢીયાતી છોકરીઓ મને મળી શકતી હતી. હા, એક વાત બતાવો. તેને પાછી કેવી રીતે બોલાવું ?"

મેં કહયું, "બસ બસ ઠીક છે. હું પણ એ જ ઈચ્છું છું. બાકીનો મામલો મારા ઉપર છોડી દો. આટલું વધુ કરો કે તમે બાળકના દિલમાં ફવઝિયા વિરૂદ્ધ નફરત અને ધિક્કારની જે લાગણીઓ જન્માવી છે, તેનો કોઈ રીતે અંત આણો !"

"સાહેબ ! હું એ પણ કરી લઈશ."

હું ઉભો થયો ને શાંતિનો શ્વાસ લેતો ઘર તરફ રવાના થયો. બીજે દિવસે દવાખાને જઈને કુરસી પર બેઠો જ હતો કે ફોનની ઘંટડી રણકવા લાગી. રીસીવર કાને માંડયું. ફવઝિયાની વૃધ્ધ દાસી રડતાં રડતાં કહેતી હતી, " ડોકટર સાહેબ ! જલ્દી આવો. ફવઝિયા આપઘાત કરવા માગે છે."

મેં રીસીવર મૂકયું ને કાર લઈને સીધો અહમદને ત્યાં દોડી ગયો. મેં તેને અને અદનાનને સાથે લીધા. કાર હવા સાથે વાતો કરતી મુસ્તફા મેન્શને પહોંચી ગઈ. અમે ત્રણે ઉતાવળે પગથિયાં ચઢતા ઉપર દોડી ગયા. અત્યારે ફવઝિયાનો દવરો પોતાની ટોચે પહોંચેલો હતો. મેં દોડીને સૌથી પહેલાં તેનો કાન પકડી લીધો, જેને તે પોતાના હાથથી લોહીલુહાણ કરી ચૂકી હતી. પછી મેં અહમદને ઈશારો કર્યો. તે ફવઝિયાની આ દર્દનાક હાલત જોઈને દિગમૂઢ બની ગયો હતો. અદનાન ફાટે ફાટે ડોળે તાકી

રહયો હતો. મેં તેને બોલાવ્યો. જેવી જ ફવઝિયાની નઝર અદનાન પર પડી, હયરતથી તેનું મોં ખુલી ગયું. આનંદના જોશથી તેની આંખો ચમકવા લાગી. તેની ચીસ નીકળી ગઈ. તે બોલી ઉઠી, "અદનાન...! મારા લાલ...! મારા બેટા...!"

અદનાન તેની બાંયોમાં આવી ગયો તેણે અદનાનનો હાથ પોતાના ગાલ પર તે જગાએ મૂકી દીધો જ્યાં તેણે તમાચો માર્યો હતો. પછી તે મમતાના જોશમાં બાળકને ચૂમીઓ આપવા લાગી. મેં જોયું કે તેના ચેહરા પર વેહશતને બદલે પ્રફુલ્લતા અને શાંતિની ઝલક હતી.

ફવઝિયાએ પોતાના બાળકને છાતી સાથે ચાંપતાં પસ્તાવા ભરી નઝરે અહમદ તરફ જોયું. અહમદ હવે સ્વસ્થ થઈ ગયો હતો. ને આગળ વધીને ફવઝિયા પાસે ગયો ને નઝરો નીચી કરીને ચુપચાપ ઉભો થઇ ગયો.

ફવઝિયા બોલી, "મારા સરતાજ! મને મુઆફ કરો!"

"ખુદાના ઘર સુધી!"

મેં જોયું તો બંનેની આંખો આંસુ વહાવતી હતી પણ મુસ્કુરાહટ તેઓના હોઠો પર રમી રહી હતી. ત્રણે વ્યકિતઓને એક સ્થળે ભેગાં મળીને આનંદ ઉલ્લાસના વાતાવરણમાં રાચતાં જોયાં તો મારા આનંદનો પાર ન રહયો એક વિજયી હાસ્ય મારા હોઠો પર ફરકી ગયું. અલ્લાહનો શુક્ર અદા કરવા બાદ મેં વૃધ્ધ દાસી તરફ જોયું. તે પણ રબ્બુલ-ઈઝઝતની બારગાહમાં શુક્રનો સિજદો અદા કરી રહી હતી. મારી ફર્ઝ પુરી થઈ ચુકી હતી.

એ પછી ફવઝિયાને દવરો પડયો હોય તેવું કદી સાંભળ્યું નહિ.

